જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ–૨૪

# મધુકર

મૂળ લેખક
વિનોબા ભાવે




નવજીવન કાર્યાલય
અમદાવાદ

## પ્રસ્તાવના

જેમને પ્રસિદ્ધિની કશી પરવા નહોતી તેમને પૂજ્ય ગાંધીજીના સત્યાગ્રહે અસાધારણ પ્રસિદ્ધિ આપી દીધી. એ પ્રસિદ્ધિ મળી ગઈ તો તેનાથી પણ જળકમળવત્ અલિપ્ત રહેવાની શક્તિ વિનોબામાં જેટલી છે તેટલી બીજા કોઈમાં નથી. જે વિશેષતાઓને લીધે પૂજ્ય ગાંધીજીએ એમને પ્રથમ સત્યાગ્રહી તરીકે પસંદ કર્યા, એ વિશેષતાઓ બધા લોકો નથી સમજી શક્યા, એવી મને શંકા છે. કેટલાક મોટા મોટા સરકારી અમલદારોએ કહ્યું કહેવાય છેઃ "જવાહરલાલજી, ભૂલાભાઈ તો મોટા નેતા છે. એમને સખત સજા કરવી પડે છે કેમકે એમનો પ્રભાવ હજારો લોકો પર છે. વિનોબા તો 'Small fry'—અલ્પ જીવ—છે, એમને ગાંધીજીએ આગળ આણ્યા છે, એમની અસરનો સરકારને ડર નથી." ડર હોય કે ન હોય, મિ. એમરીએ પણ હમણાં પોતાના નિવેદનમાં એમના નામનો ઉલ્લેખ કર્યો છે અને એમને એક સાચા દયાધર્મી તરીકે વર્ણવ્યા છે.

વિનોબાનો પ્રભાવ લોકો આજે નહિ જાણે, વરસો પછી જાણશે. એમની થોડી વિશેષતાઓનો નિર્દેશ કરવાનું હું આવશ્યક માનું છું. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી છે; એવા નૈષ્ઠિક બ્રહ્મચારી કદાચ બીજા પણ હશે. તેઓ પ્રખર વિદ્વાન છે; એવા પ્રખર વિદ્વાન બીજા પણ છે. તેઓ સાદાઈને વર્યા છે; એમનાથી પણ વધારે સાદાઈથી રહેનારા ગાંધીજીના અનુયાયીઓમાં કેટલાક છે. તેઓ રચનાત્મક કાર્યના પુરસ્કર્તા અને રાતદિવસ એમાં જ મંડ્યા રહેનારા છે; એવા પણ ગાંધીજીને અનુસરનારાઓમાં કેટલાક છે. એમના જેવી તેજસ્વી

બુદ્ધિશક્તિવાળા પણ કેટલાક છે. પણ એમનામાં કેટલીક એવી વસ્તુઓ છે જે બીજા કોઈમાં નથી. કોઈ નિશ્ચય કર્યો, કોઈ સિદ્ધાંત ગ્રહણ કર્યો, તો તે જ ક્ષણથી તેનો અમલ કરવો એ એમનો પ્રથમ પંક્તિનો ગુણ છે. એમનો બીજો ગુણ નિરંતર વિકાસશીલતા છે. આપણામાં ભાગ્યે જ કોઈ એવો હશે જે કહી શકે કે હું પ્રતિક્ષણ વિકાસ કરી રહ્યો છું. ગાંધીજી સિવાય બીજા કોઈમાં એ ગુણ મેં જોયો હોય તો તે વિનોબામાં જોયો છે. આવા ગુણોને લીધે ૪૬ વરસની ઉમરે તેમણે અરબી જેવી અઘરી ભાષાનો અભ્યાસ કર્યો, કુરાનેશરીફ પઢવા માંડ્યું અને તેના લગભગ હાફેજ થઈ ગયા. બાપુના ઘણા મોટા અનુયાયીઓ એવા છે કે જેમનો જનતા પર બહુ પ્રભાવ પડે છે; પણ બાપુના કોઈક જ અનુયાયીએ, વિનોબાએ જેટલા સત્ય-અહિંસાના પૂજારી અને કાર્યેન સાચા સેવકો તૈયાર કર્યા છે, એટલા કર્યા હશે. 'योगः कर्मसु कौशलम्' એ અર્થમાં વિનોબા સાચા યોગી છે. એમનાં વિચાર, વાણી અને આચારમાં જેવો એકરાગ છે એવો એકરાગ બહુ થોડા કાર્યકર્તાઓમાં હશે. 'संचार करो सकल कर्मे शान्त तोमार छंद' — કવિવર ટાગોરની આ પ્રાર્થના વિનોબા કદાચ પૂર્વજન્મે કરીને આવ્યા હશે, તેથી એમનુ જીવન એક મધુર સંગીતમય છે. આવા અનુયાયીથી ગાંધીજી અને એમના સત્યાગ્રહની પણ શોભા છે.

એમના કેટલાક લેખોનો આ સંગ્રહ બહુ ઉપયોગી થઈ પડશે. એમનું મિતભાષીપણું, એમનો વિચાર અને વાણીનો સંયમ, અને એમની તત્ત્વનિષ્ઠાનો આ સંગ્રહમાં ડગલે ડગલે પરિચય મળશે.

સેવાગ્રામ
૨૫-૧૧-'૪૦

મહાદેવ દેસાઈ

# પ્રકાશકનું નિવેદન

પાંચ વરસ ઉપર શ્રી. વિનોબા સંપાદિત મહારાષ્ટ્ર-ધર્મ નામના મરાઠી સાપ્તાહિક (સને ૧૯૨૪–૧૯૨૭)માંથી વીણી કાઢેલા લેખોનો એક સંગ્રહ 'મધુકર' નામથી વર્ધાથી પ્રસિદ્ધ કરવામાં આવેલો. તેના નામનો ખુલાસો શ્રી. વિનોબાએ તે પુસ્તકની પ્રસ્તાવનામાં નીચે મુજબ આપ્યો હતો :

"મહારાષ્ટ્ર-ધર્મનું ટૂંકું રૂપ 'મ. ધ.' તેને પાણિનીય નિયમ મુજબ 'ઉ' અનુબંધ જોડીને 'મધુ' એ સાંકેતિક શબ્દ બનાવ્યો છે. મધુ એટલે 'મહારાષ્ટ્ર-ધર્મ'માંથી વીણી કાઢેલું લખાણ. તેના સંગ્રહનું પુસ્તક તે 'મધુકર'."

પ્રસ્તુત પુસ્તકનો પહેલો ખંડ તે એ જ 'મધુકર'નો અનુવાદ છે. બીજા ખંડના તેવીસ લેખો -'ગ્રામસેવાવૃત્ત', 'સર્વોદય' વગેરે સામયિકોમાં આવેલા લેખોનો અનુવાદ છે.

વળી આ સંગ્રહનો છેલ્લો લેખ ઉપર જણાવેલા 'મહારાષ્ટ્ર-ધર્મ'માંથી લીધો છે. આમ છતાં શ્રી. વિનોબાના લેખોના આ આખા સંગ્રહને પણ 'મધુકર' નામ આપવામાં આવ્યું છે; એમાં ઔચિત્યનો ભંગ નહિ ગણાય એવી આશા છે.

રેંટિયાબારશ
સં. ૧૯૯૭

# અનુક્રમણિકા

## ખંડ ૨ જો

# ૧

# ઘરડો તર્ક

કોઈ માણસની ઉમર મોટી હોય તો તેને આપણે ઘરડો કહીએ છીએ. આવા ઘરડાઓ આપણા દેશમાં આજકાલ ઘણા ઓછા નજરે પડે છે. આપણા લોકોની સરેરાશ આવરદા હાલ ચોવીસ વર્ષની છે. વિલાયત વગેરે દેશોમાં આનું પ્રમાણ આથી બમણા ઉપર છે. એટલે એ તરફ ઘરડાઓ એ રીતે ઘણા જોવામાં આવે છે.

પણ આપણે ત્યાં આવા ઘરડાઓ ઓછા હોય તોય બીજી એક જાતના ઘરડાઓ ઘણા છે. આ ઘરડાઓ તે કોણ? નવી વસ્તુ શીખવાની ધગશ જેનામાંથી જતી રહી હોય તે ઘરડો એમ એક સંતે કહ્યું છે. આવા ઘરડાઓ આપણા દેશમાં જ્યાં જાઓ ત્યાં નજરે પડશે. નાનપણમાં જે કંઈ દૈવવશાત્ મળ્યું તે ખરું. થોડો મોટો થઈને ધંધે વળગ્યો કે પછી 'અમુક વસ્તુ શીખી લે' એમ કોઈ કહે તો તે ન બની શકે. આવી જડતા ભણેલા અને ન ભણેલા બન્ને વર્ગના હાડમાં અનેક વરસોની ગુલામીને પરિણામે ઊતરી ગયા જેવી થઈ છે. ભણેલા લોકોમાં તેનું પ્રમાણ કદાચ વધારે હોય, ઓછું તો નથી જ.

એક વખત એક રાષ્ટ્રીય શાળાના શિક્ષકને મેં સહેજ સૂચવ્યું, 'તમે થોડુંક હિન્દી શીખી લો. હિન્દીને આપણે રાષ્ટ્રભાષા માનીએ છીએ. કંઈ નહિ તો રાષ્ટ્રીય શાળામાં તો હિન્દીનો અભ્યાસ થવો જ જોઈએ. તેમાંય હિન્દી કંઈ અઘરી ભાષા નથી, ઘણી સહેલી છે. (અને તેથી

જ તે રાષ્ટ્ર-ભાષા થઈ શકી છે.) એકાદ ઉનાળાની રજામાં હિન્દી ભાષા સહેજે રમતમાં શીખી શકાય તેમ છે. તમે શીખી લો તો આપણે છોકરાઓને થોડુંક હિન્દી શીખવી શકીશું ' ત્યારે તે ભાઈએ રીધો જવાબ આપ્યો. 'તમારી વાત સાચી છે. હિન્દી એમ તો કંઈ ખાસ અઘરી ભાષા નથી. પણ હવે મારાથી કંઈ નવું શીખી શકાય એમ લાગતું નથી. હું જે કંઈ ભણ્યો છું તેટલાથી તમે કહો તેટલું કામ મારી પાસે કરાવી લો. જોઈએ તો રોજને બદલે પાંચ કલાક ભણાવીશ. પણ નવુ શીખવાનું ન કહો. ભણીભણીને કંટાળી ગયો છું હવે!' બિચારો જીવીજીવીને પણ કંટાળી ગયેલો દેખાયો. એનું નામ તે ઘરડો.

આ થઈ સાદી હિન્દી શીખવાની વાત. એથી આગળ જઈને જો કોઈ એમ કહે કે, 'હિન્દુ-મુસલમાન ઐક્ય મજબૂત કરવુ હોય તો બન્ને કોમે પાસે આવીને એકબીજાનો ઠીકઠીક પરિચય સાધવો જોઈએ. એમ કરવાથી ઘણી ગેરસમજો આપોઆપ દૂર થઈ જશે. તો એટલા માટે રાષ્ટ્રીય શાળામાં દેવનાગરી લિપિની સાથે સાથે ઉર્દૂ લિપિ પણ શીખવવી જોઈએ. અને તેમ કરવું હોય તો શિક્ષકોએ તે લિપિ પ્રથમ શીખી લેવી જોઈએ' તો તે કહેનાર ગાંડામાં જ ખપવાનો. અને વધારામાં જવાબમાં એમ કહેવામાં આવશે કે 'જુઓ ભાઈ, મુસલમાનોનું બધુ જ ઊલટું. અમે ચોટલી રાખીએ છીએ તો તેઓ ચોટલી કાઢી નાંખે છે. અમે દાઢી સાફ કરીએ છીએ તો તેઓ દાઢી રાખે છે. તેવી જ તેમની લિપિ છે એમ કહે છે. અમે ડાબી બાજુથી જમણી તરફ લખીએ છીએ તો તેઓ જમણેથી ડાબી તરફ લખે છે. આવી લિપિ અમારાથી કેમ

કરીને શીખી શકાય?' આ કંઈ કલ્પનાથી ઉપજાવી કાઢેલી વાત નથી. આવો જવાબ એક ગૃહસ્થ પાસેથી જાતે સાંભળેલો છે. તેમાં મુસલમાનો વિષે વાત કરવાની ઢબ, એ એક ગમ્મત દાખલ આકસ્મિક આવેલી હતી. એ તેમના કહેવાનો ખાસ આશય ન હતો. તેમના કહેવાનો હેતુ એટલો જ કે, 'હવે નવું શીખવાનું ન જોઈએ.'

અને સૂતર કાંતવાનું કોઈ કહે તો?—પછી પૂછવાનું જ શું? 'પહેલી વાત તો એ કે વખત જ ઘણો ઓછો મળે છે. પણ વખત ગમે તેમ કરીને કાઢી શકાય તોય આજ સુધી આવું કામ કદી કરેલું નહિ એટલે હવે તે કેમ કરી શકાશે?' અહીંથી શરૂઆત થવાની. 'જે આજ સુધી થયું નથી તે હવે પછી થવાનું નથી.' આનું જ નામ ઘરડો તર્ક. આ ઘરડાને એમ કેમ નથી સમજાતું કે આજ સુધી નથી થયું એવું ઘણું ભવિષ્યમાં થવાનું છે. મારા બાબાનું લગ્ન હજી સુધી થયું નથી, તે હજી થવાનું છે, એ મને સમજાય છે. પણ આજ સુધી મારે હાથે સૂતર કંતાયું નથી તે હવે પછી કંતાવાનું છે એટલું કેમ મને સમજાતું નથી? એનો જવાબ સ્પષ્ટ જ છે. આજ સુધી મેં સ્વરાજ મેળવ્યું નથી, તે હવે પછી મેળવવાનું છે, એટલું ધ્યાનમાં આવતું નથી તેથી. અને તેની સાથે જ આજ સુધી હું મરી ગયો ન હોઉં તોય મારે હવે પછી મરવાનું આવશે, બલકે આજ સુધી હું મરી ગયો નથી તેથી જ હવે પછી મારે મરવું પડવાનું છે, એ વાતનું ભાન પણ નષ્ટ થયું છે તેથી.

હે મારા મન, આજ સુધી હું મરી ગયો નથી તેથી હવે પછી પણ મરવાનો નથી એવા ઘરડા તર્કનો ભોગ મા બન. નહિ તો ભારે હાનિ થશે.

## ૨

# જૈસેકો તૈસા

'તલવારની સાથે તલવારથી જ લડવું જોઈએ. તે વિના ચાલે જ નહિ,' એમ આપણામાંથી ઘણાના મનમાં વહેમ ભરાયેલો છે. એનું ખરું કારણ એ છે કે આજે આપણી પાસે તલવાર નથી. ઘણી વખત એમ બને છે કે આપણી પાસે જે વસ્તુ નથી હોતી તેની વધારેપડતી કિંમત આપણે આંકીએ છીએ. એવી આપણી દશા થયેલી છે. આપણા મનમાં તલવાર કેમ આવે છે? મ્યાનમાં નથી માટે. સાચે જ આપણા મ્યાનમાં જો તલવાર હોત તો તેને વિષે આપણા મનમાં આટલો મોહ ન થાત.

મોહ ન થાત, કારણ આપણને સાચી વસ્તુ સમજાઈ ગઈ હોત. 'તલવારની સાથે તલવાર' એ શબ્દો જો આપણા બાપદાદાને કાને પડયા હોત તો તેઓ હસવું ખાળી શકયા ન હોત. કારણ તેમને લડાઈનો અનુભવ હતો. કેમ લડાય છે તે તેઓ બરાબર જાણતા હતા. તેમણે આપણને સહેજે સમજાવ્યું હોત કે 'ભાઈ, તલવારની સામે તો ઢાલથી લડવું પડે છે.' જે કાળમાં લોકો 'ત' કહેતાં 'તલવાર' સમજતા તે વખતે આ વસ્તુ લોકો બરાબર જાણતા હતા. આજે હવે આપણે 'ત' કહેતાં 'તરબૂચ' સમજીએ છીએ, તેથી આ વાત આપણે ગળે ઊતરતી નથી.

આપણે 'જૈસેકો તૈસા' એમ ઘણી વાર બોલીએ છીએ, પણ આપણે એની મતલબ જ સમજતા નથી. 'જૈસેકો તૈસા' નો એટલો જ અર્થ છે કે દુશ્મનની તલવાર જેટલી મજબૂત હોય તેટલી આપણી ઢાલ મજબૂત હોવી જોઈએ. 'જૈસેકો તૈસા'નો અર્થ તલવારની સાથે તલવાર લડાવવી એમ કરવો એ મંદ બુદ્ધિનું લક્ષણ છે. તલવારની સાથે તો ઢાલ જ લડાવવાની હોય. પણ તે ઢાલનું સહન કરવાનું બળ તલવારના ફટકાના જોર કરતાં જરાય ઓછું ન પડવું જોઈએ. દુશ્મનના સવાલમાં જો પાંચ શેર ક્રોધ ભરેલો હોય તો આપણા જવાબમાં પાંચ શેર કરતાં ઓછો પ્રેમ હોય તે ન ચાલે.

શિક્ષકને વિદ્યાર્થીઓના અજ્ઞાનની સામે ઝઘડવાનું હોય છે. તે જો 'જૈસેકો તૈસા' નો ભલતો જ અર્થ કરી બેસે અને છોકરાઓને પૂછવા માંડે કે, 'તમને જો આટલી સાદી વાત સમજાતી નથી તો મને પણ શા માટે સમજાવી જોઈએ ? તમે મારા સવાલોનો જવાબ આપી શકતા નથી તો મારે તમારા સવાલોના જવાબ શું કામ આપવા જોઈએ ? તમે જો પોતાની પાસે અજ્ઞાન સંઘરો છો તો મારે જ એકલાએ શું કામ જ્ઞાન સંઘરવું જોઈએ ?' તો તેનો એટલો જ જવાબ આપી શકાય કે 'છોકરાઓ અજ્ઞાન સંઘરે છે એટલે તો જ્ઞાન સંઘરવાની ખાસ જવાબદારી તારે માથે છે.' અજ્ઞાનની સાથે મુકાબલો કરવો હોય તો તે જ્ઞાનથી જ કરી શકાય. 'જૈસેકો તૈસા' નો એટલો જ અર્થ કે સામા પક્ષના બળ કરતાં આપણું બળ ઓછું ન પડવું જોઈએ. સામા માણસનું અજ્ઞાન જેટલું ઊંડુ હોય તેટલું બલ્કે તેથી વધારે ઊંડું આપણું જ્ઞાન હોવું જોઈએ. તેથી જ છેક નીચલાં ધોરણોને શીખવવા માટે ઘણા ઊંચી કક્ષાના

શિક્ષકોની જરૂર હોય છે. અગાઉ પૌરાણિક કાળમાં જે લડાઈઓ થતી તેમાં પણ એક પક્ષ તરફથી જો મેઘાસ્ત્ર છોડવામાં આવતું તો સામો પક્ષ તેની ઉપર વાયુનું અસ્ત્ર ફેંકતો. પવનને જોરે વાદળાં હાંકી કાઢવાનાં હોય કે વાદળાં ઉપર વાદળાં પછાડવાનાં હોય? એક અજ્ઞાનની સાથે બીજું અજ્ઞાન અફાળવાનું હોય કે જ્ઞાનથી અજ્ઞાન દૂર કરવાનું હોય?

જેને વ્યવહારનું કંઈયે ભાન છે તેને આ વાત સમજતાં મુશ્કેલી ન લાગવી જોઈએ. દેવતાને હોલવી નાખવો હોય તો પાણી રેડવું જોઈએ; અંધારું થયું હોય તો દીવો કરવો જોઈએ; આટલી સાદી વાત કોને નથી સમજાતી? અને જો સમજાય છે તો, ક્રોધને પ્રેમથી જીતવો જોઈએ, બૂરાઈને ભલાઈથી જીતવી જોઈએ, કંજૂસાઈને દિલદારપણાથી જીતવી જોઈએ, અસત્યને સત્યથી જીતવું જોઈએ, એ સંતોનાં વચનો કેમ ગળે નથી ઊતરતાં? આ વસ્તુઓ પણ વ્યવહારની જ છે. પણ આપણે વિચાર કરતા નથી તેથી તે આપણને સમજાતી નથી. આપણા જ અંતરમા જરા તપાસી જોઈએ તો બધી વાતો સ્પષ્ટ થવા માંડશે.

## ૩

## ત્યાગ અને દાન

એક માણસે ભલાઈથી અને પ્રમાણિકતાથી ધંધો કરીને પૈસો મેળવ્યો છે. એ પૈસાથી તે પોતાનો સંસાર સુખેથી ચલાવી રહ્યો છે. બૈરીછોકરાં માટે તેને માયા છે. પોતાના દેહ માટે મમતા છે. સ્વાભાવિકપણે જ તેનું પૈસા તરફ વિશેષ ધ્યાન છે. દિવાળીના દિવસ આવતાં તે પોતાના હિસાબનું સરવૈયું કાળજીપૂર્વક કાઢે છે. સરવાળે ખરચ આવક કરતાં ઓછું થયું છે, અને તેથી પૂંજી કંઈક વધી છે એમ જોઈ તે રાજી થાય છે. ભારે દાદમાદથી તથા તેટલા જ ભક્તિભાવથી તે લક્ષ્મીની પૂજા કરે છે. તેને દ્રવ્યનો લોભ હોય તોય તેની સાથે જ તેને કીર્તિ કે સામાજિક પ્રતિષ્ઠાની કહો, યા પરોપકારની કહો, ખૂબ પરવા છે. દેવધર્મ માટે — એમાં જ દેશ પણ આવી ગયો સમજો — ખર્ચાયેલા પૈસાનો વ્યાજ સાથે બદલો મળે છે એવો તેને વિશ્વાસ છે. તેથી તેને માટે તે છૂટે હાથે ખર્ચ કરે છે. નાના બાળકને જેમ માનો તેમ આસપાસનાં ગરીબગુરબાંને તેનો મોટો આધાર લાગે છે.

બીજા એક માણસે આવી જ રીતે પ્રમાણિકતાથી પૈસો મેળવ્યો હતો. પણ તેથી તેને સંતોષ ન હતો. એક વખત બગીચા માટે તેણે એક કૂવો ખોદાવ્યો. કૂવો ઘણો ઊંડો ગયો. તેમાંથી થોડીક માટી, કેટલોક મુરમ અને મોટા જથ્થામાં પથ્થર નીકળ્યા. તેનો એક ડુંગર જ બન્યો. તે પોતાના

મનમાં વિચાર કરવા લાગ્યોઃ 'મારી તિજોરીમાં પણ પૈસાનો એવો જ એક ડુંગર ભેગો થયો છે. તેને લીધે બીજે ક્યાંક એવડો જ મોટો ખાડો તો નહિ પડ્યો હોય ?' વિચારનો ધક્કો વિજળીના આંચકા જેવો હોય છે. આટલા વિચારથી તેની ઊંઘ ઊડી ગઈ ને તે જાગ્યો; એ કૂવો જ તેનો ગુરુ બન્યો. તે કૂવા પાસેથી તેને જે મંત્ર મળ્યો તેની કસોટી ઉપર તેણે પોતાની પ્રમાણિકતા ઘસી જોઈ. પણ તે પૂરતા કસની નથી એમ તેને જણાયું. 'વેપારી પ્રમાણિકતા' મેં જાળવી હોય તોય આવા રેતીના પાયા ઉપર મારું ઘર કેટલું ટકવાનું ? આ વિચાર તેને ઝોડની જેમ વળગ્યો. આખરે, પથ્થર અને માટી તથા માણેક અને મોતી એમાંનો તફાવત તેને દેખાતો બંધ થયો. 'નકામો કૂડોકચરો સંઘરી રાખવામાં શો અર્થ છે ?' -એવો વિચાર કરીને તે એક દિવસ સુંદર પરોઢિયે ઊઠ્યો. બધી સંપત્તિ તેણે ગધેડાની પીઠ ઉપર લાદી અને તે લઈને તે ગંગાને કિનારે પહોંચ્યો. 'હે માતા, મારું પાપ ધોઈ નાખ,' એમ કહી તેણે એ બધી કમાણી માતાના ખોળામાં ઠાલવી દીધી અને સ્નાન કરીને મુક્ત થયો. તેને કોઈ પૂછતું કે 'દાન પણ તમે કેમ ન કર્યું ?' તો તે જવાબ આપતો, 'દાન કરવા જાઉં તો 'પાત્ર' જોવું પડે. અપાત્રને દાન કરવાથી ધર્મ કરવા જતાં અધર્મ થઈ બેસવાની ધાસ્તી હોય છે. મને અનાયાસે ગંગાનું 'પાત્ર' મળી ગયું. તેમાં મેં દાન કર્યું.' એથીય ટૂંકાણમાં તે એટલું જ કહેતો, 'કચરાનું તે કંઈ દાન કરવાનું હોય ?' આગળ જતાં છેવટે તે 'મૌન !'થી જવાબ આપવા લાગ્યો. આવી રીતે તેણે સંપત્તિનો ત્યાગ કર્યાથી હવે તેના બધા 'જિગરના દોસ્તો'એ તેનો ત્યાગ કર્યો છે.

પહેલો દાખલો દાનનો છે, બીજો ત્યાગનો છે. આજના જમાનામાં પહેલો દાખલો જેમ મનમાં ઠસી જાય છે તેમ બીજો ઠસતો નથી. પણ આ આપણી દુર્બળતા છે. એટલા જ માટે શાસ્ત્રકારોએ પણ કલિયુગમાં દાનનો મહિમા કહ્યો છે. 'કલિયુગ' એટલે પણ શું? કલિયુગ એટલે મનની નબળાઈ. નબળું મન પૈસાનો લોભ સાવ છોડી શકતું નથી. તેથી એવું મન ઘણો ઊંચો કૂદકો મારે તોય તે દાન સુધી જ પહોંચે છે. ત્યાગ જેટલે ઊંચે તે જઈ શકતું નથી. લોભી મનને ત્યાગનું નામ દેતાં કંઈ ને કંઈ થાય છે. તેથી શાસ્ત્રકારોએ તેની આગળ દાનનો મહિમા અને ગુણ ગાયાં છે.

ત્યાગ તો છેક મૂળ ઉપર જ ઘા કરે છે. દાન કરવું એ ઉપર ઉપરથી પાંદડાં તોડવા જેવું છે. ત્યાગ પેટમાં આપવાની દવા છે. દાન કપાળે ચોપડવાનો સૂંઠનો લેપ છે. ત્યાગમાં અન્યાય માટેની ચીડ છે. દાનમાં સામાજિક પ્રતિષ્ઠાનો મોહ હોય છે. ત્યાગથી પાપનું મુદ્દલ સુધ્ધાં ચૂકતું થાય છે, જ્યારે દાનથી તો માત્ર પાપનું વ્યાજ જ ચૂકવાય છે. ત્યાગનો સ્વભાવ દયાળુ છે. દાનનો સ્વભાવ માયાળુ છે. બંને ધર્મ-કાર્યો જ છે. ત્યાગનો નિવાસ ધર્મની ટોચ ઉપર છે, દાનનું રહેઠાણ તેની તળેટીએ છે.

પ્રાચીન કાળમાં માણસ અને ઘોડો અલગ અલગ રહેતા. કોઈ કોઈના તાબામાં ન હતું. એક વખત માણસને કંઈ ઉતાવળનું કામ આવ્યું. એટલે તેણે ઘોડા પાસે તેની પીઠ થોડા વખત પૂરતી ભાડે માગી. ઘોડાએ પણ પડોશધર્મ માનીને માણસની માગણી સ્વીકારી. માણસે કહ્યું, 'પણ મારાથી તારી પીઠ ઉપર એમ ને એમ નહિ બેસી શકાય. લગામ

ફેરવવા દઈશ તો જ તારી પીઠ હું વાપરી શકીશ.' ઘોડાએ આ વાત પણ કબૂલ રાખી. ઘોડાને લગામ ઘાલીને માણસ ઘોડા ઉપર સવાર તો થયો; ઘોડાએ પણ થોડા જ વખતમાં તેનું કામ પાર પાડી આપ્યું. હવે કરાર મુજબ માણસે ઘોડાની પીઠ ખાલી કરવાનું આવ્યું; પણ માણસનો લોભ છૂટે નહિ. એ કહે,—' આમ જો ભાઈ, તારી પીઠ મારાથી હવે છોડાતી નથી, એટલે એટલી વાત તું મને માફ કર. એમ તો તેં મારી ચાકરી કરી છે, (અને હવે પછી પણ કરીશ!) એ વાત હું કદાપિ ભૂલીશ નહિ. ને બદલ હું તારી ચાકરી કરીશ. તારે માટે તબેલો બાંધીશ. તને દાણા ખવડાવીશ, પાણી પાઈશ, ખરેરો કરીશ, તું જે કહે તે કરીશ. પણ એટલી વાત હવે કરીશ મા.' ઘોડો બિચારો શું કરી શકે? મોઢેથી હણહણીને એ મૂંગા જનાવરે પોતાની ફરિયાદ પ્રભુના દરબારમાં નોંધાવી. ઘોડાને ત્યાગ જોઈતો હતો ત્યારે માણસ દાનની વાતો કરતો હતો! ભલા માણસ! તારો આટલો બોલ પણ ખરો પડવા દેજે.

४

# ઋષિતર્પણ

માણસ એ દેવ અને પશુ બેની વચ્ચોવચ ઊભો છે. એક રીતે એ તે બે વચ્ચેનો સાંધો છે, અથવા તો તે બેને જોડનારી કડી છે એમ પણ કહી શકાય. તે જો ઇચ્છે તો પશુ કરતાં પણ પશુ તે થઈ શકે છે, એનો અનુભવ ડગલે ને પગલે થાય જ છે. પણ જો તે ધારે તો દેવ બનવાની શક્તિ પણ તેનામાં છે, એવો અનુભવ પણ — ભલે તે ઘણો થોડો હોય— દુનિયાને થયો છે. 'नरका नारायण' થવું અશક્ય નથી. આ વાત આજ સુધી અનેક મહાન પુરુષોએ પોતાની કરણીથી દુનિયાને બતાવી આપી છે. એવા જ પુરુષોમાંનો આજના જમાનામાં લોકમાન્ય તિલકનો દાખલો છે. જે માણસો પોતાનું કર્તવ્યકર્મ બજાવીને દેવકોટિમાં દાખલ થાય છે તેમને વેદોએ 'કર્મ–દેવ' એવી પદવી આપેલી છે. આ પદવી લોકમાન્ય તિલકે આપણા બધાની આંખ આગળ જ પ્રાપ્ત કરી હતી. એ પ્રસંગનું સ્મરણ તો હજી તાજું છે. પણ એકલું સ્મરણ બસ નથી. સ્મરણની સાથે અનુકરણ જોઈએ.

આકાશના પોલાણમાં અસંખ્ય તારાઓ ભરેલા છે. દૂરબીનની સહાય વિના કેવળ આંખથી એ બધાનું દર્શન કરી શકાતું નથી. દૂરબીનથી પણ બધાનું દર્શન તો નથી જ થઈ શકતું. પણ એકલી આંખની નજરમાંથી સંતાઈ રહેલા

કેટલાક નાના તારા દૂરબીનને દેખાય છે. જીવન પણ આકાશના જેવું પોલું ભાસે છે. પણ એ પોલું દેખાતું જીવન નક્કર સિદ્ધાંતોથી ભરેલું છે. એકલી બુદ્ધિને તેમાંના ઘણા ઓછા સિદ્ધાંતો ગમ્ય છે. પણ તપશ્ચર્યાની દૂરબીન લગાડીએ ત્યારે કેટલાક સૂક્ષ્મ સિદ્ધાંતો ડોકિયાં કરવા લાગે છે. આવો એકાદ સિદ્ધાન્ત કે તત્ત્વ જે જોવા પામ્યો હોય તેને મંત્ર-દર્શન થયું એમ કહેવાય. તેનું જ નામ ઋષિ. 'ઋષિ'નો મૂળ અર્થ 'મંત્ર જોનારો' એવો છે. વિશ્વામિત્ર ઋષિએ ઘોર તપશ્ચર્યા કરી ગાયત્રી મંત્ર પ્રાપ્ત કર્યો એ વાત પ્રસિદ્ધ છે. તિલક મહારાજ પણ આજના જમાનાના આવા જ એક ઋષિ હતા. કારણ તેમણે પણ તપ કર્યું હતું અને મંત્ર પ્રાપ્ત કર્યો હતો. એ મંત્ર તે કયો? 'સ્વરાજ એ મારો જન્મસિદ્ધ હક છે, અને તે હું મેળવીશ જ.' આ તે મંત્ર. આ મંત્રનો ઉચ્ચાર તો આપણે ખૂબ કર્યો છે. પણ કેવળ ઉચ્ચાર બસ નથી, ઉચ્ચારની સાથે આચાર જોઈએ.

આ આચારનું ધોરણ કેવું હોવું જોઈએ તે લોકમાન્ય તિલકે કહી દીધું છે. તેમ કરવું તેમને માટે અનિવાર્ય હતું. કારણ એકલું તત્ત્વ કે એકલો સિદ્ધાન્ત કહ્યે કેમ ચાલે? એની સાથે જ તેનો ઉપયોગ ક્યારે અને કેવી રીતે કરવો વગેરે મુદ્દાઓની ચોખવટ કરવી એ જરૂરનું છે, એવો તેમનો અભિપ્રાય હતો. તેથી કેવળ ઉપરનો મંત્ર કહી તેમને સંતોષ થયો નહિ. તે મંત્રનું ભાષ્ય પણ તેમણે જાતે જ લખ્યું. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને બોધ આપવાનું નિમિત્ત બનાવી આખી દુનિયાને ઉપદેશ કર્યો એમ શંકરાચાર્યે કહ્યું છે. તેમ જ લોકમાન્યે 'ગીતારહસ્ય'માં ગીતાને નિમિત્ત બનાવીને ઉપરના મંત્રનું વિવરણ

કરેલું છે. પણ આ વાત આપણા ધ્યાનમાં આવી નહિ. તેથી ગીતારહસ્યનો ગીતાના શ્લોકો સાથે મેળ સિદ્ધ કરવાની નકામી ભાંજગડ આપણે ઊભી કરી અને વિનાકારણ આપણે ગોટાળામાં પડ્યા. ગીતારહસ્ય એ ઉપરના સ્વરાજ્યમંત્રનું રહસ્ય છે એમ જો આપણે ધ્યાનમાં રાખીએ તો આપણને ગીતારહસ્યનો અર્થ બરાબર સમજાશે. પણ એટલું સમજવું બસ નથી, સમજવાની સાથે જ શું કરવું તેની સૂઝ પડવી જોઈએ.

૨

'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે' એ થયો હકનો ભાગ. આને જ 'અને તે હું મેળવીશ' એ કર્તવ્યનો ભાગ જોડેલો છે. આસુરી સંપત્તિ કહે છે, — 'હકનું રક્ષણ કરવું એ મારું કર્તવ્ય છે.' દૈવી સંપત્તિ કહે છે, — 'કર્તવ્ય કરતા રહેવું એ મારો હક છે.' પશ્ચિમની સંસ્કૃતિને આસુરી સંપત્તિની લગની લાગી છે. પૂર્વની સંસ્કૃતિને દૈવી સંપત્તિ માટે પ્રેમ છે. સંસ્કૃત ભાષામાં તો હકના અર્થનો સ્વતંત્ર શબ્દ જ મળતો નથી. તે અર્થ વ્યક્ત કરવા માટે આપણે 'અધિકાર' શબ્દનો ઉપયોગ કરીએ છીએ. પણ અધિકાર શબ્દનો અર્થ મૂળમાં તો 'ભાગે આવેલું કામ' અથવા કર્તવ્ય એવો જ છે. 'તને કર્મ કરવાનો અધિકાર છે, તેના ફળનો નથી' આ ગીતાના વચનમાં 'અધિકાર' શબ્દના અર્થની સાથે જ દૈવી સંપત્તિના વલણનું પણ સારું સ્પષ્ટીકરણ થયેલું છે. ઉપરના સ્વરાજ્યમંત્રની અને તેમાં પણ ખાસ કરીને તેના પૂર્વાર્ધની, એકંદરે રચના, તદ્દન પશ્ચિમની ઢબની થયેલી છે, એ વાત કંઈ ખોટી નથી. પણ મજકૂર મંત્રનો અવતાર સામાન્યપણે પશ્ચિમની સંસ્કૃતિથી મુગ્ધ બનેલા

લોકો માટે જ હોવાથી તેમ થવું એક રીતે સ્વાભાવિક જ હતું. અને જે વાત મંત્રની થઈ તે જ વાત ભાષ્યની હોવાની એ તો દેખીતું જ છે. તેથી 'ગીતારહસ્ય' ઉપર પશ્ચિમના વલણની સારી પેઠે છાપ પડેલી દેખાય છે. પણ શિષ્ય ગમે તેટલો વિદ્વાન હોય તોય ગુરુજીના હાથ નજે કામ કરતાં તેની વિદ્વત્તા કંઈક ઝાંખી પડે છે. અથવા તો ભભકવાળા રંગની વસ્તુ પણ ચાંદામામાના રાજ્યમાં ફીકી પડયા વિના રહેતી નથી. તેવી જ રીતે ગીતારહસ્યમાં શ્રીકૃષ્ણના યોગશાસ્ત્રને સંભાળીને પ્રવચન કરવાનું હતું તેથી મૂળના રાજસ વલણની ઉગ્રતા સારી પેઠે મર્યાદામાં રહી છે. તેથી મંત્રમાં પૂર્વાર્ધ ઉપર જોર દેખાતું હોય તોય ભાષ્યમાં ઉત્તરાર્ધ ઉપર જોર છે. 'સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક છે' ખરો. પણ આળસુ હકનો કોણ ભાવ પૂછે? તેથી આ પૂર્વાર્ધના સિદ્ધાન્ત કરતાં 'અને તે હું મેળવીશ જ' એ ઉત્તરાર્ધમાં જણાવેલો સંકલ્પ જ વધારે મહત્ત્વનો છે. સ્વરાજ આજે શાથી નથી? અને આવતી કાલે કેમ કરીને મેળવીશું? એ જ મુદ્દાના સવાલો છે. અને તેમનો લોકમાન્યે ગીતારહસ્યમાં આપેલો જવાબ અક્ષરેઅક્ષર ખરો છે.

લોકમાન્યનું કહેવું ટૂંકમાં આમ છે,—સ્વરાજ મેળવવું હોય તો જ્ઞાન અને કર્મની જોડીમાં ભંગાણ પડે એ ન ચાલે. આજ સુધી ડહાપણ અને કર્તૃત્વની અરસપરસ ઓળખાણ જ ન હતી. એકનું મોઢું પૂર્વ તરફ તો બીજાનું પશ્ચિમ તરફ, એવી દશા હતી. તેથી સ્વરાજ્યનાં દર્શન થયાં નહિ. ડહાપણને કર્તૃત્વનો સ્પર્શ પણ સહન થાય નહિ. 'આ અસ્પૃશ્યતા દૂર કરવામાં આવે તો સ્વરાજ પાસે જ છે,' એ કથન કેટલું સત્ય છે! આજે વૃદ્ધોનો અનુભવ અને યુવકોનો ઉત્સાહ એ

એ જુદા પડયા છે; સ્ત્રીઓનું ડહાપણ અને પુરુષોનું કર્તૃત્વ એ બેની ફારગતી થઈ છે; બ્રાહ્મણોનું શાસ્ત્ર અને બ્રાહ્મણેતરોની કળા એ બે વચ્ચે નડ પડી છે; હિન્દુઓની કાર્યદક્ષતા અને મુસલમાનોનું જોમ એ બેમાં સંપ રહ્યો નથી; અગ્રજોની સભ્યતા અને અંત્યજોની સેવાનો સંપર્ક રહ્યો નથી; ભિક્ષુકોનો ધર્મ અને ગૃહસ્થોનું કર્મ એ બેનો મેળ રહ્યો નથી. આ સ્થિતિ જો સુધારી શકાય, જ્ઞાન અને કર્મનો સમુચ્ચય જો સાધી શકાય તો સ્વરાજ એ આપણા હાથની વાત છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

જૂના વખતમાં મહારાષ્ટ્રે સ્વરાજ્યની ભારે મોટી ચળવળ કરી હતી. આ ચળવળના આગેવાનોનો પણ લોકમાન્યે ગીતારહસ્યમાં જે મુદ્દો રજૂ કર્યો છે તેના ઉપર જ ભાર હતો. 'चित्तीं नाम हातीं काम' (મનમાં રામનું નામ અને હાથમાં કામ) આ તે વખતની ચળવળનો ધ્યાનમંત્ર હતો. ગોરોબા કુંભાર એ આગેવાનોના ગુરુ મનાતા. એટલી તેમના જ્ઞાનની ખ્યાતિ હતી. પણ તેથી કાચાં માટલાં શેકીને પાકાં બનાવવાનું તેમનું કારખાનું કદી પણ બંધ પડયું ન હતું. સેના વાળંદ એ પણ એ ચળવળમાંના એક મોટા સેનાપતિ હતા. તોય માથાપરનો મેલ ઉતારી અરીસો આગળ ધરવાનું તેમનું કામ નિયમિતપણે ચાલુ જ હતું. નામદેવ તો એ ચળવળના પ્રાણસમા કહેવાય. પ્રભુ પોતે નામદેવનું નામ જેટલું જપતા તેટલું કદાચ પ્રભુનું નામ નામદેવ ભાગ્યે જ જપતા હોય. આમ છતાં ફાટેલાં કપડાં સીવવાનું તેમનું કુલવ્રત અબાધિતપણે ચાલુ જ હતું. અને આમ હતું તેથી જ એ વખતે થોડા સમય માટે પણ મહારાષ્ટ્રને સ્વરાજ્યનાં દર્શન થયાં.

"જ્ઞાની' કહેવડાવનારા લોકોને કર્મ કરવાનો કંટાળો આવવા માંડે, અથવા કર્મ કરવાની શરમ લાગવા માંડે એટલે રાષ્ટ્રની પડતીનો સમય આવ્યો જ સમજવો. આ નિયમ ગિબને રોમના ઇતિહાસમાં સ્પષ્ટપણે નોંધી રાખ્યો છે, અને આપણે ત્યાંના બધા સંતોએ, કવિઓએ, આચાર્યોએ એકે અવાજે આ જ વાત કહેલી છે. 'જેઓ કર્મને હલકું ગણી તેને ટાળે છે તે અણઘડ ગમાર છે, જ્ઞાની નથી,' એ વાક્ય તો જ્ઞાનીઓના રાજા જ્ઞાનેશ્વર પોતે કહી ગયા છે. અને મેં અગાઉ થઈ ગયેલા સંતોને માર્ગ પૂછીને આ કહ્યું છે એમ તેમણે પોતે જ ખાતરી આપેલી છે. લોકમાન્યને પણ એ જ વાત કહેવાની હતી. પણ તેમને એવો ભાસ થયો કે આ વાત કહેવાના કામમાં મને કોઈની જ મદદ નથી, હું સાવ એકલો પડી ગયો છું. અને તેમ લાગવાથી, તદ્દન ચિડાઈ જઈને આવેશપૂર્વક તેમણે પોતાનું મન્તવ્ય રજૂ કર્યું છે. આને માટે જવાબદાર કોણ ? — આપણું ગુલામ લોકોની બાઘાઈ અને વેવલો અકર્મણ્ય પરમાર્થ.

૩

ખરેખર જ્ઞાનને કર્મનો ડર પણ લાગતો નથી તેમ જ કંટાળો પણ લાગતો નથી. સામાન્ય જ્ઞાનને જ નહિ પણ બ્રહ્મજ્ઞાનને પણ આ નિયમ લાગુ પડે છે. માણસમાં જ્ઞાન જેટલું પચ્યું હોય તેટલા પ્રમાણમાં તે કર્મમાં પણ રસ લેતો થયો જ જાણવો. જ્ઞાનના ઉદયની સાથે કર્મની માથાકૂટનો અસ્ત થાય છે એ સાચી વાત છે. પણ કર્મની માથાકૂટનો અસ્ત થાય છે એનો અર્થ કર્મનો અસ્ત થાય છે એવો નથી; કર્મ સહજ થઈ જાય છે એવો

તેનો અર્થ છે. આપણે કેટલાક જ્ઞાનીઓની જ સાક્ષી આપીએ.

પ્રથમ શ્રીકૃષ્ણની જુબાની જોઈએ. તેઓ કહે છે,— "માણસના ચિત્તમાં જ્ઞાનનો ઉદય થતાની સાથે જ તેના 'હું'નો અસ્ત થાય છે. તેથી તેને લોકો માટે લાગણી થવા માંડે છે. ઉપરાંત, ધૈર્યનાં અને ઉત્સાહનાં કિરણ બધે ફેલાવાથી ભીતિ કે કંટાળાનો તો સવાલ જ રહેતો નથી. આવી સ્થિતિમાં જ્ઞાની બેવડા જોરથી કર્મનું આચરણ કરવા લાગે છે. ભૂતદયાને લીધે તેના દેહને લોકસંગ્રહની સહેજે ટેવ પડે છે" આના અનુસંધાનમાં તેમણે જનક રાજાનો જૂનો દાખલો આપ્યો છે. અને તેને પોતાના અનુભવથી પુષ્ટિ આપી છે. વધારામાં, 'શ્રેષ્ઠ પુરુષો કર્મ ન કરે તો લોકોને કર્મનો પાઠ કોણ આપે?' એવા સામાજિક યુક્તિવાદથી તેનું વધુ સમર્થન કર્યું છે.

બીજી જુબાની શંકરાચાર્યની. તેઓશ્રી કહે છે: "'જ્ઞાનનો અગ્નિ પ્રદીપ્ત થાય એટલે કર્મો બળી જાય છે' એમ જે કહેવામાં આવ્યું છે, તે સાંસારિક કર્મોને ઉદ્દેશીને છે. પારમાર્થિક કર્મોને તે લાગુ પડતું નથી. પારમાર્થિક કર્મો આચરવાથી જ માણસને જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય છે. એટલે કે, બીજી રીતે કહીએ તો આ કર્મની કૂખેથી જ્ઞાનનો જન્મ થયેલો હોય છે. તેથી તે કર્મ જ્ઞાનને માતા સમાન છે. આવી સ્થિતિમાં આ કર્મ ઉપર પણ જો જ્ઞાન હથિયાર ચલાવે તો તેને માતૃહત્યાનું પાપ લાગે! તેથી સાધક અવસ્થામાં શરૂ કરેલું 'પ્રારબ્ધ' કર્મ જ્ઞાન થયા પછી પણ બાકી રહે છે." આ મુદ્દાનું વિવરણ કરતી વખતે 'કુંભારનો ચાક માટલું તૈયાર થઈ ગયા

પછી પણ થોડા વખત સુધી કર્યાં કરે છે' એવો વ્યાવહારિક દાખલો તેમણે આપેલો છે.

ત્રીજી જુબાની સમર્થ રામદાસની. તેઓ કહે છેઃ "સાધકને જ્ઞાનનું 'રહસ્ય' પ્રાપ્ત થઈ જાય તોય તે પૂર્વવત્ પ્રયત્ન કરતો જ રહે છે. કારણ, આ રહસ્યનેય કાટ નહિ ચડે તેનો શો ભરોસો? એવો વિચાર કરી સત્કર્મો વડે તે પોતાના જ્ઞાનને હંમેશ ઘસતો રહે છે. તેથી કાટ ચડવાની ધાસ્તી રહેતી નથી. ખીલો હલાવીને વધારે મક્કમ કરવા માટે તે સાવધાન વૃત્તિથી પોતાની ઉપાસના ચાલુ રાખે છે. અને છેવટ સુધી સત્કર્મનું આચરણ કરતો રહે છે."

ચોથી જુબાની તુકારામ મહારાજની. તેઓ કહે છે,— "કોઈ એક માણસ મૂળ ગ્રામજોષી હતો. તેના ગળામાં હાથીએ માળા પહેરાવી. તેથી બિચારો રાજા થયો. તોય તેનું પંચાંગ કહેવાનું કામ બંધ થયું નહિ." જ્ઞાની માણસની સ્થિતિ એ રાજા જેવી જ હોય છે. સાધકાવસ્થામાં પડેલી ટેવ તેને કેવી રીતે છૂટે? પોતાના આ અભિપ્રાયની પુષ્ટિ માટે તેમણે પોતાનો જ અનુભવ કહ્યો છે. "હું માત્ર એક સામાન્ય 'તુકો' હતો તે વખતે સંતોની સોબત થઈ અને ભજનનો છંદ લાગ્યો. હવે હું 'રામ' થયો છું ખરો પણ મારું ભજન કંઈ બંધ થતું નથી. મૂળનો સ્વભાવ જતો નથી તેને હું શું કરું?"

૪

અસ્તુ. મોટા લોકોની પાછળ જઈ આપણે વધારે પડતી મોટી વાતો કરી. આ વાતો આપણા અધિકાર બહારની છે. ઘણાઓને તો તે સમજાશે પણ નહિ. પણ કંઈ વાંધો નથી. આજે જે વસ્તુઓ સમજાતી નથી તે કાલે સમજાવા લાગશે.

સંતોની કૃપાથી આપણો અધિકાર ધીમે ધીમે વધશે. તેમાંય અવારનવાર આવી વાતો કાને પડે તો તેમાં કશું ખોવાપણું નથી. આયપત-ન હોય તોય તહેવારને દિવસે લોકો શાહુકારનું દેવું કરીને પણ તહેવાર નથી ઊજવતા ? તેમ જ લોકમાન્યની પુણ્યતિથિને દિવસે સંતોના ચરણ પાસે આપણે ભીખ માગીને ચાર ટુકડા ભેગા કર્યા તેમાં કશું ખોટું કર્યું નથી. એમ ન કરીએ તો ગરીબોને મિષ્ટાન્નના બે કોળિયા પણ ક્યારે ખાવા મળે ? બીજુ, આપણે કંઈ શાહુકારનું દેવું કર્યું નથી, સંતોનું દેવું કર્યું છે, તેથી આપણે સુરક્ષિત છીએ. સંતો આપણને કનડશે એની તો મુદ્દલે ધાસ્તી નથી. સવાલ માત્ર એટલો જ છે કે આપણે આ મિષ્ટાન્ન પચાવી શકશું કે નહિ.

૫

## ત્રણ ગૃહદેવતાઓ

કોઈની પણ સ્વતંત્રતાને બાધ ન આવે, મર્યાદાભંગ ન થાય, અને સમાજનું ગાડું પણ વ્યવસ્થિતપણે ચાલે, બનતા સુધી બધાં કામો શાંતિથી પાર પડે, ક્રાન્તિનો પ્રસંગ ન આવે, એ હેતુ નજર આગળ રાખીને હિન્દુ સમાજની રચના કરવામાં આવેલી છે. તેથી હંમેશની જરૂરિયાતો માટે કોઈએ બીજા ઉપર અવલંબીને ન રહેવું એવો નિયમ હિન્દુ સમાજે ઘડી આપેલો છે. આ નિયમનું સરળતાથી પાલન થાય તેટલા માટે હિન્દુ સમાજે કેટલીક સંસ્થાઓ ઊભી કરી છે. અને તે સંસ્થાઓ બરાબર જળવાઈ રહે તેટલા માટે તેમનો ધર્મમાં સમાવેશ કરી દીધો છે. એવી સંસ્થાઓમાં સૌથી વધારે મહત્ત્વની ત્રણ સંસ્થાઓ છે.

તેમાં પહેલી સંસ્થા તે ચૂલો છે. આજે આપણને એ સંસ્થાનું મહત્ત્વ સમજાતું નથી. કારણ, આપણા સદ્ભાગ્યે આપણા ઘરમાંનો ચૂલો હોલવાઈ ગયો નથી. વસ્તુનું સાચું મહત્ત્વ અતિપરિચયને લીધે જણાતું નથી. નિશાળમાં 'माई थोर तुझे उपकार' (મા, મારા ઉપર તારા બારે ઉપકાર છે) એ ગીત ગમે તેટલો વખત ગોખ્યું હોય તોય, માતા જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી તેના ઉપકારની કલ્પના ઉન્મત્ત છોકરાને નથી આવી શકતી. પણ માતા ગુજરી જતાં, હવે આપણે

અનાથ થયા એ વાત જ્યારે ધ્યાનમાં આવે છે ત્યારે માતા એ શી ચીજ છે તેનું એને ભાન થાય છે. યુરોપના લોકોનો ચૂલો હોલાવા લાગ્યો એટલે ચૂલાની મીઠી હૂંફ વિષે ત્યાંના કવિઓએ કાવ્યો લખ્યાં છે. આપણે ત્યાં હજી આવાં કાવ્યોની જરૂર ઊભી થઈ નથી. જોકે મુંબઈ જેવા સ્થળોએ મિલમાં કે કૉલેજમાં ગધ્ધાવૈતરું કરનારા કેટલાક જીવો ચૂલાની હૂંફથી વંચિત થયા છે એ ભૂલવું ન જોઈએ. વખતસર સાવધ થઈને આ નવા વાવેતરનો સમૂળ ઉચ્છેદ કરવો જોઈએ. રાષ્ટ્રનો ચૂલો હોલવવા જેવી ગંભીર ભૂલ બીજી ભાગ્યે જ હોઈ શકે.

બીજી મહત્ત્વની સંસ્થા તે ઘંટી. ઘંટી કેવળ આટો જ પીસતી નથી; ઘરમાંનું આળસ અને રોગ પણ તે પીસી નાખે છે. આ સંસ્થા હવે શહેરોમાંથી લગભગ નષ્ટ થવા આવી છે. જનાબાઈ સાથે પ્રભુ પાંડુરંગ દળવા લાગ્યા હતા, એ વાતની કદર આજના જમાનાની શહેરની સ્ત્રી કરી શકતી નથી. ઊલટું, કન્યા માટે એવું ઘર શોધી કાઢું કે તેને નસીબે દળવાનું ન આવે, એવી તેના પિતાની ઇચ્છા અને પ્રયત્ન હોય છે. દળતાં ગાવા માટે તુકારામ મહારાજે ઓવીઓ રચેલી છે. મોરોપંતે રુક્મિણી-ગીત, સીતા-ગીત તથા સાવિત્રી-ગીત એમ ત્રણ ગીતો રચેલાં છે. પણ બહેકી ગયેલા લોકોને તેની શી પડી છે? શ્રમ બચાવીને શું કરવાના? પ્રાણ તો નહિ જ બચે. પણ પ્રાણ ન બચે તોય બહેતર, શ્રમ તો બચવો જ જોઈએ; એટલો બધો શ્રમ કરવાનો લોકોને કંટાળો લાગવા માંડ્યો છે. મિલનો લોટ બળી ગયેલો હોય છે. તેને લીધે રોગ ફેલાય છે. છાત્રાલયોમાં, વીશીઓમાં, ક્યારેક ક્યારેક મહિના મહિનાનો વાસી લોટ વાપરવામાં આવે છે. સોના જેવા મોંઘામૂલા ઘઉં મિલમાં

દળાવવા એ ઘઉંની જ નહિ પણ પોતાના શરીરની પણ માટી કરાવવા જેવું છે. આ બાબતમાં બધા ડૉકટરોનો એક મત છે. તેથી ઘંટીનો પુનરુદ્ધાર કરવો એ અગત્યનું છે, એ વાત સૌ કોઈને માન્ય હોવી જોઈએ.

ત્રીજી સંસ્થા તે રેંટિયાની બ્રાહ્મ. રેંટિયા વિષે હવે પછી ઘણું લાંબું પુરાણ કહેવાનું છે. તોય આજે મંગલાચરણ પૂરતું કંઈક કહેવું જ જોઈએ. પૂર્વે હરકોઈ કુટુંબમાં રેંટિયો ચાલતો હતો. તેથી 'એક રોટી'ની જેમ 'દો લંગોટી'ના સવાલનો પણ ઉકેલ આપોઆપ આવી ગયો હતો. ગામડાના કારીગરોમાં વણકર એ પણ એક કારીગર હતો. ઘેર કાંતેલું સૂતર આ વણકર પાસેથી વણાવી લેવાતું. અને તેના બદલામાં વરસને અંતે તેને થોડુંક અનાજ મળતું. આ પદ્ધતિ હવે તદ્દન ભુલાઈ ગઈ છે. રેંટિયો ઘરમાં દાખલ થાય તો ચૂલાનો અને ઘંટીનો સવાલ પણ રહેશે નહિ. ગામડામાં પેટપૂરતું ખાવા ન મળવાથી ત્યાંના લોકોને શહેરમાં આવવું પડે છે. એ તેમનું શહેરમાં આવવાનુ જો બંધ કરી શકાય તો આપોઆપ ચૂલો સળગશે, અને ઘંટી પણ ફરવા માંડશે. ગામડાના લોકોના શહેર તરફ વહેતા પ્રવાહને બંધ કરવાની તાકાત એકલા રેંટિયામાં છે. તેથી રેંટિયાની સ્થાપના થઈ જાય તો ઘંટી અને ચૂલા માટે જુદું કશું કરવાની જરૂર નહિ રહે. ચૂલો, ઘંટી અને બ્રાહ્મ એ ત્રણ ગૃહદેવતાઓ છે. તેમની ઉપાસના કરનાર ગૃહસ્થનું સદાય કુશલ થશે. शान्तिः पुष्टिस्तुष्टिश्चास्तु ।

# ૬

# છોકરાઓ જતા રહેશે

છ મહિના પહેલાં હું ભુસાવળની રાષ્ટ્રીય શાળા બંધ કરી આવ્યો. પરમ દિવસે હિંગણઘાટની રાષ્ટ્રીય શાળા બંધ કરી આવ્યો. બન્ને જગ્યાના 'આવરણ' સમારંભો મારે હાથે પાર પડ્યા. હું 'આવરણ સમારંભ' કહું છું, 'અન્ત્યવિધિ' નથી કહેતો કારણ, રાષ્ટ્રીય શાળા મરી જાય તોય તેથી કંઈ રાષ્ટ્રીય શિક્ષણ મરતું નથી. આત્માના અમરત્વની જેમ રાષ્ટ્રીય શિક્ષણના અમરત્વ વિષે મારી પૂરેપૂરી શ્રદ્ધા છે. કારણ, તેનો મેં અનુભવ લીધો છે. કોઈ પણ રાષ્ટ્રીય શિક્ષક, જોઈએ તો, તેનો અનુભવ જાતે લઈ શકે છે. રાષ્ટ્રીય શિક્ષણને મૃત્યુ છે એવી વાત કોઈ પણ રાષ્ટ્રીય શિક્ષક પોતે જીવતો છે ત્યાં સુધી કલ્પી શકે નહિ. જેમ બા એટલે ઘર તેમ જ રાષ્ટ્રીય શિક્ષક એટલે રાષ્ટ્રીય શિક્ષણ. આખી દુનિયાને રાષ્ટ્રીય શિક્ષણનું મૃત્યુ દેખાય તોય રાષ્ટ્રીય શિક્ષકને તે કદી ન દેખાવું જોઈએ. લોકોની આંખને જ્યાં અંધારું દેખાય છે ત્યાં સૂર્યને કદી અંધારું દેખાયું છે ખરું? રાષ્ટ્રીય શાળા એ રાષ્ટ્રીય શિક્ષણનાં અનેક કલેવરોમાંથી એક કલેવર માત્ર છે. કલેવરનો નાશ થાય તોય આત્માનો નાશ થતો નથી. ઊલટું, શરીરના બંધનમાંથી છૂટતાં ક્યારેક ક્યારેક આત્મા વધારે પ્રફુલ્લ બને છે. રાષ્ટ્રીય શાળાઓની સ્થિતિ આજે એવી જ

છે. સાવ નિષ્પ્રાણ શાળાઓમાં રહેવાનો લાભ છોડી દેવો એ આજે રાષ્ટ્રીય શિક્ષણનું કર્તવ્ય થઈ પડ્યું છે. તેથી રાષ્ટ્રીય શિક્ષણનો શતદિવસ જપ કરનાર મારા જેવા માણસને રાષ્ટ્રીય શાળાનો અન્ત્યવિધિ (લૌકિક દૃષ્ટિએ) કરતાં દુઃખ થતું નથી.

એક વખત એક રાક્ષસ અને એક માણસ અમુક એક કરાર કરીને પ્રવાસે નીકળ્યા. બેચાર દિવસ તેમનું ઠીક ચાલ્યું. પછી રાક્ષસ કરારની એક પછી એક શરતનો ભંગ કરવા લાગ્યો અને માણસ ઉપર એક એક નવી શરત રોજ લાદતો ગયો. માણસ જરાક સરખો વાંધો ઉઠાવે કે કહે, 'તને ખાઈ જઈશ.' માણસે કેટલાક દિવસ એ સહન કર્યું, પણ તેથી તો 'તને ખાઈ જઈશ' એ મંત્રનો જપ વધારે વખત થવા માંડયો. છેવટે માણસ મરણિયો થયો અને 'ખાઈ જઈશ, ખાઈ જઈશ, એમ કહે છે તો હવે ખાઈ જ નાખ' એમ છેવટે તેણે રાક્ષસને સંભળાવી દીધું.

રાષ્ટ્રીય શાળાઓની પાછળ પણ આવો જ એક રાક્ષસ પડેલો છે. રાષ્ટ્રીય શિક્ષણના કરારની એકે શરત તે પાળતો નથી. ગમે તેવી નવી શરતો લાદવાનું કહે છે. અને જરા કંઈક તેની મરજી વિરુદ્ધ થાય, તો તે આ એક મંત્રનો પ્રયોગ કરે છે: 'છોકરાઓ જતા રહેશે.' અંગ્રેજીનો જુલમ કમી કરવા જઈએ, તો 'છોકરાઓ જતા રહેશે.' એક વખત રેંટિયો અને એક વખત ભણતર એમ કરવા જઈએ, તો 'છોકરાઓ જતા રહેશે.' આનો અર્થ શો? રાષ્ટ્રીય શિક્ષણનું ગમે તે તત્ત્વ દાખલ કરીએ, તો 'છોકરાઓ જતા રહેશે'! પણ છોકરાઓ નીકળી જવા માટે પ્રથમ આવ્યા જ હતા શા

માટે? રાષ્ટ્રીય શાળામાં જો રાષ્ટ્રીય શિક્ષણના સિદ્ધાંતો પાળવામાં ન આવે, તો તે બીજે કયે ઠેકાણે પળાવાના? રાષ્ટ્રીય શાળામાંથી રાષ્ટ્રીય શિક્ષણના સિદ્ધાન્તો જો બાદ કરવાના, તો પછી બાકી રહેલા છાણના ગોળાનો ઉપયોગ શો? ઉપયોગ એટલો જ કે દેશસેવાના દંભ ઉપર તેનો લેપ કરી શકાય.

અને આટલું કરીનેય પરિણામ શું આવ્યું? ભુસાવળની રાષ્ટ્રીય શાળા શું, કે હિંગણઘાટની રાષ્ટ્રીય શાળા શું, શાથી મરી ગઈ? 'છોકરાઓ જતા રહેશે'ના રોગથી જ — એટલે કે જે રોગ થશે, થશે એવી ધાસ્તી રાખવામાં આવતી હતી તે જ રોગથી. ઘણી વખત રોગનાં બીજાં કારણો કરતાં ભાવના સાથે જ વધારે સંબંધ હોય છે, એમ માનસશાસ્ત્રે નિર્ણય કર્યો છે. તેથી જ કોઈને ક્ષયરોગ લાગુ થયો હોય તો તેને 'ક્ષયની ભાવના' થઈ છે એમ આપણે કહીએ છીએ. એ જ ભાષામાં કહીએ, તો રાષ્ટ્રીય શાળાઓ મરી ગઈ તે 'છોકરાઓ જતા રહેશે'ના રોગથી મરી ગઈ એમ કહેવા કરતાં 'છોકરાઓ જતા રહેશે'ની ભાવનાથી મરી ગઈ એમ કહેવું જોઈએ. જેવી ભાવના તેવું ફળ એ અફર સિદ્ધાન્ત છે.

ઘરડા માણસો એક વાત ઘણી વાર કહે છે: — એક વખત બપોરના તાપમાં ચાલીને થાકી ગયેલો એક પ્રવાસી એક ઝાડ નીચે આરામ લેવા બેઠો. થોડો વિસામો લીધા પછી 'હવે જો ઠંડું બરફ જેવું પાણી મળે તો શી મઝા પડે!' એવો વિચાર તેના મનમાં આવ્યો. તેની સાથે જ જમીનમાં એક ફાટ પડી અને પાતાળના પાણીની મધુર ધારા તેના મોઢામાં આવીને પડી! જે ઝાડ તળે તે બેઠો હતો તે કલ્પવૃક્ષ હતું

તેની તેને ખબર ન હતી. તેથી તે પ્રવાસીને નવાઈ લાગી. થોડા વખત પછી નવાઈનું રૂપાંતર ભીતિમાં થયું. 'આ ભૂત તો નહિ હોય!' એવો વિચાર આવવાની સાથે જ એક અતિ વિકરાળ ભૂત સામે આવીને ઊભું. પ્રવાસીને થઈ ગયું, 'મને હવે આ ખાધા સિવાય નહિ રહે,' — થયું, એનો પ્રવાસ ત્યાં જ ખતમ થયો!

સમાજ પણ આવું જ એક કલ્પવૃક્ષ છે. તેની છાયામાં બેસી 'રાષ્ટ્રીય શાળાઓ છોકરાઓથી ભરાઈ જશે' એવી એક જોરદાર ભાવના કરવામાં આવી તે વખતે રાષ્ટ્રીય શાળાઓ છોકરાઓથી ઊભરાઈ ગઈ. પછી 'છોકરાઓ જતા રહેશે' એવી દુબળી ભાવના પેદા થઈ. છોકરાઓ ઓસરી ગયા. તેમાં સમાજનો શો દોષ? 'છોકરાઓ ધીમે ધીમે વધતા જ જશે' એવી ભાવના રાખીને જો રાષ્ટ્રીય શિક્ષણનાં તત્ત્વો બરાબર અમલમાં મૂક્યાં હોત તો છોકરાઓ નીકળી ન જ જાત. કંઈ નહિ તો ઓછામાં ઓછું, 'છોકરાઓ જતા રહે, તો છો જતા' એવો ચોખ્ખો જવાબ રાક્ષસને આપી દીધો હોત, તો આજના જેવી 'તત્ત્વો ગયાં, છોકરાઓ ગયા, અને માત્ર નાહકની ધમાલ તેટલી બાકી રહી' એવી દશા ન થાત.

આમાં ટીકા કરવાનો ઉદ્દેશ નથી. થયું તે થઈ ગયું. તેમાંથી બોધ લેવો જોઈએ. સમાજ એકમુખી હોવો ✓ શક્ય નથી. સમાજમાં જુદા જુદા વિચાર ધરાવનારા અનેક લોકો હોય છે. તે બધાને સંતોષવાનો પ્રયત્ન કરવો વૃથા છે. કોઈ પણ — પછી તે ઓછામાં ઓછાં ભલે હો — ચોક્કસ તત્ત્વો નક્કી કરીને તેમનો આંખ મીચીને અમલ કરતા રહેવું જોઈએ. આપણે રાષ્ટ્રીય શિક્ષણનાં તત્ત્વો તરફ તો દુર્લક્ષ

કર્યું જ, પણ લોક-સંગ્રહની પાછળ જઈ સામાન્ય શિક્ષણનાં તત્ત્વો પણ ફગાવી દીધાં. 'હળવી પરીક્ષા લઈને છોકરાઓને ઝટઝટ પાસ કરી લઈએ છીએ. કોઈ પણ છોકરાને તે કહે તે વર્ગમાં દાખલ કરીએ છીએ. ગમે તેમ પણ છોકરાનાં પગલાં એક વાર નિશાળમાં પડે એટલે થયું.' છેવટે લોકોનું સમાધાન તો ન જ થયું. ઊલટું, 'રાષ્ટ્રીય શાળાના શિક્ષણમાં અને સરકારી શાળાના શિક્ષણમાં તફાવત શો?' એ આક્ષેપ માથે આવ્યો. આ બધી 'લોક-સંગ્રહ'ની લીલા છે.

એક વખત શંકર અને પાર્વતી નંદી ઉપર બેસીને ફરવા નીકળેલાં. તે જોઈ 'બળદ હોય તોય તેને આમ તબડાવવો એ સારું છે?' એવો આક્ષેપ એક વટેમાર્ગુએ કર્યો. તેનું સમાધાન કરવા માટે પાર્વતી માતા નીચે ઊતરીને પગે ચાલવા લાગ્યાં. એટલે 'સુકુમાર અબલાની દરકાર ન કરનાર આ પહેલવાન જેવો કોણ છે ભાઈ?' એવી બીજા એક માણસે ટીકા કરી. પછી દેવી નંદી ઉપર બેઠાં અને શંકર ચાલવા લાગ્યા. એટલે બંને બેવકૂફ ઠર્યાં. છેવટે નારદે નંદીને માથે ચઢાવવાની સલાહ આપી. ત્યારે બંને જણાએ પૂર્વવત્ સીધા નંદી ઉપર આસન જમાવ્યું. કારણ નારદના કહેવાનો મુદ્દો તેમના ધ્યાનમાં આવી ચૂક્યો હતો. 'પોતાનાં તત્ત્વો છોડી દઈને બહુરંગી લોકસંગ્રહની પાછળ જવામાં કશો અર્થ નથી,' એટલો બોધ આપણે ગળે ઊતરે તોય બંધ થયેલી રાષ્ટ્રીય શાળાનું સાર્થક થયું ગણાય.

૭

# સ્વ-રૂપને જુઓ

કોઈ એક પૈસાદારનો છોકરો સહેજ એક વખત રમવા ઘરની બહાર નીકળ્યો હતો. આ તરફ સૂર્યનારાયણની શાંત તપશ્ચર્યા આકાશમાં ચાલુ જ હતી. બાબો હતો બહુ નાજુક અને સુંવાળો. પગ દાઝવા માંડયા. તેથી દુનિયાનો દોસ્ત (મિત્ર=સૂર્ય) પણ તેને દુશ્મન જેવો લાગ્યો. પૈસાદારનો જ છોકરો રહ્યો આખરે. ભેજું વાપરવામાં બાબો એક્કો હતો. તેણે એક તુક્કો શોધી કાઢયો કે, બધી જમીન ઉપર ચામડું પાથરી દીધું હોય તો પગ ન દાઝે. તરત ઘેર આવી પોતાની કલ્પના બાપને કહી. બાપને બાબાની કલ્પના સાંભળીને સાભિમાન આનંદ તો થયો, પણ તે રોકીને તેણે કહ્યું, 'અરે ગાંડા, આખી પૃથ્વીને ચામડું પહેરાવવા કરતાં તું જ તારા પગમાં જોડા પહેર એટલે થયું!'

આપણી સ્થિતિ આ પૈસાદારના મૂરખ છોકરા જેવી છે, તેથી આકાશને પણ બાથમાં લેનારી મોટી મોટી કલ્પનાઓ આપણને સૂઝે છે, પણ સાદા, સરળ અને સહેલા ઉપાયો સૂઝતા નથી. કોઈ પણ સવાલનો અંદરથી વિચાર ન કરતાં બહારથી વિચાર કરવાની આપણને ટેવ જ પડતી જાય છે. ગાંઠ છોડવી હોય ત્યારે તે અંદરથી ઉકેલવી પડે છે; બહારથી ખેંચતાણ કરવાથી છૂટી થવાને બદલે તે વધારે મજબૂત થઈ

બેસે છે, એ આપણને સમજાતું નથી. એશિયા ખંડનું ઐક્ય કરવાની કલ્પના આપણે શોધી કાઢીએ છીએ,પણ આપણા મનમાં રહેલા ક્રોધને જીતવા પૂરતો આપણને વખત મળતો નથી. કોઈ પણ વાત આખા જગતને કેમ કરીને લાગુ કરી શકાય તેની સ્કીમ (યોજના) ઘડવામાં આપણે ભેજું ખરચીએ છીએ, પણ આપણને પોતાને તે લાગુ કરવાનું અચૂક ભૂલી જઈએ છીએ. થવું જોઈએ વાસ્તવિક આથી ઊલટું. જે વસ્તુ આખા જગતને લાગુ કરવી જોઈએ એમ આપણને લાગે છે તેનો અમલ આપણે પોતે તરત શરૂ કરી દેવો જોઈએ. આચાર એ જ પ્રચારનું એકમાત્ર સાધન છે.

પૃથ્વીની પ્રદક્ષિણા સૌથી ઝડપથી કોણ કરે છે એ બાબત દેવોની સભામાં એક વાર ચર્ચા નીકળી. દરેક જણે લાંબો ચોડો હિસાબ ગણીને 'હુ અમુક વખતમાં પ્રદક્ષિણા કરી આવીશ' એવો જવાબ ગણી કાઢ્યો. તે મુજબ બધાએ પ્રદક્ષિણા કરી આવીને વિષ્ણુને નમસ્કાર કરવા એમ નક્કી થયું. જે જુઓ તે દોડવા માંડ્યો. નારદ એકલા જ સ્વસ્થ બેઠા હતા. તેમણે ચર્ચામાં ભાગ લીધો નહિ તેમ દોડધામમાંય ભાગ લીધો નહિ. બ્રહ્મ-વીણાની ધૂનમાં તેઓ તલ્લીન થઈ ગયા હતા. પણ પહેલવહેલો દેવ હાંફતો હાંફતો પાછો આવી રહ્યો છે એ જોતાં જ તેમણે પોતાની આસપાસ ચક્કર લગાવીને વિષ્ણુને નમસ્કાર કર્યા. બધા દેવો પાછા આવ્યા પછી વિષ્ણુએ હરીફાઈનું પરિણામ જાહેર કર્યું અને નારદને પહેલો નંબર આપ્યો. વિષ્ણુ બોલ્યા, "'પિંડે તે બ્રહ્માંડે' એ સૂત્ર મુજબ નારદે પૃથ્વી-પ્રદક્ષિણા પૂરી કરી છે, એવો મારો અભિપ્રાય છે."

આપણે તો આખી દુનિયા સુધારવાનો ઇજારો લઈ બેઠાએ છીએ, અને દુનિયામાં આપણો પણ સમાવેશ થાય છે એટલી મુદ્દાની વાત પણ ધ્યાનમાં લેતા નથી, તેથી આપણું આખું ચિત્ર એક 'વિરોધાલંકાર'નું ઉદાહરણ થઈ બેઠું છે. મૌનના પ્રચાર માટે આપણે વ્યાખ્યાનો આપીએ છીએ! અને પ્રચાર ન થાય એટલે વિચારમાં પડીએ છીએ. પણ ઉકેલ આવતો નથી. પણ તેનો ઉકેલ આવે પણ શી રીતે?

વેદાન્તમાં એક વાત પ્રસિદ્ધ છે: દસ માણસો યાત્રા કરવા નીકળેલા. રસ્તો વધુ જોખમવાળો હતો તેથી બધા માણસોએ એકત્ર મળીને ચાલવું એમ નક્કી થયું. રસ્તામાં એક જંગલ વટાવવાનું આવ્યુ. એક જણે માણસો ગણી જોયા તો નવ જ થયા. બીજાએ ગણી જોયા, તોય નવ જ. આમ કેમ થયુ? દસમો માણસ ક્યાં ગયો? કંઈ પત્તો જ લાગે નહિ. છેવટે દસમો માણસ ખોવાઈ ગયો એવો બધાએ મળીને ઠરાવ પસાર કર્યો!

અત્યારે આપણો પણ એવો જ ગોટાળો થયો છે. 'કામ કરવા માટે માણસો નથી' એમ કહેનારા 'માણસો' ઠેકઠેકાણે નજરે પડે છે. દરેક જણ પોતાને ગણતરીમાં લેવાનું ભૂલી જાય છે અને હિસાબ કરવા બેસે છે, તેને લીધે કામનો કશો મેળ ખાતો નથી. પોતાને બાદ કરીને વિશ્વનો કોયડો ઉકેલવાનો પ્રયત્ન થયા છે. તેથી કરીને હાથમાં કશું જ આવતું નથી અને માણસ નકામો મૂંઝાઈ જાય છે. અર્જુનને વિશ્વરૂપ-દર્શનની હોંશ થઈ આવેલી. ભગવાને એ હોંશ સારી પેઠે પૂરી કરી! બિચારાએ વિશ્વરૂપ-દર્શનનું ફરી નામ લીધું નહિ! સ્વ-રૂપ જુઓ; વિશ્વરૂપ જોવાની ભાંજગડમાં ના પડો.

'ત્રીસ કરોડ માણસોનાં શરીર ખાદીમય થવાં જોઈએ. છ કરોડ કુટુંબોમાં રેંટિયો દાખલ થવો જોઈએ.' એ થયું ખાદીનું વિશ્વ-રૂપ. 'મારા શરીર ઉપર નખશિખાન્ત ખાદી હોવી જોઈએ. મારે રોજ એક કલાક તો ઓછામાં ઓછું કાંતવું જ જોઈએ.' એ ખાદીનું સ્વ-રૂપ કહેવાય. 'હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, સીખ વગેરે બધા સમાજોમાં અહિંસક વૃત્તિ પેદા થવી જોઈએ,' એ અહિંસાનુ વિશ્વ-રૂપ છે. જ્યારે 'મારું અંતઃકરણ પ્રેમથી ભરેલું હોવું જોઈએ, મારી વાણી ઉપર મારો કાબૂ હોવો જોઈએ,' એ અહિંસાનું સ્વ-રૂપ ગણાય. 'સરકારે શરૂ કરેલાં તમામ કતલખાનાંઓ બંધ થવાં જોઈએ. બધા શિક્ષકોએ અને વિદ્યાર્થીઓએ સરકારી શાળાઓનો ત્યાગ કરવો જોઈએ,' એ રાષ્ટ્રીય શિક્ષણનુ વિશ્વ-રૂપ. તો 'મારે અથવા મારા છોકરાએ સરકારી નિશાળમાં ન જવુ જોઈએ. મારે હાથે બેચાર છોકરાઓને રાષ્ટ્રીય શિક્ષણ મળવું જોઈએ. મારું અધ્યયન અને ચિંતન સતત ચાલુ રહેવું જોઈએ,' એ રાષ્ટ્રીય શિક્ષણનું 'સ્વ-રૂપ' કહેવાય.

હરકોઈ સવાલને સ્વરૂપ-દર્શન અને વિશ્વરૂપ-દર્શન એમ બે બાજુઓ હોય છે. તેમાં પહેલી તો માણસના હાથની વાત છે. બીજી પરમેશ્વરના હાથની છે. મોટો 'ઑલ-ઇન્ડિયા-મેન' ઉર્ફે ભારતી-માણસ થયો તોય 'ओट हात तुझी जागा' (તારી જગ્યા સાડાત્રણ હાથ છે) એ તુકોબાના વચનમાંથી તે છૂટી શકતો નથી. અર્જુન શું કંઈ નાનોસૂનો પુરુષ હતો? તેના વખતમાં તે જ એક-માત્ર 'નર' કહેવાતો. પણ વિશ્વરૂપદર્શન તે જીરવી શક્યો નહિ, જોકે ભગવાને તેને દિવ્યદૃષ્ટિ આપેલી હતી. આટલી બધી અનુકૂળતા હોવા છતાં

અર્જુનની આવી દશા, તો પછી સામાન્ય માણસનું પૂછવું જ શું ? એટલા માટે આપણે સ્વરૂપની કાળજી લેવી. વિશ્વરૂપની ચિન્તા કરવા માટે વિઠોબા સમર્થ છે.

બીજું, સ્વરૂપદર્શન એ જ વિશ્વરૂપદર્શનનું સારામાં સારું સાધન છે. સ્વરૂપદર્શનને વર્તુળના મધ્યબિંદુ સાથે સરખાવીએ તો વિશ્વરૂપદર્શન તેનો પરિઘ કહેવાય. મધ્યબિન્દુ પકડી રાખ્યા વિના પરિઘ હાથમાં ન આવે. જ્યાં સુધી હું અહિંસક બન્યો નથી ત્યાં સુધી હું દુનિયાને કેવી રીતે અહિંસક બનાવી શકવાનો હતો ? પરશુરામે આવો પ્રયોગ એકવીસ વખત કરી જોયો. પરશુરામ જાતે ક્ષત્રિય બનીને પૃથ્વીને નિઃક્ષત્રિય કરવા માગતો હતો ! મોન્ટરેક નામના ફ્રેંચ ગ્રંથકારે ફ્રેંચ લોકોની પ્રચારક વૃત્તિ વિષે એક ઠેકાણે લખ્યું છે કે, 'બીજા ઠેકાણાના લોકો પોતાને આવડતા હોય તેવા વિષયો શીખવે છે, એમાં કંઈ નવાઈ જેવું નથી. પણ ફ્રેંચ લોકો પોતાને ન આવડતા હોય એવા વિષયો શીખવવામાં કુશળ છે ! ' એનો જ આ નમૂનો થયો. પરશુરામના એકવીસ પ્રયોગોનો અનુભવ શું કહે છે ? એ જ કે સ્વરૂપ સાધ્યા વિના વિશ્વરૂપ સાધવું અશક્ય છે.

तुझें आहे तुजपाशीं । परि तूं जागा चुकलासी ॥

(તારી વસ્તુ તો તારી પાસે જ છે પણ તું સ્થાન ભૂલ્યો છે.)

૮

## કાંતવા માંડ

હિન્દુસ્તાનમાં કપાસના હિમાલય પડ્યા છે. તેમાંથી ખાદીની ગંગા વહેવડાવવાની છે. ભગીરથ પ્રયત્ન વિના એ મનોરથ સિદ્ધ ન થઈ શકે. ભગીરથના નામથી કદાચ આપણી હિંમત ભાંગી પડશે. ખરેખર ભગીરથના નામમાં અદ્ભુત સ્ફૂર્તિ ભરેલી છે, પણ આપણે દુર્બલતાની મૂર્તિઓ બન્યા છીએ, તેથી આવા નામથી આપણા શરીરમાં સ્ફૂર્તિનો સંચાર થવાને બદલે ભીતિનો સંચાર થાય છે. તપનું નામ દેતાં જ આપણને તાવ ચડે છે, કેટલાકને તો સંતાપ થાય છે. આ કળજુગનો મહિમા છે. કલિયુગમાંના માણસો ઠીંગણા; તેમની કલ્પનાઓ પણ ઠીંગણી. હિમાલયની ઊંચાઈને દૂરથી જ નમસ્કાર કરવાનું તેમને મન થાય છે. પણ કપાસના હિમાલયને લૅંકેશાયરમાંથી નમસ્કાર કરવાથી આપણા શરીરમાંની ગરમી જ નષ્ટ થતી જાય છે. તેથી હવે પાસે જઈને નમસ્કાર કર્યા વિના છૂટકો નથી. પણ એ કેવી રીતે થઈ શકે?

એક ઉપાય છે. કલિયુગમાં વ્યક્તિની શક્તિ જતી રહી હોય તોય સંઘમાં શક્તિ બાકી રહેલી છે. આ સંઘની શક્તિથી ખાદીની ગંગા નિર્માણ કરવી અશક્ય નથી. ત્રીસ કોટિ જનતાનો સંકલ્પ એકત્રિત થાય તો એક ભગીરથ પૂરો પાડી શકાશે. પાંચ માણસનું એક કુટુંબ ગણીએ તો છ કરોડ

કુટુંબોમાં છ કરોડ રેંટિયા ચાલુ થાય તો કામ પાર પડે. પણ આ કેમ કરીને બને? એનો જવાબ 'સ્વ-રૂપને જુઓ' એ પાછલા લેખમાં આવી જ ગયો છે. રાત્રે આખી દુનિયામાં અંધારું ફેલાય છે. તે શી રીતે દૂર કરવામાં આવે છે? મારા ઘરમાં દીવો થયો એટલે મારી દૃષ્ટિનો અંધકાર જતો રહે છે. અને દૃષ્ટિનો અંધકાર ગયો એટલે સૃષ્ટિનો પણ ગયો જ જાણવો.

'હું એકલો સૂતર ન કાંતું તો તેથી શું બગડવાનું હતું?' આમ કહ્યે કામ ન થઈ શકે. 'હું'ના અનેક વચનને જ 'અમે' કહે છે. એક એકને બાદ કરવામાં આવે તો બધા જ બાદ થઈ જાય છે.— એક રાજાને યજ્ઞ માટે ખૂબ દૂધની જરૂર હતી. તેણે શહેરના મધ્યમાં એક ખાસું મોટું વાસણ મૂક્યું અને દરેકે તેમાં એક એક શેર દૂધ રેડવું એમ દાંડી પિટાવીને જાહેરાત કરી. એક જણે વિચાર કર્યો, 'આટલા બધા લોકોનું દૂધ આવવાનું છે તો તેમાં જો હું એક શેર પાણી રેડું તો તેથી શું બગડવાનું છે?' એમ વિચારી તેણે શેર પાણી રેડ્યું. બીજાને પણ એવો જ વિચાર સૂઝ્યો. તેણે પણ એમ જ કર્યું. આ જ કાર્યક્રમ બધાને પસંદ પડ્યો અને પરિણામે એ વાસણ ચોખ્ખા ગંગાજળથી પૂરેપૂરું ભરાઈ ગયું.— તું જો સૂતર નહિ કાંતે તો આવી જ દશા થવાની. તેથી બીજાઓ પોતાનો ધર્મ પાળો કે ન પાળો, તારે તો તે પાળવો જ જોઈએ.

પાણીમાં નાનકડું ટીપુ પડે તો તેની ફરતું એક વર્તુળાકાર મોજું પેદા થાય છે. સમાજમાં પણ કોઈ એક માણસ નિરુત્સાહી બને તો તેની આસપાસ નિરુત્સાહનું વર્તુળ તૈયાર થાય છે. નિરુત્સાહનાં જેવાં વર્તુળો હોય છે તેવાં ઉત્સાહનાં પણ હોય છે. પણ ગુલામોના માનસશાસ્ત્રમાં ઉત્સાહ કરતાં નિરુત્સાહની

પ્રચારક શક્તિ વિશેષ હોય છે. કલિયુગમાં રોગ ઝપાટાથી ફેલાય છે, યોગ ફેલાતો નથી. નળરાજાનું આખું શરીર ચોખ્ખું હતું. કેવળ પગ તેટલા અસ્વચ્છ રહ્યા હતા. તે વારેજ કલિએ તેના શરીરમાં પ્રવેશ કરવાની તક લીધી. કલિયુગની વૃત્તિ દોષ-ચુંબક હોય છે. તું જો સૂતર ન કાંતે તો કલિ તારી વાટે સમાજમાં દાખલ થશે. માટે તારે સાવધ રહેવું જોઈએ.

બીજી એક વાત. મારું ભોજન જેમ બીજાઓ જમી શકતા નથી, તેમ જ મારું સ્વરાજ પણ બીજાઓ મેળવી શકવાના નથી. સ્વરાજ તો જેનું તેણે જ મેળવવું જોઈએ. આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય, એ કહેવત સ્વર્ગ જેટલી જ સ્વરાજને પણ લાગુ પડે છે. મારે જે સ્વરાજ જોઈએ તેની સાધના હું ન કરું તો બીજો કોણ કરશે? જેને રોગ થયો હોય તેણે જ દવા લેવી જોઈએ ને? તો ઠીક ત્યારે. લેખ પૂરો કરીને કાંતવાની શરૂઆત કર ભલા.

९

## નાગપાંચમ

"મંગળવારે નાગપાંચમ હોવાથી છાપખાનાને તેમણે રજા રાખી છે. તેથી 'મહારાષ્ટ્ર ધર્મ'નું 'મેટર' જલદી તૈયાર કરવું જોઈશે. છાપખાનાને શું કામ અમથી જ રજા આપી છે, કંઈ સમજાતું નથી. કંપોઝિટરોમાં બે ચાર મુસલમાન હોત તોય સારું થાત."

"હિન્દુ-મુસ્લિમ એકતાનો આ લાભ પણ ઘણો મોટો છે એમાં શંકા નથી! પણ છાપખાનાને રજા 'અમથી' જ આપી એમ કેમ કહો છો? નાગપાંચમનો તહેવાર ઘણો મોટો મનાય છે. કચેરીઓને, શાળાઓને, બધાને જ રજા હોય છે."

"શાળાને જ રજા આપે છે એમ નથી કંઈ. ડહાપણને પણ રજા આપવામાં આવે છે."

"એટલા બિફરી કેમ જાઓ છો? 'મહારાષ્ટ્ર ધર્મ'ની અગવડ માટે દુનિયાને દોષ શું કામ દો છો?"

"શું કહું, ભાઈ? સ્વાભાવિક રીતે જ જે દુષ્ટ ગણાય છે, જેનો નાશ કરવા માટે જનમેજયને 'સર્પ-સત્ર' કરવું પડેલું, દૂધ પીને ઝેર ઓકવાનો જેનો સ્વભાવ, તેની પૂજા માટે સ્વતંત્ર દિવસ, અને વળી તેટલા માટે રજા!"

ઉપરનો સંવાદ ઐતિહાસિક નથી ખરો; પણ ઇતિહાસને શોભે તેવો છે. 'સાપ'નું નામ આવ્યું કે મારી નાખો, એવી લોકોની વૃત્તિ બની ગયેલી છે. ભૂતપિશાચની વાર્તાઓની જેમ સાપની વાર્તાઓનો પણ એક ખાસ વર્ગ છે. કોંકણ વગેરે ઠેકાણે સાપ ઠેરઠેર નજરે પડે છે, અને સાપની વાર્તાઓ તો તેથીયે વધારે પ્રમાણમાં સાંભળવા મળે છે. બ્રહ્મવિદ્યાની જેમ સર્પવિદ્યામાં પણ પ્રત્યક્ષ કરતાં શબ્દપ્રમાણને વધારે માન હોય છે. બધા જ સાપ ઝેરી નથી હોતા, અને જે હોય છે તે બધા જ કંઈ એટલા બધા જલદ ઝેરવાળા નથી હોતા કે જેમના દંશથી માણસનુ મૃત્યુ ચોક્કસ નીપજે જ. તેથી જ માંત્રિકો સારી પેઠે ફાવી જાય છે. તેમાંય સાપનો સ્વભાવ બહુ ડરપોક હોય છે. એકાદ સાપ બહાર નીકળ્યો હોય અને તેને મારવા માટે પાંચ પંદર માણસો લાકડીઓથી સજ્જ થઈને બહાર પડ્યા હોય. એવું દૃશ્ય જોઈને માણસના અજ્ઞાનની તેમ જ દીર્ઘદ્વેષની દયા આવે છે. સાપ ઝેરી હોય તોય માણસના મનમાં રહેલો આ દીર્ઘદ્વેષ કંઈ ઓછો ઝેરી નથી. સાપના ઝેરીપણા કરતાં તેનું ઝેરીપણું ક્યાંય ચડી જાય તેવું છે.

આ દીર્ઘદ્વેષ ઉતારવા માટે નાગપાંચમનો એક રામબાણ ઇલાજ છે. શ્રાવણ મહિનો એ વરસાદનો મુખ્ય મહિનો ગણાય. 'શ્રાવણ-ઝડી' શરૂ થવાની સાથે જ સાપનો સંચાર શરૂ થાય છે. વરસાદથી બચવા માટે બિચારો માણસના ઘરનો આશરો લેવા જાય છે. સાપને એકાંત જેવું કશું જ પ્રિય નથી. મુમુક્ષુએ જનસમૂહ ટાળવો જોઈએ, એને અંગે સાપનો દાખલો આપવામાં આવે છે. પણ વરસાદનો માર સહન ન થતાં

અતિશય સંકોચ-વૃત્તિથી કેવળ 'અતિથિ' થઈને તે માણસનો આશરો લેવા આવે છે. અનેક વાર પરમેશ્વર અતિથિનું રૂપ ધારણ કરી પોતાના ભક્તનું સત્ત્વ જોવા માટે આવે છે. તેથી અતિથિ-પૂજાને ધર્મનું એક મહત્ત્વનું અંગ માનવામાં આવ્યું છે. તેમાં વળી આવેલા અતિથિની દુષ્ટતા માટે ખાસ ખ્યાતિ હોય તો આ આપણી પરીક્ષાનો સમય છે, એમ ચોક્કસ માની જ લેવું. 'સામો માણસ જો અતિ દુર્જન હોય તો પોતાનું બધું સૌજન્ય એકત્ર કરીને તેનો સત્કાર કરવો જોઈએ.' આ તત્ત્વ ઠસાવવા માટે નાગપાંચમની યોજના છે, ડહાપણને રજા આપવા માટે નથી.

એસિસીના સંત ફ્રાન્સિસ વિષે એમ કહેવાય છે કે સાપ તેના ખોળામાં આવીને ઊંઘતા. અહિંસાના ઉત્કર્ષનો આ ઉત્તમ દાખલો છે. પણ જેણે સાપની પથારી ઉપર ઊંઘ લીધી તેણે અહિંસાના ઉત્કર્ષની કમાલ કરી બતાવી એમ કહેવું જોઈએ. ભક્તના લક્ષણમાં 'જે લોકોથી કંટાળતો નથી તેમ જ લોકો જેનાથી કંટાળતા નથી' એમ બેવડી કસોટી ગીતાકારે કહેલી છે, તેમાંય 'જે લોકોથી કંટાળતો નથી' એ કસોટી આ બેની તુલનામાં કંઈક સહેલી કહી શકાય. કારણ તે આપણા હાથની વાત છે. પણ 'લોક જેનાથી કંટાળતા નથી' એ કસોટી વધારે કાણ છે. સંત ફ્રાન્સિસના દાખલામાં મુખ્યતઃ પહેલી કસોટી બતાવેલી છે; શેષશાયીના દાખલામાં બીજીનું ચિત્ર રજૂ થયેલું છે. બન્નેમાં 'નાગ-પૂજા' રહેલી છે. એક ઠેકાણે 'નાગની' પૂજા છે તો બીજે ઠેકાણે 'નાગે' પૂજા કરેલી છે. 'शांताकारं भुजगशयनं' એ નાગપાંચમનું ટૂંકમાં વર્ણન છે.

જેના માથા પર સર્પ પોતાની ફેણ ધરી છાયા કરે છે તે ચક્રવર્તી રાજા થાય છે એવી માન્યતા છે. અને કેમ ન થાય? સાપની છાયામાં શાંતાકાર વૃત્તિથી શયન કરનાર પુરુષ અહિંસાની જ મૂર્તિ છે એમ કહેવું જોઈએ. તેણે નાગપાંચમનો સંદેશો સાંભળ્યો છે. તેના હૃદયમાં પ્રેમનું સામ્રાજ્ય છે. અને આ તો સનાતન સિદ્ધાન્ત માનવો જોઈએ કે, જેના હૃદયમાં પ્રેમનું સામ્રાજ્ય છે તે દુનિયા આખીનો એકમાત્ર રાજા છે. તે 'सर्वलोकैकनाथ' છે. કારણ કે તે પોતાની જાતનો નાથ છે.

જે કોઈ નાગપાંચમનું આ રહસ્ય વિચારપૂર્વક ગ્રહણ કરશે તેને સાપનું ઝેર બાધક થશે નહિ, તેના હૃદયમાંનો દ્વેષભાવ દૂર થશે. અને તેને સ્વરાજ્યની પ્રાપ્તિ થશે. इतिश्री भुजगशयनार्पणमस्तु ।

૧૦

# કૃપણભક્તિનો રોગ

'દુનિયા પેદા કરું,' એવી બ્રહ્મદેવને ઇચ્છા થઈ આવી. તે મુજબ હવે તે ઘડવાનું કામ શરૂ કરવાનું હતું એટલામાં કોણ જાણે કેમ તેમના મનમાં એક વિચાર આવ્યો, 'મારા કામમાં સારું નરસું બતાવનાર કોઈ એકાદ જણ હોય તો ખૂબ મજા પડશે.' એટલે તેમણે પ્રથમ એક સારો બાહોશ ટીકાકાર બનાવ્યો. 'હવે પછી હું જે કંઈ ઘડી કાઢું તેની તપાસણી કરવાનું કામ તારું,' એવો તે ટીકાકારને અખત્યાર આપવામાં આવ્યો. આટલી તૈયારી થયા પછી બ્રહ્મદેવે પોતાનું કારખાનું શરૂ કર્યું. બ્રહ્મદેવ એક એક ચીજ બનાવતા ગયા અને ટીકાકાર તેમાંનો દોષ બતાવીને પોતાના જીવનને કૃતાર્થ કરવા લાગ્યો.

ટીકાકારની પરીક્ષામાં ભૂલ વિનાનું કે નિર્દોષ કશું જ નીકળે નહિ. 'હાથીને ઉપર જોતાં આવડતું નથી. ઊંટ ઉપર જ જોઈ શકે છે. ગધેડામાં ચપળતા ન મળે. વાંદરું તો સાવ ચંચળ.' એવી રીતે ટીકાકારની ટંકશાળ શરૂ થઈ. તે પોતાના રોગ મારતો જ ગયો. બ્રહ્મદેવ તો આભા જ બની ગયા. તોય તેમણે છેવટનો પ્રયત્ન કરી જોવાનું ઠરાવ્યું અને પોતાની બધી કારીગરી વાપરી 'માણસ' ઘડી કાઢ્યો. ટીકાકાર નીરખીને જોવા લાગ્યો. આખરે તેમાંય ભૂલ નીકળી જ. 'આની છાતીમાં એક બારી જોઈતી હતી. એટલે આના વિચારો બધાને સમજાત.' બ્રહ્મદેવ બોલ્યા, 'તને નિર્માણ કર્યો એ જ મારી પહેલી ભૂલ થઈ. હવે હું તને શંકરને સોંપી દઉં છું.'

આ એક જૂની વાર્તા ક્યાંક વાંચેલી. તેની હકીકતની બાબતમાં શંકા લેવા જેવું ફક્ત એક જ સ્થાન છે. અને તે એ કે, વાર્તામાં કહ્યા મુજબ આ ટીકાકાર શંકરના કબજામાં સોંપાયા હોય એમ દેખાતું નથી. કદાચ બ્રહ્મદેવને તેમની દયા આવી હોય, યા તો શંકરે પોતાની શક્તિ તેમની ઉપર ચલાવી નહિ હોય. ગમે તેમ થયુ હો, પણ તેમની જમાત આજે સારી પેઠે ફેલાયેલી છે એટલું ચોક્કસ. ગુલામીના સમયમાં કર્તૃત્વ ન રહ્યાથી વક્તૃત્વને લાગ મળે છે. કામનું બોલવાનું ખલાસ થયું કે પછી બોલવાનું જ કામ બાકી રહે છે! અને બોલવાને સારુ પણ રોજ ને રોજ નવા વિષય ક્યાંથી લાવવાના? તેથી એક સનાતન વિષય નક્કી કરવામાં આવ્યો : 'निंदा-स्तुती जनांच्या । वार्ता वधू-धनाच्या.' (માણસોની નિંદા કે સ્તુતિ કરવી અને કામિની તથા કાંચનની વાતો કરવી.) પણ આમાં માણસોની નિંદા અને સ્તુતિ બન્ને કહેલી હોય તોય તેમાં વહેંચણી આમ સમજવાની છે : નિંદા એટલે પર-નિન્દા અને સ્તુતિ એટલે આત્મ-સ્તુતિ. બ્રહ્મદેવે ટીકાકારને સારું-નરસું જોવા કહ્યું હતું. તેણે પોતાનું સારૂં જોયું, બ્રહ્મદેવનું નરસું જોયું. માણસના મનની રચના જ એવી વિચિત્ર છે કે, બીજાના દોષો જેમ તેને સ્પષ્ટપણે દેખાય છે તેમ ગુણ દેખાતા નથી. સંસ્કૃતમાં 'વિશ્વગુણાદર્શ ચમ્પૂ' કરીને એક કાવ્ય છે. વેંકટાધ્વરી નામના એક દક્ષિણના પંડિતે તે લખ્યું છે. તે કાવ્યની કલ્પના એવી છે કે, કૃશાનુ અને વિભાવસુ નામના બે ગંધર્વો વિમાનમાં બેસીને ફરતા હોય છે, અને જે જે નજરે પડે તેની ચર્ચા કરે છે. કૃશાનુ દોષ-દૃષ્ટિ છે, જ્યારે વિભાવસુ ગુણ-ગ્રાહક છે. બન્ને પોતપોતાની દૃષ્ટિથી વર્ણન

કરે છે. 'ગુણાદર્શ'' એટલે 'ગુણોનો અરીસો' એવું પોતાના કાવ્યનું નામ રાખીને કવિએ પોતાનો નિર્ણાયક મત વિભાવસુના પક્ષમાં આપ્યો છે. તોય એકંદર વર્ણનનો ઠાઠ એવી ધાટીનો બન્યો છે કે છેવટે વાચકના મન ઉપર કૃશાનુના મતની જ છાપ પડે છે. ગુણગ્રહણ કરવાના હેતુથી લખ્યું તોય આવી દશા થઈ. તો પછી દોષ જોવાની જ વૃત્તિ હોત તો શું ને શું થાત!

ચન્દ્રની જેમ હરકોઈ વસ્તુને શુક્લ-પક્ષ અને કૃષ્ણ-પક્ષ હોય જ છે. તેથી ટીકાખોર મનને સ્વૈરસંચાર કરવાને કશી મુશ્કેલી નડવા જેવું નથી હોતું. સૂર્ય દિવસે દિવાળી કરતો હોય તોપણ 'રાત્રે તો અંધારું જ આપે છે,' આ એક વાક્યથી આખી દિવાળીની હોળી કરી શકાય. તેમાં પણ દોષ જ જોવાનો નિયમ કરાવ્યો હોય તો બે દિવસ વચ્ચે એક રાત ન દેખાતાં એક દિવસની આસપાસ બે રાત દેખાવાની. પછી અગ્નિની જ્યોતિ તરફ ધ્યાન ન જતાં, ધુમાડા ઉપરથી અગ્નિનું અનુમાન કરનારું ન્યાયશાસ્ત્ર નિર્માણ થવાનું. ભગવાને આ બધી મજાઓ ગીતામાં કહી છે. અગ્નિનો ધુમાડો, સૂર્યની રાત અથવા ચન્દ્રનો કૃષ્ણ-પક્ષ જોનાર 'કૃષ્ણ-ભક્તો'નો એક જુદો સ્વતંત્ર વર્ગ તેમણે પાડેલો છે. દિવસે આંખો મીંચેલી હોય એટલે અંધારું અને રાત્રે આંખો ઉઘાડેલી હોય તેથી અંધારું: આવો સ્થિતપ્રજ્ઞના કાર્યક્રમ જેવો જ આ લોકોનો પણ કાર્યક્રમ હોય છે. પણ ભગવાને સ્થિતપ્રજ્ઞને મોક્ષનું દર્શન કરાવ્યું છે, તો આ લોકોની રવાનગી આત્મઘાત તરફ કરી છે. પણ આમ હોવા છતાં આ 'કૃષ્ણ-ભક્તો'નો સંપ્રદાય કોઈ ચેપી રોગની જેમ વધતો જ જાય છે. આંખની કીકી કાળી હોવાને લીધે હો, યા કાળા રંગનું આકર્ષણ

અધિક હોવાને કારણે હો, કાળી બાજુ જેમ આપણી આંખે ચડે છે તેમ ઊજળી બાજુ ચડતી નથી. આવી સ્થિતિમાં આ સાંપ્રદાયિક રોગ કઈ દવાથી મટશે તે જોઈ લેવાની જરૂર છે.

પહેલી દવા એ કે ચિત્તમાં ઊંડે ઊતરી ગયેલી આ 'કૃષ્ણ-ભક્તિ'ને બહારનો કૃષ્ણ બતાવવો નહિ; પણ અંદરનો કૃષ્ણ બનાવવો. લોકોમાં રહેલું કાળું જોવાને ટેવાયેલી નજરને તેના પોતાના મનમાંનું કાળું બનાવવું. વિશ્વના ગુણ-દોષોનું પરીક્ષણ કરવા માગતો માણસ મોટે ભાગે પોતાને નિર્દોષ માનીને રહે છે; આ તેનો ભ્રમ દૂર થાય કે તરત તેના પરીક્ષણનો ઝેરી કાંટો આપોઆપ ભાંગી જશે. બાઈબલમાં 'નવા કરાર'માં આને વિશે એક સુંદર પ્રસંગ વર્ણવેલો છે:— કોઈ એક સ્ત્રીને હાથે કંઈક દુર્વર્તન થયુ હશે. તેની તપાસ કરીને તે બાઈને યોગ્ય ન્યાય આપવા માટે એક 'મહાજન' મંડળ બેઠું હતું. શ્રવણભક્તો પણ સારી સંખ્યામાં ભેગા થયા હતા એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. પણ તે બાઈના સદ્‌ભાગ્યે ખ્રિસ્ત-પ્રભુને ત્યાં ખેંચી આણ્યા હતા એ વિશેષ. પંચોએ પોતાનો ચુકાદો આપ્યો. 'બાઈએ ઘોર અપરાધ કરેલો છે. બધાએ પથરા મારી તેને શરીરમાંથી મુક્ત કરવી.' ચુકાદો સાંભળતાંની સાથે જ ભેગા થયેલા માણસોના હાથ સ્ફુરવા લાગ્યા. અને આસપાસના પથ્થરો થરથર ધ્રૂજવા લાગ્યા. ખ્રિસ્ત-પ્રભુને તે પથ્થરોની દયા આવી. તેમણે ઊભા થઈ બધાને સંબોધીને એક જ વાક્ય કહ્યું: 'જેનું મન તદ્દન ચોખ્ખું હોય તે જ પહેલો પથરો મારે.' ભેગી થયેલી મંડળી એક ક્ષણ સ્તબ્ધ થઈ ગઈ. પછી ધીમે ધીમે એક પછી એક માણસ ત્યાંથી વિદાય થયો. છેવટે તે દુર્દૈવી બાઈ અને ખ્રિસ્ત-પ્રભુ બે જ રહ્યાં. તેમણે તેને થોડો બોધ આપીને પ્રેમથી

વિદાય આપી.—આ આખ્યાયિકા હંમેશ યાદ રાખવી. 'कायमा गुणदोष वानूं आणिकांचे । मज काय त्यांचें उणें असे ?' (બીજાના ગુણદોષનું વર્ણન હું શું કામ કરું? મારામાં તેમની કંઈ અછત છે શું?)

. બીજી દવા તે મૌન. બીજાનો દોષ દેખાય જ નહિ તેટલા માટે પહેલી દવા છે. ભૂલેચૂકે દોષ દેખાઈ જ જાય તો આ બીજી દવા ખાસ ઉપયોગી છે. આને લીધે મન અંદર ને અંદર તરફડિયાં મારશે. બે ચાર દિવસ ઊંઘ નહિ આવે, પણ છેવટે થાકીને મન શાંત થશે. તાનાજી રણમાં પડી ગયા પછી માવળાઓ નાસવા માંડશે એવાં ચિહ્નો દેખાયાં; ત્યારે જે દોરડાની મદદથી તેઓ કિલ્લા ઉપર ચડી આવ્યા હતા, અને જેની મદદથી હવે તેઓ નીચે ઊતરવા માગતા હતા, તે દોરડું જ તાનાજીના ભાઈ સૂર્યાજીએ કાપી નાંખ્યું. 'એ દોરડું મેં ક્યારનુંયે કાપી નાખ્યું છે,' આ સૂર્યાજીના એક વાક્યથી તેમનામાં નિરાશાનું શરાતન સળગી ઊઠ્યું અને કિલ્લો સર થયો. દોરડું કાપી નાખવાનું તત્ત્વજ્ઞાન ઘણું જ મહત્ત્વનું છે. તે વિષે સ્વતંત્ર લખવું પડશે. અત્યારનો મુદ્દો એટલો જ કે મૌનથી દોરડું કાપી નાખ્યા જેવું થાય છે. 'એક તો બીજાના દોષ જોવાનું ભૂલી જા, નહિ તો તરફડિયાં મારતો બેસ.' આમ કરવાની વારી મન ઉપર આવે છે. અને એમ થતાં આપો રસ્તો સરળ બને છે. કારણ, જેને જીવવું છે તેને લાંબો વખત તરફડિયાં મારતા બેસવું પરવડતું નથી.

ત્રીજી દવા કર્મ-યોગમાં ગરકાવ થઈ જવું તે છે. જેમ આજે સૂતર કાંતવું એ જ એક એવો ઉદ્યોગ છે કે જે સામાન્યપણે બધા માણસોને પૂરો પાડી શકાય, તેમ કર્મ-યોગ

એ એક જ એવો યોગ છે કે જેની કોઈ પણ જાતની ધાસ્તી વિના બધી આમજનતાને શિફારસ કરી શકાય. બલ્કે સૂતર કાંતવું એ જ આજનો કર્મ-યોગ છે.

આ સૂતર કાંતવાનો કર્મ-યોગ એક વાર સ્વીકાર્યો હોય તો લોકનિન્દાની વાતો છણતા બેસવાને અવકાશ જ રહેતો નથી. જેમ ખેડૂતને અનાજના એક એક કણના મૂલ્યનું ભાન હોય છે, તેમ સૂતર કાંતનારને ક્ષણેક્ષણનું મહત્ત્વ હોય છે. 'रिकामा जाऊं नेदी एक क्षण।' ( એક ક્ષણ પણ ખાલી જવા દેતો નથી ) એ સમર્થ રામદાસની શિખામણ, અથવા 'એક ક્ષણાર્ધ પણ વ્યર્થ જવા ન દેવો' એ નારદનો નિયમ, એ શું સૂચવે છે, એ સૂતર કાંતતી વખતે અક્ષરશઃ ધ્યાનમાં આવે છે. કર્મયોગનું સામર્થ્ય અદ્‌ભુત હોવાથી તેના ઉપર જેટલો ભાર દઈ શકાય તેટલો ઓછો. આ રસાયણ અનેક રોગો ઉપર લાગુ પડે છે; પણ જે રોગની ઉપાયયોજના અત્યારે આપણે કરવા માગીએ છીએ તેના ઉપર તો તે અદ્‌ભુત ગુણ દે છે, એ અનુભવેલી વાત છે.

ઉપર કહેલી ત્રણે દવાઓ રોગીની જીભને કડવી તો લાગશે, પણ તેમનું પરિણામ અતિ મધુર આવે છે. આત્મ-પરીક્ષણ દ્વારા મનનો, મૌનથી વાણીનો, તેમજ કર્મ-યોગથી શરીરનો દોષ નીકળી ગયા વિના આત્માને આરોગ્ય પ્રાપ્ત નહિ થાય. એટલા માટે દવા કડવી છે એમ કહી તે નાખી ન દેવાય. ઉપરાંત આ દવા મધ સાથે લેવાની છે. મધથી કડવાશ જતી રહેશે. ભૂત માત્રને વિશે ભગવદ્‌ભાવ એ તે મધ છે. તેમાં આ ત્રણે માત્રાઓ ઘસીને લીધી હોય તો બધું જ સ્વાદિષ્ટ લાગશે.

## ૧૧

## દેહપૂજાની દાસ્યભક્તિ

મરાઠી સાહિત્ય સંમેલન આ વખતે નાગપુરમાં ભરાવાનું છે. બીજી ભાષાઓનાં પણ સાહિત્ય સંમેલનો ભરાય છે. પણ તે મોટે ભાગે વાર્ષિક હોય છે. આપણું સાહિત્ય સંમેલન અનિયતકાલિક છે. એના કારણમાં એમ જણાવવામાં આવે છે કે મહારાષ્ટ્ર ગરીબ છે. પણ એ કારણ વાસ્તવિક લાગતું નથી. અનિયમિતપણુ, એદીપણુ વગેરે ગુણોને ગરીબાઈ કરતાં શ્રીમંતાઈની સાથે જ ખાસ દોસ્તી હોય છે. બીજું, આ કારણ સાચું માનીએ તો પંઢરીની વારી (યાત્રા) શી રીતે નિયમિત-પણે ભરાય છે? ત્યાં ગરીબાઈ કેમ આડે આવતી નથી? એમાં મુદ્દો એ છે કે, પંઢરીનો દેવ વિઠોબા ગોરા કુંભારે મૂકેલી ઈંટ ઉપર ભક્તોની રાહ જોતો ઊભો છે. काळी घोंगडी काळी काठी। काळा दोरा कंठीं॥ बोली महाराची थेट मराठी। (કાળી કાંબળી, કાળી લાકડી, ગળામાં કાળો દોરો, અને બોલી જુઓ તો ઠેઠ દેડને શોભે તેવી મરાઠી.) એવો એનો ઠાઠ છે. તે ભાજીના પાંદડાથી રાજી થાય છે, તેથી કરીને તેને નિયમિત થવાનું ફાવે છે. જ્યારે સાહિત્ય સંમેલનનો દેવ છે 'વક્રતુણ્ડ મહાકાય'. તેના હાથમાં મોદકની વાટકી આપી હોય તોય તેનું મોઢું વાંકું ને વાંકું જ રહે છે. વધારામાં ભક્તજનોએ આપેલી મોદકની કટોરીઓ ઉપરાઉપરી ઉડાવીને તેનું પેટ વિશાળ બનેલું. તેથી

તેને નિયમિતપણું સાચવવાનું કામ ભારે મુશ્કેલ હોય છે. પંઢરીની વારી નિયમિત થઈ શકે, તોય સાહિત્ય સંમેલનની સવારીથી ઉપર જણાવેલા કારણને લીધે નિયમિતપણું જાળવવાનું બની શકતું નથી. આના ઉપર કોઈ એવો આક્ષેપ કરશે કે, 'વિઠોબાની સાથે તુલના કરતાં ગણપતિને નકામો માર પડ્યો છે. ગણપતિ 'वक्रतुंड महाकाय' હોય તોપણ, તમે આપેલી ઉપપત્તિ બરાબર નથી. આપણા ભક્તો પોતાને ગરીબ કહેવડાવતાં કહેવડાવતાં તવંગર થઈ બેઠા, અને મીઠું રોટલાને નામે મોદકોનો સંહાર કરવા લાગ્યા, એ વાતનો તિરસ્કાર આવવાથી તેણે મોઢું ફેરવ્યું અને તે વાંકું થયુ. અને એમ હોવા છતાંય ભક્તોના અપરાધ ગળી જવાનું બિરદ સ્વીકારવાથી તેનું પેટ વિશાળ બન્યુ છે.' આ આક્ષેપ અને સ્પષ્ટીકરણ તદ્દન સાચાં છે. વિઠોબા ને ગણપતિમાં કશો તફાવત નથી. તફાવત તો તેમના ભક્તોમાં છે. પણ 'शिष्यापराधे गुरोर्दण्डः' (ચેલાના અપરાધ માટે ગુરુ દંડાય) એ ન્યાયે ગણપતિ વગોવાયો અને તેની ઉપર આળ આવ્યું. પણ તેને ગળી જવાનું તેને માટે સહેજે શક્ય છે.

એક કાળ એવો હતો કે, જ્યારે ગરીબાઈ એ વિદ્વાન લોકોની ટેક જેવી હતી. કાર્લાઇલે કહ્યું છે તેમ, તે વિદ્વાન લોકોનો પવિત્ર અધિકાર માનવામાં આવતો. સમાજની વધારેમાં વધારે સેવા કરી સમાજ પાસેથી ઓછામાં ઓછી દક્ષિણા લેવી, એવી તેમની વૃત્તિ હતી. પણ આજે સ્થિતિ એથી ઊલટી છે. આજે વિદ્વાનોની વિદ્યાની હરાજી બોલાય છે. 'મારો છોકરો આટલું ભણ્યો છે, તેથી તેને આટલો વાંકડો જોઈએ,' એવું કોષ્ટક જ તૈયાર થયુ છે. છોકરો ભણ્યો કે વેચાયો જ જાણવો. કલકત્તાના વિશ્વવિદ્યાલયમાં 'પોસ્ટ-ગ્રેજ્યુએટ ક્લાસીસ',

એટલે કે બી. એ. પછીનું શિક્ષણ આપવાના વર્ગો, શરૂ કર્યા. પણ આ અતિ-શાસ્ત્રીય શિક્ષણ, દોઢડાહ્યો ત્રણ વાર ખરડાય એ ન્યાયે, કોઈ પણ જાતના શુભ ફળ વિનાનું જ રહેવાનો વખત આવ્યો. બીજું, અતિ-શાસ્ત્રીય શિક્ષણ આપવા માટે અધ્યાપકો પણ વિદ્વત્તાના 'આલ્પ્સ' હોવા જોઈએ. અને આ 'આલ્પ્સ' બહુ મોંઘા પડે છે. આપણી ગરીબ રંજાડાયેલી પ્રજા તેમના ભાર તળે ચગદાઈ જાય છે.

અતિ-શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી જ નાની હોવાની, અને તેટલા સારુ આટલા મોંઘા અધ્યાપકો રાખવા પડવાના. ગરીબ હિન્દુસ્તાનથી આ બોજો શી રીતે ખમાય? માણસ જેટલો વધારે વિદ્વાન તેટલો તે વધારે નિરપેક્ષ, એવી સ્થિતિ અગાઉ હતી. તે વખતે આવી મુશ્કેલી ઊભી થતી નહિ. એ પાંચ વિદ્યાર્થીઓ લઈને કોઈ વિદ્વાન તેમના ઉપર અતિ-શિક્ષણના પુટ ચડાવવા માંડે તોય સમાજને તેમાં કશું ફરિયાદ કરવાપણું રહેતું નહિ. કારણ, વિદ્વાનો બજારુ વસ્તુ બન્યા ન હતા. આવા વિદ્વાનોને ત્યારે 'બ્રાહ્મણ' કહેતા. સમાજને તેમનો ભાર લાગતો ન હતો, પણ આભાર લાગતો હતો. આજે બ્રાહ્મણોની સ્થિતિ 'शालें सोभाचें माजर। भीक मागे दारोदार।' (સોબા બિલાડી બનીને ઘેરઘેર ભીખ માગે છે) એના જેવી થઈ છે. તેથી કરીને બ્રાહ્મણ શબ્દનો અર્થ પણ બદલાયો છે. પૈસાદારને ઘેર 'બ્રાહ્મણ' (રસોઇયો) 'રાખેલો' ||હોય છે.

આવા બ્રાહ્મણો રોકવાનું તવંગરોને પરવડે, પણ ગરીબોને તે શી રીતે પોસાય? કલિયુગમાં 'ક્ષત્રિયો' છે, એ વાત અત્યારે હવે 'સિદ્ધ' કરવામાં આવી છે. બ્રાહ્મણોનું અસ્તિત્વ તો સિદ્ધ

જ છે એમ કહે છે. પણ જ્યાં સુધી બ્રાહ્મણ્યનું આસન પૈસા ઉપર સ્થિર છે ત્યાં સુધી એ 'સિદ્ધ' હોય તોપણ, તે, શા કામનું? સાહિત્ય સંમેલનની બેઠક એ વસ્તુતઃ બ્રાહ્મણ્યની બેઠક નથી એમ કોઈ કહી શકશે? પણ ત્યાં તણ્ડુલ (ચોખા)નું પ્રસ્થ (મહત્ત્વ) છે. પંઢરીની વારી ઉપવાસ ઉપર ઊભી છે, અને સાહિત્ય સંમેલન ચોખા ઉપર બેઠું છે. જુવારનો રોટલો પણ ત્યાં ન ચાલે.

આપણા સાહિત્ય સંમેલનની બે બેઠકો વડોદરામાં થઈ. કારણ, વડોદરામાં મહારાજાસાહેબની કૃપાથી (ભોજનનું) 'સાહિત્ય' સારું મળ્યું. એટલે 'બ્રાહ્મણ' શબ્દની જેમ 'સાહિત્ય' શબ્દને પણ આપણે વડોદરે જઈને વટલાવી નાખ્યો. એ પ્રસંગે, 'પંડિતો, વનિતા અને લતા આશ્રય વિના શોભતાં નથી,' એ અર્થના એક સંસ્કૃત વચનનું આવાહન કરવામાં આવેલું. આપણને ભોજરાજાના દરબારનુ ભોજન બહુ યાદ આવે છે. ભેંસ આગળ ખાણ મૂક્યું હોય તો ભેંસ દૂધ દે છે. તેવી જ રીતે આપણે જો સાહિત્ય આપવાના હોઈએ તો તે સાહિત્યનો સમાજને શો ઉપયોગ થવાનો? તેથી દાસ્ય-ભક્તિનો જ કેવળ પ્રચાર થવાનો. રાષ્ટ્રને આજે સખ્ય-ભક્તિની ભૂખ લાગી છે. ગુલામનો નાતો તોડીને તેને ઠેકાણે મિત્રનો નાતો જોડવાને રાષ્ટ્ર લડત ચલાવી રહ્યું છે. રાષ્ટ્ર સખ્ય-ભક્તિનો જાડો રોટલો માગી રહ્યું છે. તેને દાસ્ય-ભક્તિનો ઢીલો પોચો ભાત નથી જોઈતો. સાહિત્યનું સાધ્ય શું હોવું જોઈએ, એવો પ્રશ્ન કેટલાંક વર્ષો ઉપર વિદ્વાન લોકોમાં નીકળ્યો હતો. જૂના ગુરુઓએ કહ્યું, 'દેવ-પૂજા'. નવીન ગુરુઓએ કહ્યું, 'દેશ-પૂજા'. વિદ્વાન શિષ્યોએ સાંભળ્યું, 'દેહ-પૂજા'! દેહ-પૂજા સાધ્ય

અને દાસ્ય-ભક્તિ સાધન, એ બે સિદ્ધાન્ત કાયમ કર્યાં પછી સાહિત્યની શી વ્યાખ્યા થાય? આવા સાહિત્યનાં સંમેલનો અનિયમિતપણે ભરાય તોય શું બગડી જવાનું હતું? અને મુદ્દલ ન ભરાય તોય શું બગડવાનું હતું? ઘેર બેઠાં લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે

दिवट्या छत्री घोडे । हें तों बऱ्यांत न पडे ॥
आतां यथें पढरीराया । मज गोविसी कासया ॥

[મશાલ, છત્રી તથા ઘોડાઓ, એ બહુ ઇષ્ટ વસ્તુઓ નથી. હે પંઢરીના દેવ, તુ મને આ વસ્તુઓમાં શું કામ સંડોવે છે?] એવી રીતે જેમણે અંતઃકરણના ઊંડાણથી પ્રાર્થના કરી, ઝોળીમાં રાજ્ય આવીને પડ્યું ત્યારે જેમણે તેની એક લંગોટી જેટલી કિંમત માની, તે તુકારામ અને રામદાસ આપણા સાહિત્યના આચાર્યો હતા, એ વાત આપણે હંમેશ યાદ રાખવી જોઈએ.

'સહિત' એટલે 'સાથે ચાલનારું', એ ઉપરથી 'સાહિત્ય' શબ્દ બનેલો છે. રાષ્ટ્રની ઉજ્જ્વળ આકાંક્ષાઓને સાહિત્યનો સાથ જોઈએ. તેણે રાષ્ટ્રીય માનસ વ્યક્ત કરવું જોઈએ. એમ કરે તો જ તે સાહિત્ય કહેવાય. પણ આજે રાષ્ટ્રીય ચળવળનું પગલું એક તરફ, તો સાહિત્ય 'સંમેલનનું પગલુ સાવ ઊલટી દિશામાં, એવી દશા છે. એક તરફ મહાસભાએ તિલક સ્વરાજ ફાળામાં એક કરોડ રૂપિયા ભેગા કર્યાં, અને બીજી તરફ સાહિત્ય સંમેલન 'રાજાશ્રય, રાજાશ્રય'-નો જપ કરતું વડોદરા સરકારને ગળે વળગી પડ્યું. આ તરફ સરકારી શાળાઓનો બહિષ્કાર જાહેર કરવામાં આવ્યો, તો પેલી તરફ મુંબઈ વિશ્વવિદ્યાલયની બધી પરીક્ષાઓમાં મરાઠીને

ઓસરી ઉપરય સ્થાન મળે તે માટે ભીખ માગવામાં આવી. આ વાત એ વખતે બની કે જ્યારે અમદાવાદની ઇતિહાસપ્રસિદ્ધ કૉંગ્રેસ ટૂંકમાં જ ભરાવાની હતી. રાષ્ટ્ર ગૌરીશંકરની ઊંચાઈ માપવાની તૈયારી કરતું હતું, ત્યારે સાહિત્ય-સંમેલન પૅસિફિક મહાસાગરના ઊંડાણનો તાગ લેવા માગતું હતું!

ન્યાયમૂર્તિ રાનડેએ વિશ્વવિદ્યાલયમાં માતૃભાષાઓનો પ્રવેશ કરાવવા માટે પ્રયત્નો કર્યા ખરા, પણ તે વખતે તે શોભતું હતું. પણ આજે પા સૈકા પછી, જ્યારે રાષ્ટ્રીય ધ્યેયમાં આસમાન જમીનનો ફેર પડચો છે એ વખતે, રાનડેનુ અનુકરણ કરવાથી સાહિત્ય સંમેલનની જ શોભા થઈ! બાબો નવોસવો બોલવા લાગે એટલે તેના 'મૃદુ મધુર બોલ' સાંભળીને બાપને ધન્યતા લાગે છે, અને તે તેના કાલા કાલા બોલ સાંભળીને તેને સાબાશી આપી વખાણ કરે છે. પણ બાબો વીસ વરસનો મરદ થયા પછી પણ કશો કામધંધો ન કરતાં પોતાનો જૂનો ધંધો જ ચાલુ રાખે તો 'तुजसम आम्नाय बोलका नाहीं' ( વેદ પણ તારા જેવો બોલકો નથી ) એમ કહીને બાપ તેની પ્રશંસા કરશે ખરો? આપણા સાહિત્ય સંમેલનને રાષ્ટ્રધર્મ અસ્પૃશ્ય જેવો લાગે છે. એક વખત સાહિત્ય સંમેલનમાં લોકમાન્ય ભાષણ કરતા હતા ત્યારે 'રાજકારણનો વિષય ન લાવવા' એવી પ્રમુખ તરફથી તેમને સૂચના મળી હતી! સાહિત્ય સંમેલન રાષ્ટ્રીય સભાનો સંબંધ ટાળવાનો પ્રયત્ન કરે એ, વર્તમાનપત્રોના કાગળો બીબાંનો સંબંધ ટાળે એના જેવું છે. કોઈ કહેશે, 'સાહિત્યનો સંબંધ વાઙ્મયની સાથે એટલે કે શબ્દસૃષ્ટિ સાથે છે.' કબૂલ. પણ શબ્દ લઈએ તો તેને કંઈ અર્થ તો હોય છે જ ને? કે પછી શબ્દની અર્થ સાથે કારગતી પણ સંભવે છે? અને શબ્દોનો

જ જપ કરવાનું ઠરાવીએ તોય 'રાજાશ્રય' શબ્દનો જ જપ શા માટે કરવો? 'સ્વાશ્રય' શબ્દનો શા માટે ન કરવો?

બધાં શાસ્ત્રોના જુદા જુદા સ્વતંત્ર વિષયો હોય છે. તોપણ તેમણે ધર્મની સાથે અવિરોધવૃત્તિથી વર્તવું જોઈએ, એવો નિયમ છે. ગણિતશાસ્ત્રે, પ્રમાણ–ભાગ શીખવતી વખતે, 'અમુક આટલા દૂધમાં કેટલું પાણી ભેળવીએ તો અમુક ટકા નફો થાય' એવા દાખલા ન આપવા જોઈએ. વ્યાકરણનાં રૂપો શીખવતી વખતે रामः रामौ रामाः ને બદલે नृपः नृपौ नृपाः કરીને રાજનિષ્ઠા ન બનાવવી જોઈએ. તર્કશાસ્ત્રે 'આત્માના અસ્તિત્વ માટે પુરાવો નથી' એવી દલીલબાજી ન કરવી જોઈએ. અલંકારશાસ્ત્રે ઉપમા, રૂપક વગેરે અલંકાર સમજાવવાને બહાને સ્ત્રીઓના લાવણ્યનું વર્ણન ન કરવું જોઈએ. અર્થશાસ્ત્રે, સંપત્તિનું વિવેચન કરતી વખતે, 'ઘરાકની મુશ્કેલીઓનો લાભ લઈ વધારેમાં વધારે કિંમત આકારવી' એવો નિયમ ન ઠરી આપવો જોઈએ. કૃષિશાસ્ત્રે અફીણ કે તમાકુની પેદાશ કેમ વધારી શકાય તે માટે ભેજું ન વાપરવું જોઈએ. સારાંશમાં કહેવાનું એ કે, બધાં જ શાસ્ત્રોએ ધર્મની સાર્વભૌમ સત્તા તળે રહીને ચાલવું જોઈએ. એ જ નિયમ સાહિત્યને પણ લાગુ પડે છે. સાહિત્ય 'કેવું' હોય એ પ્રશ્ન કરતાં સાહિત્ય 'શાનું' હોય એ પ્રશ્ન વધારે મહત્ત્વનો છે. સાહિત્ય પ્રભુના ગુણગાનનું હોય; સાહિત્ય દેશસેવાનું હોય; સાહિત્ય દુઃખિતોની દાઝનું હોય; સાહિત્ય સ્વતંત્રતાની ઉપાસનાનું હોય. આ સાહિત્ય ગમે તેવું સાદું હોય તોપણ તે ધર્મને માન્ય છે. એથી ઊલટું, દાસ્યભક્તિનું સાહિત્ય, દેહ-પૂજાનું સાહિત્ય, રાજાશ્રયનું સાહિત્ય, — પછી તે ગમે તેટલું નખરાબાજ હોય તોપણ, — ધર્મને

માન્ય નહિ હોય. રાષ્ટ્રમાં ગાળાગાળી ચાલુ હોય ત્યારે, 'શુદ્ધ ગાળો કેમ બોલવી, અને શુદ્ધ ગાળો કેમ લખવી,' તેમ જ 'આ ગાળો શુદ્ધ કેમ અને પેલી અશુદ્ધ શા માટે,' એવી ચર્ચાની જરૂર નથી. અશુદ્ધ જ ભલે રહ્યું, પણ સભ્ય ભાષણ કેવી રીતે બોલવું કે લખવું એનો વિચાર અગત્યનો છે. આજ સુધી સાહિત્ય કેવું હોવું જોઈએ તેની ચર્ચા સારી પેઠે થઈ છે. હવે સાહિત્ય શાનું હોવું જોઈએ તેનો નિર્ણય સાહિત્ય સંમેલને કરવો જરૂરનો છે. નાગપુરના સાહિત્ય સંમેલન માટે આટલો વિચાર સૂચવીને, અને વિદ્વાનોની ક્ષમા માગીને, હાલ તુરત તો અહીં જ વિરમું છું.

## ૧૨

## રેંટિયાના સહચારી ભાવ

જૂના વખતની વાત છે :

એક સત્યવચની શુદ્ધ મનના સાધુ પુરુષ અરણ્યમાં તપ કરતા હતા. તેમની શાંત તપશ્ચર્યાના પ્રભાવથી તે અરણ્યનાં પશુપક્ષીઓ પણ અરસપરસનો વૈરભાવ ભૂલી ગયાં હતાં. તેથી કરીને એ આખું અરણ્ય એક આશ્રમ જેવું બની ગયું હતું. અરણ્યના સિંહનું આસન જ જ્યાં બદલાઈ ગયું, ત્યાં ઇન્દ્રનું સિંહાસન ડોલવા લાગે તેમાં શી નવાઈ? તેણે સાધુની તપશ્ચર્યાનો ભંગ કરવાનો નિશ્ચય કર્યો. હાથમાં તલવાર લઈને, એક યોદ્ધાનો વેષ ધારણ કરી તે સાધુ પાસે આવ્યો, અને વીનવવા લાગ્યો, 'મારી આટલી તલવાર તમે સાચવી રાખશો?' સાધુએ કોણ જાણે શા વિચારથી તેની વિનંતિ માન્ય રાખી, એટલે ઇંદ્રે ત્યાંથી વિદાય લીધી. સાધુએ તલવાર સાચવવાની જવાબદારી લીધી હતી. એટલે રાત દિવસ તે પેલી તલવાર પોતાની પાસે જ રાખતો. દેવપૂજા માટે ફૂલો વગેરે લેવા જાય તો ત્યાં પણ તલવાર સાથે હોય જ. મૂળ વિશ્વાસને લીધે તેને તલવાર અપાઈ હતી; તેમાંથી જ હવે તેનો તલવાર ઉપર વિશ્વાસ પેદા થયો. તલવારના નિત્ય સહવાસથી તેની તપ વિષેની શ્રદ્ધા ઊડી ગઈ; એ વાત તેના જાણવામાંય આવી નહિ. સાધુ ક્રૂર

બન્યો. ઇન્દ્રનું સિંહાસન સ્થિર અને નિર્ભય બન્યું. અને અરણ્યમાંનાં હરણોનું આસન ધ્રૂજવા લાગ્યું.

રામચંદ્ર દંડકારણ્યમાં ફરતા હતા તે વખતે તેમને હાથે હિંસા ન થાય તેટલા માટે સીતાદેવીએ આ સુંદર વાત તેમને કહી હતી. દરેક વસ્તુ સાથે તેના સહચારી ભાવો આવે છે જ, એ આ વાતનું તાત્પર્ય છે. સૂર્યની આસપાસ જેમ તેનાં કિરણો તેમ જ વસ્તુની આસપાસ તેના સહચારી ભાવ હોય છે. રેંટિયાનો સાર્વત્રિક પ્રચાર થાય કે સ્વરાજ મળ્યું જ સમજો, એમ આપણે કહીએ છીએ. આનો અર્થ ઘણાઓની સમજમાં આવતો નથી. એનુ કારણ એટલું જ કે રેંટિયાના સહચારી ભાવો તેમના ધ્યાનમાં આવતા નથી. ઘરમાં એક રેંટિયો દાખલ થયો કે તે પોતાની સાથે કેટલી બધી ભાવના લઈ આવે છે, તેની આપણને કલ્પના નથી. વીજળીનો સંચાર થયો હોય તેમ આખું વાતાવરણ એક ક્ષણમાં બદલાઈ જાય છે. રાજા બહાર નીકળે એટલે "'રાજાની સવારી' બહાર નીકળી" એમ આપણે બોલીએ છીએ. રેંટિયો ઘરમાં દાખલ થયો એટલે રેંટિયાની સવારી દાખલ થાય છે. આ સવારીમાં કયા કયા સરદાર સામેલ હોય છે તેનો વિચાર કરીએ, તો 'રેંટિયાથી સ્વરાજ' કહેવામાં શું રહસ્ય છે તે સમજાશે.

થોડા દિવસ ઉપર એક ધનિક ગૃહસ્થ – જેમણે મહાસભાના નિયમ મુજબ હમણાં જ રેંટિયો શરૂ કર્યો હતો તે – રેંટિયા વિષેનો પોતાનો અનુભવ કહેતા હતા. 'મારા મનમાં અગાઉ ગમે તેવા વિચાર આવ્યા કરતા. રેંટિયો શરૂ કર્યો ત્યારથી આ વિચાર આપોઆપ બંધ થયા છે. વચ્ચે એક વાર મને થયું કે, મોટા મોટા લોકો મોટરો રાખે છે તો હું પણ

એક મોટર ખરીદું. પણ તરત જ એવો વિચાર આવ્યો કે એક તરફ હું રેંટિયો કાંતું અને બીજી તરફ મોટર પાછળ ખર્ચ કરી પરદેશમાં પૈસા મોકલું, એ ઠીક નથી. તેમાંય વળી મોટર વિના મારું કંઈ અટકી પડ્યું છે એવું પણ નથી. આ કંઈ એક બે માણસનો અનુભવ નથી. ઘણાઓને આવો જ અનુભવ થયો છે. રેંટિયાના જે અનેક સદ્વિચારી ભાવો છે તેમાં ગરીબો માટે સહાનુભૂતિ, ગરીબાઈની કદર કે તેમાં રસ પડવો, એ એક મહત્ત્વનો ભાવ છે. ગરીબ ને તવંગરની એકતા સાધવાનું સામર્થ્ય રેંટિયામાં છે તેવું બીજા કશામાં નથી. ગરીબ વિરુદ્ધ અમીર એ ઝઘડો આખી દુનિયાને ઓહિયાં કરી રહ્યો છે. એ ઝઘડો મટાડવાની તાકાત એકલાં રેંટિયામાં છે. ગરીબ-અમીર એક થાય તો સ્વરાજ મળતાં કેટલી વાર ?

આજે આપણા સમાજના આંધળો મજૂર અને પાંગળો પંડિત એવા બે ભાગલા થયેલા છે. સુશિક્ષિતોમાં સ્વરાજ્ય માટે ભાવના છે, પણ કાર્ય કરવાની શક્તિ નથી. અશિક્ષિતોમાં કામ કરવાની શક્તિ છે, તો ભાવના નથી. આ આંધળાપાંગળાની જોડી જમાવવાનું સામર્થ્ય રેંટિયામાં છે. રેંટિયો એટલે એક સાદી વસ્તુ આપણને લાગે છે. અને તેવી તે છે પણ ખરી. પણ એટલી સાદી વસ્તુ માટે પણ સુનાર, લુહાર, ઢેડ વગેરેને ચરણે બેસવું પડે છે. મારા નાના ભાઈને મેં સુથારના હાથ નીચે કામ શીખવા રાખ્યો હતો. શરૂઆતમાં સુથાર ખૂબ અદબથી શીખવતો હતો. પણ થોડા દિવસ પછી એના ધ્યાનમાં આવ્યું કે, આપણો શિષ્ય બીજી બાબતોમાં વિદ્વાન હોય તોપણ આ કામમાં ઠોઠ છે. એટલે એક વખત ત્રાસી જઈને "આટલું કર્યું

તોય 'તને' 'નથી સમજતું ?" એમ તેણે તેને કહ્યું. શરૂઆતમાં તે 'તમે' કહેતો. પણ આમન્યા ઓછી થતાં, જ્યારે તેના મોઢામાંથી 'તું' એ ઉદ્ગાર નીકળી પડચો ત્યારે મને આનંદ થયો. સ્વરાજ્ય પાસે આવ્યું છે એમ લાગ્યા વિના રહ્યું નહિ. એક વખત હું રેંટિયો કાંતતો હતો ત્યારે એક ઢેડ વણકર મને મળવા આવ્યો. (આ યોગ પણ રેંટિયાની ચળવળ વિના ન આવત.) હું કાંતતો કાંતતો તેની સાથે વાત કરતો હતો. ત્રાકમાં કંઈક દોષ હતો તેથી સારું કંતાતું ન હતું. તે ઢેડના ધ્યાનમાં તરત એ વાત આવી, અને શો દોષ છે તે તેણે મને બતાવ્યો. મારા જેવા 'વિદ્વાન'ને શીખવવામાં તેને કેટલો આનંદ આવ્યો હશે? અને તેથી કરીને અમે એકબીજાની કેટલા નજીક આવ્યા હોઈશું! સુશિક્ષિત અને અશિક્ષિત એક થાય તો સ્વરાજ કેમ ન મળે?

આજે હિન્દુ-મુસલમાન ઝઘડાનો સવાલ ઘણો વિકટ થઈ પડચો છે. મને લાગે છે કે આ સવાલનો ઉકેલ લાવવાની તાકાત પણ રેંટિયામાં છે. દરેક મસ્જિદમાં અને મંદિરમાં રેંટિયો દાખલ થાય તો બધા ઝઘડાઓનો અંત આવે. અલબત, આજની પરિસ્થિતિમાં આ થવા માટે પણ બીજી કેટલીક વસ્તુઓની સહાયતા જોઈશે. પણ રેંટિયો કાંતનારો કોઈ પણ હિન્દુ કે મુસલમાન એકબીજાનું માથું ભાંગવા કદાપિ તૈયાર નહિ થાય, એ વાત નિશ્ચિત છે. જેમ તલવારના સહવાસથી માણસ હિંસક બને છે, તેમ રેંટિયાના સહવાસથી તે શાંત બને છે. શાંતિ એટલે કે અહિંસા એ રેંટિયાનો સહચારી ભાવ છે. સમાજમાં શાંતિ સ્થપાય અને તેથી હિન્દુ–મુસલમાનના ઝઘડાનો અંત આવે, તો સ્વરાજ્ય નહિ મળે શું?

રેંટિયાના સહચારી ભાવોનું યથાર્થ સ્વરૂપ વર્ણવી શકાય તેમ નથી; અને વર્ણવવામાં આવે તો કેવળ વાંચીને તે સમજાય તેવું નથી. તે માટે તો પ્રત્યક્ષ રેંટિયાની સાથે જ દોસ્તી કરવી જોઈએ. રેંટિયા સાથે દોસ્તી જામે એટલે તે પોતે જ પોતાનું બધું રહસ્ય કહી દે છે. તેની સંગતિ-મધુર (સંગીત-મધુર?) વાણી એક વાર કાને પડી કે કુશંકાઓ બધી નાસી ગઈ જ જાણવી. તેથી હવે આ લેખ પૂરો કરવાની ભાંજગડમાં ન પડતાં તેનો બાકી રહેલો ભાગ વાચકો રેંટિયામાંથી કાંતી લે, એવી વિનંતી તેમને કરી અહીં જ વિરમું છું.

## ૧૩

# સ્વચ્છતાની ઇન્દ્રિય કાબૂમાં રાખો

ઇન્દ્રિયોનાં મુખ બહારની બાજુએ છે. તેથી તેમનાથી અંદરની બાજુએ જોઈ શકાતું જ નથી. આંખની અંદરની કીકીને બહારની દુનિયા સ્પષ્ટપણે દેખાય છે. પણ અંદર બધે અંધારું હોય છે. અંદરની ગુહાનું દર્શન તેને થતું નથી. કાન બહારના સૂર સાંભળવા માટે ખુલ્લા હોય છે. ઇન્દ્રિયોનો આ સ્વભાવ ઓળખીને ડાહ્યા માણસો ઇન્દ્રિયોના જોવા સાંભળવા ઉપર વિશ્વાસ રાખતા નથી.

પણ જેમનું મન ઇન્દ્રિયોની પાછળ દોડે છે તેમના મનને પણ ઇન્દ્રિયોના જેવી જ ટેવ પડે છે; અને એક વાર વિચાર કરવાની ઇન્દ્રિય જ બહિર્મુખ બની કે પછી માણસની હાલત છતી આંખે આંધળા જેવી અથવા તો છતે કાને બહેરા જેવી થઈ જાય છે. વસ્તુનો ઉપર ઉપરનો આકાર તેને દેખાય છે, પણ અંતરંગના દર્શનથી તે વંચિત રહે છે. આજનો આપણો સમાજ મોટે ભાગે આવો છે. તેની નજર જ એકંદરે બગડી ગઈ છે. તેથી કરીને સારા-નરસાનો ભેદ જાણવા પૂરતો વિવેક તેનામાં રહ્યો નથી.

થોડા દિવસ ઉપર દિલ્હીથી આવતાં રસ્તામાં એક સજ્જન સાથે હરિજનોના સવાલ વિષે વાત નીકળેલી. તેમનું કહેવું એમ હતું કે, 'બીજે ઠેકાણે તો ઠીક, પણ મંદિરમાં હરિજનોનો

પ્રવેશ થાય એ ઠીક લાગતું નથી. મંદિરોની પવિત્રતા કાયમ રાખવી જ જોઈએ.' મેં તેમને ખૂબ સમજણ પાડી. એટલે છેવટે વાત તેમને ગળે ઊતરી. પણ મંદિરોની બાબતમાં આવો જ વિચાર ઘણાઓના મનમાં આવ્યા કરે છે, એનું કારણ શું? આનું કારણ તે આપણી પવિત્રતા વિષેની ભૂલભરેલી માન્યતા છે. પણ એ માન્યતા શાથી થઈ? જીવનમાંથી પવિત્રતા જતી રહી અને તેની માત્ર કલ્પના કરવાની વારી આવી તેથી. પણ આ કલ્પના કોણે કરી? ઇન્દ્રિયોના ગુલામ બનેલા મને.

આ મનની પવિત્રતાની કલ્પના બાહ્ય સ્વચ્છતાથી આગળ જતી નથી. વાસ્તવિકપણે સ્વચ્છતા એ પવિત્રતાના ગ્રંથની બાંધણી (બાઇંડિંગ) છે. સ્વચ્છતા ઉપરથી પવિત્રતાનો અંદાજ કરવો એ બાંધણી જોઈને ગ્રંથ વિષે અભિપ્રાય આપવા જેવું છે. મોટે ભાગે પવિત્રતા અને સ્વચ્છતા એકબીજાની જોડમાં હોય છે, એ વાત કંઈ ખોટી નથી. પણ ક્યારેક ક્યારેક એમની જોડ કુસ્તીની હોય છે, એ પણ ભૂલવું ન જોઈએ. સ્નાન કરવાથી શરીર સ્વચ્છ બને છે. અને શરીર સાફ થાય એટલે મનમાં પણ સારા વિચાર આવવાનો 'સંભવ' હોય છે. તેટલા પૂરતું સ્નાન પવિત્ર કહેવાય. એ સિવાય, સ્નાનનો પવિત્રતાની સાથે સીધો સંબંધ નથી. સ્વચ્છતાની જેટલી ક્રિયાઓ છે એ બધીનુ એવું જ છે. જ્યાં સુધી સ્વચ્છતાનો પવિત્રતાની સાથે મેળ હોય છે ત્યાં સુધી સ્વચ્છતાનુ કહેવું સાંભળવામાં હરકત નથી, બલ્કે, સાંભળવું આવશ્યક છે. પણ જ્યારે તેમની વચ્ચે મેળ નથી હોતો, બલ્કે કાયમનો વિરોધ શરૂ થાય છે, તે વખતે સ્વચ્છતાને ફગાવી દઈને પણ પવિત્રતાનું સન્માન કરવું ઘટે. એવે પ્રસંગે સ્વચ્છતાને વધારેપડતું મહત્ત્વ આપવામાં અધર્મ છે.

બાને મરડો થઈ છે. રોજ પચીસ પચીસ ઝાડા થાય છે. ગમે તેટલી કાળજી લઉં તોપણ તેની સેવા કરવાને લીધે હું થોડો ઘણો અસ્વચ્છ થઈશ, એ દેખીતું છે. પણ તેથી હું શું અપવિત્ર થઈ જઈશ? તેની સેવા કરવાથી હું અપવિત્ર થવાનો નથી જ, પણ ઊલટું સેવા ન કરું તો અપવિત્ર થઈશ. આવે પ્રસંગે અસ્વચ્છતા સ્વીકારવી એ મારો ધર્મ નથી શું? આ દાખલો તદ્દન એકાંતિક છે એમ કોઈને થશે. પણ સ્વચ્છતા અને પવિત્રતા વચ્ચેનો સંબંધ કે તફાવત સમજવા માટે તે ઉપયોગી છે. સ્વચ્છતાની ઇન્દ્રિયને માથા પર ચડાવવાથી કેટલો અનર્થ થઈ શકે છે એની કલ્પના આ ઉદાહરણ પરથી આવી શકશે.

હરિજન એટલે અસ્વચ્છ એવું કંઈ સમીકરણ નથી. કેટલાક હરિજનોની રહેણી મેં એવી જોઈ છે કે, તેમની સરખામણીમાં કેટલાક ઉપલા ગણાતા વર્ગોના લોકોની રહેણી ગંદી કહેવાય. તુળસીની પૂજા કરનાર હરિજનો હોય છે. નાગપુર પ્રાન્તમાંથી જેટલા હરિજનો પંઢરપુર જાય છે તેટલા બીજા લોકો જતા નથી. એમાંના ઘણાએ દારૂ અને માંસનો સદંતર ત્યાગ કરેલો હોય છે. એકાદશીનો ઉપવાસ કરનારા હરિજનો ઘણા છે. મારા ઓળખીતા એક હરિજને પોતાની છોકરીનું નામ જ 'એકાદશી' પાડયું છે. અજામિલે પોતાના છોકરાનું નામ નારાયણ રાખ્યું હતું. એ નામથી અજામિલ તરી ગયાની કથા હિન્દુ સમાજ હજારો વરસ ગાતો આવ્યો છે. નામમાં સંસ્કૃતિ છુપાયેલી હોય છે. 'એકાદશી' એ નામમાં રહેલી સંસ્કૃતિ કેટલી પવિત્ર, કાવ્યમય અને સંયમશીલ છે! જે એકાદશીની હું વાત કરી રહ્યો છું તેણે પંઢરીના વિઠોબાનાં

દર્શન પણ કરેલાં છે. 'દર્શન' એટલે "દૂરથી દર્શન' એ તો બાજુએ જ કહેવાની જરૂર હોય. કારણ, એકાદશીને વિઠોબાના મંદિરમાં પ્રવેશ ક્યાંથી મળે ? આવડી મહાન સંસ્કૃતિ જે લોકોમાં છે તેમને અસ્પૃશ્ય માનવા કરતાં સ્વચ્છતાની ઇન્દ્રિય જરા કાબૂમાં રાખવી એ જ વધારે યોગ્ય નથી શું ?

માની લઈએ કે બધા હરિજનો અસ્વચ્છ હોય છે. તો પણ તેની જવાબદારી મોટે ભાગે 'ઊંચ' વર્ણોને શિર છે. તેમને દૂર રાખ્યાનું આ દેખીતુ પરિણામ છે. એટલે આજે આ અસ્વચ્છતા દૂર કરવી હોય તો તેનો ઇલાજ તેમને પાસે લાવવા એ છે. 'લાયક થાઓ, એટલે સ્વરાજ આપીશું' એમ અંગ્રેજો આપણને કહે છે: 'સ્વચ્છ થાઓ એટલે અસ્પૃશ્યતા કાઢી નાખીશું' એમ આપણે હરિજનોને કહીએ છીએ. આ બેમાં શો તફાવત છે ? લોકમાન્ય કહેતા હતા કે, સો વરસ અંગ્રેજોના રાજ્યમાં રહ્યા પછી પણ જો આપણામાં સ્વરાજ્યની લાયકાત ન આવી હોય, તો તે અંગ્રેજોની રાજ્ય કરવાની નાલાયકીનો પુરાવો છે. હરિજનો તરફથી પણ આવી જ દલીલ કરી શકાય. તેથી હરિજનોની સ્વચ્છતા દૂર કરવાની સાચી ધગશ હોય તો અસ્પૃશ્યતા કાઢી નાખ્યે જ છૂટકો.

લોકો કહે છે: બીજે બધે તો ઠીક, પણ મંદિરમાં એ કેમ બની શકે ? હું કહું છું: બીજે બની શકતું ન હોય તો તેમાં કંઈ પણ હેતુ છે એમ કહપી શકાય. પણ મંદિરમાં તો તે સહેજે શક્ય હોવું જોઈએ. લોકો કહે છે: મંદિરમાં એ કદી નહિ બની શકે, કારણ મંદિરો પવિત્ર છે. હું કહું છું: મંદિરો પવિત્ર છે એટલા માટે જ તો મંદિરોમાં એ સહેજે શક્ય હોવું જોઈએ. ભેદભાવ બને ત્યાં સુધી ભૂલી જવામાં પવિત્રતા રહેલી

છે, વધારવામાં નથી. રોજિંદા વ્યવહારમાં પણ અભેદ પાળતાં આવડવું જોઈએ. પણ આટલી યોગ્યતા આપણામાં ન હોય તો ઓછામાં ઓછું મંદિરોમાં તો અભેદ જોવાની ટેવ પાડવી જોઈએ. ગણિતશાસ્ત્રમાં અનન્તની આગળ ગમે તેવી નાની કે મોટી સંખ્યા શૂન્ય બને છે. મંદિરમાં આપણે પરમશુદ્ધ પ્રભુની સામે ઊભા હોઈએ છીએ. તેની શુદ્ધતા આગળ આપણામાંના શુદ્ધ કે અશુદ્ધ બધા સરખા જ ગંદા ગણાય, ત્યાં પણ ઇતર ભેદો ખોદી કાઢવા એ કેવળ અધર્મ છે. પાંચ કરતાં પચાસ મોટા ખરા, પણ અનન્તની આગળ તો બંને સરખા જ ને? વ્યવહારમાં વિઠલા ઢેડ કરતાં હું વધારે સ્વચ્છ ભલે હોઉં, પણ મંદિરમાંના વિઠોબા આગળ હું અને વિઠલો ઢેડ બંને સરખા જ ને? આપણે જ્યાં છીએ ત્યાં પ્રભુની સામે જ છીએ. પણ આપણને આવી પ્રતીતિ થતી નથી. એટલે હેતુપૂર્વક એ પ્રતીતિનો અભ્યાસ કરવા માટે આપણે મંદિરોમાં જઈએ છીએ. ત્યાં જઈને પણ આપણે 'આ બ્રાહ્મણ, આ હરિજન' એમ કરીએ, તો ધર્મને ક્યાંય પણ આશા જ રહેતી નથી. તુલસીદાસજી રામાયણ કહેતા ત્યારે હનુમાનજી એક રક્તપિત્તિયાનું રૂપ લઈ સાંભળવા બેસતા એમ કહેવાય છે. તુલસીદાસજીએ સ્વચ્છતાની ઇન્દ્રિયને લગામ ઘાલી ન હોત તો તેમને હાથે કેવો ભારે અનર્થ થાત? જે (ગંદો) હરિજન મંદિરમાં આવ્યો છે અને જેને બહાર કાઢવાનો હું પ્રયત્ન કરું છું, તે હનુમાનજી-ની મૂર્તિ નથી તે માટે મારી પાસે શો પુરાવો છે? શબરીએ શ્રીરામચંદ્રજીને અર્પણ કરેલાં બોર કેટલાં શુદ્ધ હતાં? શબરીને થયુ, જેવાં છે તેવાં જ બોર એમ ને એમ આપુ તો પ્રભુને ખાટાં તૂરાં બોર ખાવાં પડશે. તેથી દરેક બોર પોતાના શુદ્ધ દાંત

વડે ચાખીને, મીઠું હોય એ જ તેમને આપવું એ સારું. રામચંદ્રની સ્વચ્છતાની ઇંદ્રિય બહિર્મુખ ન હતી. તેમને તે બોર સ્વચ્છ જ લાગ્યાં અને તેમણે તે પ્રેમથી ખાધાં. આ શબરીને જો આપણે મંદિરમાં ન આવવા દઈએ તો આપણે પણ મંદિરમાં શા માટે જવું? ઘેર જ બેઠેલા શું ખોટા? જે કટ્ટર અપરસિયો બ્રાહ્મણ જમતી વખતે નાના છોકરાને પાસે આવવા દેતો નથી, તે જ દેવઘરમાં પૂજા કરતો હોય ત્યારે છોકરો ડોકે વળગીને પેશાબ કરે તોય ક્રોધે ભરાતો નથી, એવી હિન્દુધર્મની ખૂબી છે. કારણ કે તે જાણે છે કે દેવઘર એ ક્રોધે ભરાવાનું સ્થાન નથી. ખરું જોતાં ક્રોધે ભરાવાનું સ્થાન તો ક્યાંય નથી. પણ આપણાથી ક્રોધ જિતાતો નથી, તો ઓછામાં ઓછું મંદિરમાં તો ક્રોધ ન જ કરાય, એવો નિયમ ઘડ્યો. જૂના વખતમાં ક્રોધાગાર એટલે ક્રોધ કરવાની એક સ્વતંત્ર ઓરડી રાખવાની પદ્ધતિ હતી, એવું રામાયણમાં વર્ણન છે. ક્રોધ ચડે છે એમ લાગે કે તરત ક્રોધાગારમાં પહોંચી જઈ ત્યાં ભરાઈ રહેવાનું, સારી પેઠે ક્રોધ કરી લેવાનો અને મન શાંત થાય એટલે બહાર આવવાનું. પણ એ જમાનામાં ગુસ્સે થવું એ અપવાદ જેવું હશે એટલે એક ઓરડીથી પત્યુ. આજે ગુસ્સે થવું એ નિયમ થઈ પડ્યો છે, તેથી આપણે ક્રોધ ન કરવાની એક સ્વતંત્ર ઓરડી રાખીએ છીએ. બધે ક્રોધ કરીએ તો ચાલે, પણ આ ઓરડીમાં તો ક્રોધ ન જ કરી શકાય. આ ક્રોધ ન કરવાના સ્થાનનું નામ દેવઘર કે મંદિર છે. જેમ ક્રોધાગારમાં બીજો કોઈ આવે તે ન ચાલે, તેમ અક્રોધાગારમાં ઉર્ફે મંદિરમાં બધાને આવવાની છૂટ હોવી જોઈએ. નહિ તો પછી મંદિરમાં અર્થ શો રહ્યો? સામાન્યપણે, વીંછી જોયો કે પગરખું હાથમાં લેનારા

માણસો પણ મંદિરમાં વીંછી ન મારવામાં આવે એમ ઇચ્છે છે, એનો શો અર્થ? વ્યવહારમાંના ભેદભાવ મંદિરમાં ન પહોંચી જાય તેની ખબરદારી રાખવી જોઈએ, એ જ આનો અર્થ નથી શું? રસોડાના નિયમો જુદા, મંદિરના નિયમો જુદા. ભોજનમાં સ્વચ્છતા જાળવવાની હોય છે, મંદિરમાં પવિત્રતા.

પણ આજે ભોજનનો ધંધો કરનારાઓના હાથમાં ભજનની સંસ્થા ગઈ હોવાને લીધે, સ્વચ્છતા અને પવિત્રતા એ બેનો ભેદ ન સમજાતો થયો છે. તુકારામે 'भोजन ते भक्ति आणि मरण ते मुक्ति' (ભોજન એ જ એમની ભક્તિ અને મરણ એ જ મુક્તિ) કરીને જે ચાર્વાકોનું વર્ણન કર્યું છે તે કંઈ આપણાથી જુદા નથી. ભજન અને ભોજનનો આપણે જે મેળ બેસાડ્યો છે તે તોડ્યા વિના મંદિરમાં હરિજનનું સ્વાગત શા માટે થવું જોઈએ, તે આપણે ગળે નહિ ઊતરે. ભોજન એ એક અમંગળ શારીરિક ક્રિયા છે. તેથી સ્વચ્છતાની સખત ચોકીમાં તે પતાવવાનો રિવાજ પાડ્યો હોય તો તેમાં કશી હાનિ નથી. ભજન એ એક પવિત્ર આત્મિક ક્રિયા છે, તેથી 'शिवतां होतसे ओवळें' (અડવાથી અભડાઈ જાય છે) એ નિયમ ત્યાં લાગુ પડતો નથી. 'ब्राह्मणाचें ब्रह्म तें सोवळें। आणि शूद्राचें ब्रह्म तें ओवळें' [બ્રાહ્મણનું બ્રહ્મ પવિત્ર (અબોટ-વાળું) અને શૂદ્રનું બ્રહ્મ અપવિત્ર (અબોટ વિનાનું)] એવું કંઈ હોતું નથી. ભજન એ તો વહેતી ગંગા છે. તે પવિત્ર છે એટલું જ નહિ, પણ તે પાવક પણ છે; — બીજાઓને પવિત્ર કરનારી છે. તેથી મંદિરોમાંથી અસ્પૃશ્યતા સહેજે દૂર થવી જોઈએ.

આનો અર્થ એવો નથી કે, મંદિરોમાં સ્વચ્છતા જાળવવાની જરૂર નથી. સ્વચ્છતા રાખવાની જોઈએ તેટલી

કાળજી જરૂર લેવી. પણ સ્વચ્છતાનો વધારે પડતો આડંબર ન કરવો. સ્વચ્છતાનો આગ્રહ રાખીને મંદિરો જ ન વટલાવી મારવાં. પરમેશ્વરનાં બાળકોને તેને જ નામે તેની પાસેથી દૂર રાખવાનો પ્રયત્ન કરવો એટલે પોતે જ ઈશ્વર પાસેથી દૂર જવા જેવું છે. માતા સ્વચ્છ બાળકો અને ગંદાગોબરાં બાળકો વચ્ચે ભેદ પાડતી નથી. તેને બન્ને સરખાં જ પ્યારાં હોય છે. ગંદાંગોબરાં બાળકોની ત વિશેષ કાળજી લે છે. પોતાનાં બાળકો માટેની માતાની કાળજી ધ્યાનમાં રાખીને આપણે વર્તવું જોઈએ. નહિ તો આપણા જેવા પતિત બીજા કોઈ નહિ.

१४

## મજૂરો જોઈએ

કોઈ સંગીન કામ કરવું હોય તો કામનો ખાલી ડોળ કરનારા માણસો બિલકુલ ન ચાલે. પવનને લીધે જેમ વાંસમાંથી અવાજ નીકળે છે, તેમ ચળવળનો પવન વાય છે ત્યારે પોલા કામમાંથી કીર્તિનો અવાજ નીકળવા માંડે છે. વાંસ નક્કર હોય તો તેમાંથી અવાજ ન નીકળે. માણસ નક્કર કામ કરવા લાગે છે ત્યારે તેમાંથી કીર્તિનો અવાજ સંભળાતો નથી. તેથી નક્કર કામ તરફ લોકોને આકર્ષણ થતું નથી. પણ તેથી જ તો રાષ્ટ્રીય ચિત્તશુદ્ધિ માટે એવા કામની વધારે આવશ્યકતા છે. કીર્તિની કે કદરની અપેક્ષા રાખ્યા વિના ભવિષ્યકાળ અને પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખીને આડંબર વિના કર્મ કર્યા કરવાથી જ વૃત્તિ નિષ્કામ થશે, અને ત્યારે જ ફળ દેખાવા લાગશે.

ઇતિહાસને એક શિવાજીની જાણ થઈ તે પહેલાં, આ શિવાજી કરતાં પણ વધારે ઊંચી યોગ્યતાવાળા સો શિવાજીઓ થઈ ગયા હશે. તે બધાએ ઐતિહાસિક શિવાજી માટે રસ્તો તૈયાર કર્યો. આ શિવાજીઓ ઇતિહાસની આંખોને દેખાયા નથી. પચાસ ઘા પડ્યા છતાં જે પથ્થર તૂટ્યો નહિ તે એકાવનમા ઘાએ તોડી નાખ્યો, એમ અજ્ઞાન બાળકને નથી લાગતું ? ઇતિહાસ પણ બાળક જેવો જ અજ્ઞાન છે. તેની નજર ટૂંકી છે. છોકરાને ગમે તેમ લાગે, પણ સમજુ માણસ એકાવનમા

ઘાથી પથ્થર ફૂટ્યો એમ કદી માનશો ખરા ? પહેલા પચાસ ઘાએ જે પરિણામ નિપજાવ્યું તેમાં એકાવનમા ઘાનું નિમિત્ત મળ્યું અને પેલો પથ્થર તૂટ્યો, એ સાચું નથી ? પણ નામના કોની થાય છે ? એકાવનમા ઘાની. પહેલા પચાસ ઘાએ શું કર્યું ? નિષ્કામ કર્મ. નાના છોકરાઓને લાગે છે કે વરસાદ નેવાંમાંથી પડે છે, કારણ કે નેવાંમાંથી તે પડતો 'દેખાય છે.' તેમને એ વાતની ખબર નથી હોતી કે વરસાદ ખરેખર બીજે ક્યાંકથી પડે છે. ક્યાંથી ? — જ્યાંથી 'દેખાતો નથી' ત્યાંથી. એટલે પણ ક્યાંથી ? — ગીતા કહે છે: યજ્ઞમાંથી.

યજ્ઞ એટલે નક્કર કામ. કીર્તિની લાલસા બાજી નાખીને સખત મજૂરીનું કામ કરવું એ યજ્ઞ. આજે આપણી આગળ મજૂરીના કામનો પહાડ ઊભો છે. રાષ્ટ્રીય શાળાઓ સુંદર પાયા ઉપર ચલાવવી છે; હરિજનોની સેવા કરવાની છે; મુસલમાનોનાં મન મનાવવાનાં છે; મહાસભાના હુકમ મુજબ સૂતર આપનારા સભાસદો મેળવવાના છે; પરદેશી કાપડનો બહિષ્કાર સિદ્ધ કરવાનો છે; લોકોનું દારૂનું વ્યસન છોડાવવાનું છે; મનમાંની તેમ જ જનમાંની બધી ગંદકી સાફ કરવાની છે. આ બધાં સખત મજૂરીનાં મહાયજ્ઞો છે એને માટે મજૂરયાજ્ઞિકોની જરૂર છે.

સ્થિર વૃત્તિ એ યજ્ઞનું એક મોટું સાધન છે. જનક રાજા યજ્ઞકર્મમાં મગ્ન રહેતો હોવાથી સીતાને મળવા માટે તેને ફુરસદ રહેતી નહિ, એમ કવિએ વર્ણન કરેલું છે. જનક એટલે કર્મયોગનો આદર્શ. ભગવાન શ્રીકૃષ્ણે પણ જનકનો જ દાખલો આપ્યો છે. જેમ જનકે પોતાની હાલચાલ ઉપર મર્યાદા

મૂકી હતી, તેમ આપણે પણ આપણી હાલચાલ ઉપર મર્યાદા મૂકવી જોઈએ. જેલમાં બહારની દુનિયા તરફ ધ્યાન આપ્યા વિના કામ કરવાનો અભ્યાસ થાય છે. એ જ અભ્યાસ જેલની બહાર રહીને આજે આપણે કરવો જોઈએ. ઘરમાં નાના નાના દીવા જુદી જુદી ઓરડીઓમાં ઠરાવેલી જગ્યાએ રાખીએ, અને એકાદ ફાનસ બધે ફેરવવા માટે રાખીએ, એટલે કારભાર વ્યવસ્થિતપણે ચાલે છે. તે જ પ્રમાણે બે ચાર 'અખિલ-ભારતી' માણસો જુદા જુદા પ્રાન્તોમાં નચાવવા માટે અલગ રાખીને બાકી બધાએ પોતપોતાને સ્થાને આસન સ્થિર કરીને બેસી જવું.

પાણી જેવી મર્યાદા-વૃત્તિ માણસે રાખવી જોઈએ. પાણી જેમ રસ્તામાં આવેલો ખાડો પૂરી દીધા વિના આગળ ખસતું નથી, તે જ પ્રમાણે આપણે પ્રથમ પોતાના ગામમાંનો ખાડો પૂરીને પછી બીજા ગામ તરફ મોરચો માંડવો જોઈએ.

કોઈ પણ વસ્તુ વાપરવા કહેવાનું સાહસ કરવું જ નહિ. બની શકે ત્યાં સુધી ન વાપરવું એ જ સામાન્ય નિયમ સમજવો. એમાં જ સ્વદેશી ધર્મની ખૂબી છે. સ્વદેશી ધર્મ નમ્ર છે; તે પ્રથમ પાસે નજર કરે છે. પછી દૂર, પછી તેથી પણ દૂર. આવી રીતે તે આખા વિશ્વમાં વ્યાપે છે. પણ તેની શરૂઆત આત્માથી થાય છે.

જુવારના ઢગલામાંથી અધમણ જુવાર કાઢી લેવામાં આવે તો એ ઢગલામાં અધમણના આકારનો ખાડો પડે છે. પણ કૂવાના પાણીમાંથી ડોલ ભરીને પાણી કાઢવામાં આવે તોપણ તે પાણીમાં ડોલના આકારનો ખાડો પડતો નથી. કારણ, ખાડો પડે તે પહેલાં જ, ખાડો ભરી કાઢવા માટે પાણીનાં ટીપાં ચારે કોરથી ધસી આવે છે. આ વહારે ધસી આવવાની

વૃત્તિ જુવારના દાણાઓમાં નથી. તેથી જુવારના ડગલામાં ખાટો પડે છે. કપડાની બાબતનું પરાવલંબન એ આપણા રાષ્ટ્રીય જીવનમાં પડેલો મોટો ખાડો છે. બધાએ મળીને પ્રથમ તે પૂરી દેવો એ આપણું પહેલું કામ છે. આમાં આપણે પાણીનાં ટીપાં પાસેથી ધડો લેવો જોઈએ. મહાસભાને નિયમિતપણે સૂતર આપવું જોઈએ. આ કામમાં કોઈ પણ જાતના ભેદ આડે આવવા ન જોઈએ. પણ આ શી રીતે થાય?

એક માર્ગ સૂચવું. પ્રથમ તાલુકો હાથમાં લેવો. મજૂરોએ (સેવકોએ) કામ વહેંચી લેવું. દરેક તાલુકામાં ઓછામાં ઓછા અમુક સભાસદો થવા જ જોઈએ એવો સંકલ્પ કરીને કામે લાગવું. ચારસો લોકવસ્તીએ એક સભાસદ એવું પ્રમાણ હાલ તુરત માટે પૂરતું ગણાય. કોઈ એકાદ ખાસ ગામને પસંદ કરી, તેના ઉપર વધારે ધ્યાન આપી ત્યાં ગ્રામરચનાનો પાયો નાખવો. ગ્રામરચના માટે પસંદ કરેલા ગામમાં દરેક ઘરમાં રેંટિયો દાખલ થવો જ જોઈએ એવી નીતિ રાખવી. મુખ્ય મથકે તેના શિક્ષણની સગવડ રાખવી. પોતે જાણે જેલમાં જ છીએ એમ માની મજૂરોએ પોતપોતાના કાર્યક્ષેત્રમાં તનતોડ મંડ્યા રહેવું. તો જ આ બની શકે

## ૧૫

## કવિને આવશ્યક ગુણ

'આજકાલ આપણામાં જૂના વખતના જેવા કવિઓ કેમ નથી પાકતા?' એવો પ્રશ્ન એક ભાઈએ પૂછ્યો છે. તેના જવાબમાં નીચેના બે શબ્દો લખું છું:

હાલ કવિઓ શાથી નથી? કવિ થવાને આવશ્યક એવા ગુણ નથી તેથી. પણ કવિને કયા ગુણો આવશ્યક છે? એ જ હવે આપણે વિચારીએ.

કવિ એટલે મનનો સ્વામી. જેણે પોતાનું મન જીત્યું નથી તેને ઈશ્વરની સૃષ્ટિનુ રહસ્ય સમજવું શક્ય નથી. સૃષ્ટિને જ કાવ્ય નામ અપાયેલું છે. જ્યાં સુધી મન કાબૂમાં નથી, રાગદ્વેષ શાંત પડ્યા નથી, ત્યાં સુધી માણસ ઇંદ્રિયોનો ગુલામ જ રહેવાનો. ઇંદ્રિયોના ગુલામને ઈશ્વરની સૃષ્ટિ શી રીતે દેખાય? તે બિચારો તુચ્છ વિષયસુખમાં જ ગોથાં ખાયા કરવાનો. ઈશ્વરની સૃષ્ટિ વિષયસુખની પેલી પાર છે. એ પેલી પારની સૃષ્ટિનું દર્શન પામ્યા વિના કવિ ન થવાય. સુરદાસની આંખો તેની ઇચ્છા વિરુદ્ધ વિષયો તરફ દોડતી હતી. એ આંખો કાઢીને જ્યારે તે આંધળો બન્યો ત્યારે તેને કાવ્યનું દર્શન થયું. બાળક ધ્રુવે તપશ્ચર્યા કરીને ઇંદ્રિયો મારી નાખી ત્યારે પરમેશ્વરે પોતાના કાવ્યમય શંખથી તેના ગાલને સ્પર્શ કર્યો. તેની સાથે જ એ અજ્ઞાન બાળકના મોઢામાંથી સાક્ષાત્ વેદવાણીનું રહસ્ય

લેખ લખાયો. સૃષ્ટિનાં ગૂઢ રહસ્યો અથવા સમાજ-હૃદયની સૂક્ષ્મ ભાવનાઓ ઉકેલી બતાવવાનું સામર્થ્ય જોઈતું હોય તો સત્યપૂત બોલવું જોઈએ. આબેહૂબ વર્ણન કરવાની શક્તિ એ એક જાતની સિદ્ધિ છે. કવિ વાચા-સિદ્ધ હોય છે, કારણ તે વાચા-શુદ્ધ હોય છે. આપણી વાચા શુદ્ધ નથી. આપણને અસત્ય ખપે છે એટલું જ નહિ, પણ સત્ય ખૂંચે છે; એવી આપણી દીન દશા છે. તેથી આપણામાં કવિનો ઉદય થતો નથી.

કવિની દૃષ્ટિ શાશ્વત કાળ ઉપર હોવી જોઈએ. અનંત કાળ તરફ નજર હોયા વિના ભાવિનો ઉકેલ થઈ શકતો નથી. પ્રત્યક્ષથી આંધળી બનેલી બુદ્ધિને સનાતન સત્યો ગોચર થતાં નથી. સોક્રેટીસને ઝેરનો પ્યાલો પાનારા તર્કે સોક્રેટીસને મર્ત્ય જોયો. 'માણસો મર્ત્ય હોય છે અને સોક્રેટીસ માણસ છે,' તેથી સોક્રેટીસ મર્ત્ય છે' — એથી આગળની કલ્પના તે વેંતિયા તર્કને સૂઝી નહિ. પણ વિષપ્રાશનને દિવસે આત્માની સત્તા વિષે પ્રવચન કરનારા સોક્રેટીસને પેલી પારનું ભવિષ્ય સ્પષ્ટ દેખાતું હતું. ભવિતવ્યતાના ઉદરમાં સંતાયેલો સત્યનો જય તેને દેખાતો હતો. તેથી વર્તમાન યુગ વિષે તે બેફિકર રહ્યો. આવી ઉદાસીન વૃત્તિ હાડમાં ઊતર્યા વિના કવિહૃદય નિર્માણ થઈ શકતું નથી. સંસારના બધા રસો કરુણ રસની ગુલામીમાં જકડાયેલા છે, એ વાત સમાજના ચિત્તમાં ઠસાવવાનો ભવભૂતિએ અનેક રીતે પ્રયત્ન કર્યો. પણ તે કાળના વિષય-લોલુપ ઉન્મત્ત સમાજને એનું કહેલું ગળે ઊતર્યું નહિ. તેણે તો ભવભૂતિને જ ફગાવી દીધો. પણ કવિએ પોતાના બોલ પાછા ખેંચ્યા નહિ. કારણ, શાશ્વત કાળ ઉપર તેને વિશ્વાસ હતો. શાશ્વત કાળ ઉપર નજર નાંખવા આપણી હિંમત ચાલતી

પ્રગટ કરનારું કાવ્ય બહાર પડ્યું. તુકારામે જ્યારે શરીર, ઇંદ્રિયો, તથા મનનો પૂરેપૂરો ભંગ કર્યો ત્યારે જ મહારાષ્ટ્રને તેની 'અભંગ'-વાણીનો લાભ થયો. મનોનિગ્રહના પ્રયત્નમાં શરીર ઉપર કીડીઓના ગઢડા રચાયા ત્યારે જ તેમાંથી આદિકાવ્યનો ઉદય થયો. અત્યારે આપણે ઇંદ્રિયોની સેવા કરનારા ગુલામો બન્યા છીએ, તેથી આપણામાં કવિઓ નથી.

સમુદ્ર જેમ બધી નદીઓને પોતાના ઉદરમાં સમાવી લે છે, તેમ આખા બ્રહ્માંડને પોતાના પ્રેમથી આવરી શકે એટલી વ્યાપક બુદ્ધિ કવિમાં હોવી જરૂરી છે. પથ્થરમાં દેવનાં દર્શન કરવાં એ કાવ્યનું કામ છે. એને માટે વ્યાપક પ્રેમ જોઈએ. જ્ઞાનેશ્વર મહારાજ પાડાના બરાડામાં વેદશ્રવણ કરી શક્યા, તેથી તે કવિ કહેવાયા. વરસાદ પડ્યા પછી તરત દેડકા અવાજ કરવા લાગ્યા તે જોઈને વસિષ્ઠને એવું લાગ્યું કે, પરમેશ્વરની કૃપાનો વરસાદ પડવાથી કૃતાર્થ થયેલા સત્પુરુષો જ આ દેડકાઓને રૂપે પોતાના આનંદોદ્ગાર પ્રગટ કરી રહ્યા છે. તેથી તેમણે ભક્તિપૂર્ણ હૃદયથી તે દેડકાઓની સ્તુતિ કરી. એ સ્તુતિ 'મંડૂક-સ્તુતિ'ને નામે ઋગ્વેદમાં પ્રસિદ્ધ છે. પોતાની પ્રેમભરી વૃત્તિના રંગથી રંગાઈને કવિ સૃષ્ટિ તરફ જુએ છે, તેથી તેનું હૃદય સૃષ્ટિના દર્શનથી નાચે છે. માતાના મનમાં બાળક માટે પ્રેમ હોય છે, તેથી બાળક નજરે પડતાં જ સ્તનના દૂધને તે કાબૂમાં રાખી શકતી નથી. તે જ પ્રમાણે સકલ ચરાચર સૃષ્ટિ માટેના પ્રેમથી કવિનું હૃદય ભરેલું હોય છે, તેથી તેનું દર્શન થતાં જ તે પાગલ બની જાય છે. તેની વાણીમાંથી કાવ્યની ધારા વહેવા માંડે છે, તે તેનાથી રોકી શકાતી નથી. આપણામાં એવો વ્યાપક પ્રેમ નથી, સૃષ્ટિ

વિષે ઉદાર બુદ્ધિ નથી, પુત્ર-દારા-ગૃહાદિથી આગળ આપણો પ્રેમ ગયો નથી. તેથી 'वृक्ष वल्ली आम्हां वनचरें सोयरीं' (ઝાડ, વેલ તથા વનચર પ્રાણીઓ અમારાં સગાં જેવાં છે) એ કાવ્ય આપણને ક્યાંથી સૂઝે?

કવિએ આખી સૃષ્ટિને આત્મિક પ્રેમથી આવરી લેવી જોઈએ. તેમ જ આખી સૃષ્ટિના વૈભવથી પોતાના આત્માને સજાવતાં તેને આવડવું જોઈએ. 'वृक्ष, वल्ली, वनचरें'માં તેને આત્મદર્શન થવું જોઈએ. તેની સાથે સાથે જ પોતાના આત્મામાં 'વૃક્ષ, વલ્લી, વનચરો' અનુભવતાં તેને આવડવું જોઈએ. વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે, એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રને ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનુ ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનુ અમરત્વ જોયુ, કારણ અમરત્વનું ઝરણ તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે. કવિને જાગતાં પણ મહાવિષ્ણુની યોગનિદ્રામાંનાં સ્વપ્નાં દેખાય છે; અને સ્વપ્નામાં જાગતા નારાયણની જગદ્રચના જોવા મળે છે.

કવિના હૃદયમાં સૃષ્ટિનો બધો વૈભવ ભરેલો હોય છે. આપણા હૃદયમાં ભૂખનું ભાન ભરેલું છે, અને મોઢામાં બીખની ભાષા. હું સ્વતંત્ર છું અથવા તો હું મનુષ્ય છું એટલું ભાન પણ જ્યાં સ્ફુર્યું નથી, ત્યાં આત્મનિષ્ઠ કાવ્યપ્રતિભાની અપેક્ષા જ શી રીતે રાખી શકાય?

કવિને 'લોકહૃદય યથાવત્ સંપ્રકાશિત' કરવાનું સામર્થ્ય હોવું જોઈએ, એમ બધા જ લોકો માને છે. પણ સત્યનિષ્ઠા આ સામર્થ્યનો મૂલાધાર છે, એનું ભાન ભાગ્યે જ કોઈને હોય છે. સત્યપૂત વાણીમાંથી અમોઘ વીર્ય પેદા થાય છે. 'સાચ હોય એ જ બોલવું' એવા નૈષ્ઠિક સત્યાચરણમાંથી 'જે બોલવામાં આવશે તે સત્ય થશે' એવું અદ્ભુત સામર્થ્ય પ્રગટ થાય છે. 'ઋષિઓ પ્રથમ બોલી જતા અને પાછળથી તેમાં અર્થ દાખલ થતો' એમ ભવભૂતિએ ઋષિઓના કાવ્યકૌશલનું વર્ણન કર્યું છે. એનું કારણ તે ઋષિઓની સત્યનિષ્ઠા. 'समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति। तस्मान्नार्हाम्यनृतं वक्तुम्।' — જે અસત્ય બોલે છે તે સમૂળગો શુષ્ક થાય છે, તેથી અસત્ય મારે કદી ન બોલવું જોઈએ — આમ પ્રશ્નોપનિષદના ઋષિએ પોતાની ચિન્તા વ્યક્ત કરી છે. જ્વલંત સત્યનિષ્ઠામાંથી કાવ્યનો જન્મ થાય છે. વાલ્મીકિએ પ્રથમ રામાયણ રચ્યું, પાછળથી રામે તેનું આચરણ કર્યું. વાલ્મીકિ સત્યમૂર્તિ હતા. તેથી રામને તેમનું કાવ્ય ખરું કરવું પડ્યું. અને વાલ્મીકિનો રામ પણ કંઈ જેવો તેવો ન હતો. 'द्विः शरं नाभिसंधत्ते रामो द्विर्नाभिभाषते।' — રામ બે વાર બાણ છોડતો નથી તેમ બે વચન બોલતો પણ નથી. આદિકવિની પ્રતિભાને સત્યનો આધાર હતો. એટલે જ તેને કપાળે અમરત્વનો

લેખ લખાયો. સૃષ્ટિનાં ગૂઢ રહસ્યો અથવા સમાજ-હૃદયની સૂક્ષ્મ ભાવનાઓ ઉકેલી બતાવવાનું સામર્થ્ય જોઈતું હોય તો સત્યપૂત બોલવું જોઈએ. આબેહૂબ વર્ણન કરવાની શક્તિ એ એક જાતની સિદ્ધિ છે. કવિ વાચા-સિદ્ધ હોય છે, કારણ તે વાચા-શુદ્ધ હોય છે. આપણી વાચા શુદ્ધ નથી. આપણને અસત્ય ખપે છે એટલું જ નહિ, પણ સત્ય ખૂંચે છે; એવી આપણી દીન દશા છે. તેથી આપણામાં કવિનો ઉદય થતો નથી.

કવિની દૃષ્ટિ શાશ્વત કાળ ઉપર હોવી જોઈએ. અનંત કાળ તરફ નજર હોયા વિના ભાવિનો ઉકેલ થઈ શકતો નથી. પ્રત્યક્ષથી આંધળી બનેલી બુદ્ધિને સનાતન સત્યો ગોચર થતાં નથી. સૅાક્રેટીસને ઝેરનો પ્યાલો પાનારા તર્કે સૅાક્રેટીસને મર્ત્ય જોયો. 'માણસો મર્ત્ય હોય છે અને સૅાક્રેટીસ માણસ છે,' તેથી સૅાક્રેટીસ મર્ત્ય છે'— એથી આગળની કલ્પના તે વેંતિયા તર્કને સૂઝી નહિ. પણ વિષપ્રાશનને દિવસે આત્માની સત્તા વિષે પ્રવચન કરનારા સૅાક્રેટીસને પેલી પારનું ભવિષ્ય સ્પષ્ટ દેખાતું હતું. ભવિતવ્યતાના ઉદરમાં સંતાયેલો સત્યનો જય તેને દેખાતો હતો. તેથી વર્તમાન યુગ વિષે તે બેફિકર રહ્યો. આવી ઉદાસીન વૃત્તિ હાડમાં ઊતર્યા વિના કવિહૃદય નિર્માણ થઈ શકતું નથી. સંસારના બધા રસો કરુણ રસની ગુલામીમાં જકડાયેલા છે, એ વાત સમાજના ચિત્તમાં ઠસાવવાનો ભવભૂતિએ અનેક રીતે પ્રયત્ન કર્યો. પણ તે કાળના વિષય-લોલુપ ઉન્મત્ત સમાજને એનું કહેવું ગળે ઊતર્યું નહિ. તેણે તો ભવભૂતિને જ ફગાવી દીધો. પણ કવિએ પોતાના બોલ પાછા ખેંચ્યા નહિ. કારણ, શાશ્વત કાળ ઉપર તેને વિશ્વાસ હતો. શાશ્વત કાળ ઉપર નજર નાંખવા આપણી હિંમત ચાલતી

નથી. ચારે બાજુએથી ઘેરાયેલું હરણ જેમ હતાશ થઈને આસપાસ જોવાનું છોડી દઈ એકદમ બેસી પડે છે, તેમ જ આપણી વિષય-ગ્રસ્ત બુદ્ધિથી આગળના કાળ તરફ જોઈ શકાતું નથી.

'આજનો લહાવો લીજીએ રે, કાલ કોણે દીઠી છે?'

—આવી ભીતિગ્રસ્ત મનોદશામાં કાવ્યને અવકાશ ન હોય.

ઈશાવાસ્યોપનિષદના નીચેના બ્રહ્મને ઉદ્દેશતા મંત્રમાં આ જ અર્થ સૂચિત કરવામાં આવ્યો છે:

कविर्मनीषी परिभूः स्वयंभूः ।
याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः ॥

આનો અર્થ: કવિ (૧) મનનો માલિક, (૨) વિશ્વપ્રેમથી ભરેલો, (૩) આત્મનિષ્ઠ, (૪) યથાર્થભાષી, અને (૫) શાશ્વત કાળ ઉપર નજર રાખનારો હોય છે.

મનન માટે નીચેના અર્થો સૂચવું છું:

(૧) મનની માલકી = બ્રહ્મચર્ય
(૨) વિશ્વપ્રેમ = અહિંસા
(૩) આત્મનિષ્ઠત્વ = અસ્તેય
(૪) યથાર્થભાષિત્વ = સત્ય
(૫) શાશ્વત કાળ ઉપર નજર = અપરિગ્રહ

૧૬

## સાક્ષર કે સાર્થક?

કોઈ માણસનાં ઘરમાં ખૂબ બાટલીઓ ભરેલી હોય તો તે માણસ ઘણું કરીને રોગી હોવો જોઈએ, એવું અનુમાન આપણે કરીએ છીએ. પણ કોઈને ત્યાં ઘણાં પુસ્તકો પડેલાં હોય તો તેને આપણે ડાહ્યો માનીએ છીએ. આ શું અન્યાય નથી? બીજો ઇલાજ નથી એવું થાય ત્યાં સુધી બાટલી ન વાપરવી, એ જેમ આરોગ્યરક્ષણની પહેલી કલમ છે; તેમ જ, બને ત્યાં સુધી, ચોપડીમાં માથું ન ઘાલવું યા માથામાં ચોપડી ન ઘાલવી (જે કહો તે) એ ડહાપણની પહેલી કલમ છે. બાટલી રોગગ્રસ્ત શરીરની નિદર્શક છે એમ આપણે માનીએ છીએ. ચોપડી પણ — પછી તે ભલે સંસાર-ચોપડી હો, યા તો પરમાર્થ-ચોપડી હો — રોગગ્રસ્ત મનની નિદર્શક મનાવી જોઈએ.

અનેક સૈકાંઓ વીત્યાં, જેમના ડહાપણની સુગંધ હજી દુનિયામાં મહેકી રહી છે તે લોકોનું લક્ષ જીવન સાક્ષર કરવા કરતાં સાર્થક કરવા તરફ જ વધારે હતું. સાક્ષર જીવન નિરર્થક હોઈ શકે છે એના દાખલાઓ આજના સુશિક્ષિત સમાજમાં વિના શોધ્યે પણ જડે તેવા છે. એથી ઊલટું, નિરક્ષર જીવન પણ અત્યન્ત સાર્થક હોઈ શકે છે એ વિષેના અનેક દાખલાઓ ઇતિહાસે જોયેલા છે. ઘણી વખતે સુ-શિક્ષિત અને અ-શિક્ષિત એ બેની સરખામણી કરતી વખતે, ' अक्षराणा-

मकारोऽस्मि ' એ ગીતાના વચનમાં કહ્યા પ્રમાણે, 'मु' કરતાં 'म' જ પસંદ કરવાનું મન થાય છે.

ચોપડીમાં તો અક્ષરો હોય છે; તેથી ચોપડીઓની સોબતથી જીવન સાર્થક બનાવવાની આશા વ્યર્થ છે. ' बोलाची च कढ़ी बोलाचा भात। जेऊनियां तृप्त कोण झाला ' ( બોલની જ કઢી અને બોલનો જ ભાત જમીને કોઈ તૃપ્ત થયું જાણ્યું છે ? ) કવિનો આ સવાલ માર્મિક છે. બીજા એક કવિએ કહ્યું છે તેમ, ચોપડીમાંનો કૂવો ફુવારતો પણ નથી અને ચોપડીમાંની હોડી તારતી પણ નથી. ' અશ્વ ' એટલે ' ઘોડો ' એમ કોશમાં લખેલું હોય છે. છોકરાઓને લાગે છે કે, ' અશ્વ ' શબ્દનો ' અર્થ ' કોશમાં બતાવ્યો છે. પણ એ સાચું નથી. ' અશ્વ ' શબ્દનો અર્થ કોશમાં નથી, પણ તેની બહાર તબેલામાં બાંધી રાખ્યો છે. તે કોશમાં માવો શક્ય નથી. ' અશ્વ ' એટલે ' ઘોડો ' એ કોશમાંનું વાક્ય એટલું જ જણાવે છે,—' અશ્વ શબ્દનો એ જ અર્થ છે જે ' ઘોડો ' એ શબ્દનો છે.' તે કયો ? જુઓ તબેલામાં જઈને. કોશમાં માત્ર પર્યાય શબ્દ આપેલો હોય છે. અર્થ ચોપડીમાં રહી શકતો નથી. તે સૃષ્ટિમાં રહે છે. આ જ્યારે સમજાશે ત્યારે સાચા જ્ઞાનની રુચિ કેવી હોય છે તેની ખબર પડશે.

જેમણે જપની કલ્પના કરી તેમનો એક ઉદ્દેશ સાક્ષરતાને સંક્ષિપ્ત રૂપ આપવાનો હતો. સાક્ષરતા બહુ જ ભસવા લાગી છે એ જોઈને, તેની આગળ જપનો એક ટુકડો ફેંકી દીધો કે બિચારીનું ભસવું બંધ થશે અને જીવન સાર્થક કરવાના પ્રયત્નને અવકાશ મળશે, એ તેમનો હેતુ તેમાં હતો. વાલ્મીકિએ શતકોટિ વિસ્તારવાળું રામાયણ લખ્યું. તે લૂંટવા માટે દેવ,

દાનવ અને માનવ વચ્ચે ઝઘડો શરૂ થયો. આ ઝઘડાનો અંત આવવાનાં કશાં ચિહ્ન ન દેખાવાથી શંકરને પંચ નીમવામાં આવ્યા. તેમણે ત્રણેને તેત્રીસ તેત્રીસ કરોડ શ્લોકો વહેંચી આપ્યા. એક કરોડ બાકી રહ્યા. એમ ઉત્તરોત્તર વહેંચણી કરતાં કરતાં છેવટે એક શ્લોક બાકી રહ્યો. રામાયણનો શ્લોક અનુષ્ટુપ છંદનો હોય છે. એ છંદમાં બત્રીસ અક્ષર હોય છે. શંકરે તેમાંના દસ દસ અક્ષરો દરેકને વહેંચી આપ્યા. બાકી રહ્યા બે અક્ષરો. તે કયા? 'रा म.' તે બે અક્ષરો, વહેંચવાની મજૂરી પેટે શંકરે પોતે લઈ લીધા. શંકરે પોતાનું સાક્ષરત્વ બે અક્ષરોમાં આટોપી દીધું. એટલે જ દેવ, દાનવ કે માનવ, કોઈ તેમના જ્ઞાનની બરોબરી કરી શક્યું નથી. સંતોએ સાહિત્યનો બધો સાર રામનામમાં ભેગો કરી રાખ્યો છે. પણ 'अभाग्या नरा पामरा हें कळे ना' (અભાગી અને પામર માણસને આટલું સમજાતું નથી).

સંતોએ રામાયણને બે અક્ષરોમાં સમાવી દીધું છે. ઋષિઓએ તો વેદને એક જ અક્ષરમાં સંકેલી રાખ્યો છે. સાક્ષર થવાનો મોહ છૂટતો નથી તો 'ૐ'કારનો જપ કરો એટલે બસ છે. તેટલાથી ન પતે તો નાનકડું માણ્ડૂક્ય ઉપનિષદ વાંચો, એ વાંચતાંય વાસના રહે તો દશ ઉપનિષદો જોઈ જાઓ, એવા અર્થનું એક વાક્ય મુક્તિકોપનિષદમાં છે. તે ઉપરથી ઋષિઓના મનનો હેતુ સ્પષ્ટ દેખાય છે. પણ એક અક્ષરનોય જપ કરવો જ જોઈએ એવો ઋષિઓનો આગ્રહ નથી. એક અથવા અનેક અક્ષરો ગોખવામાં જીવનની સાર્થકતા રહેલી નથી. વેદના અક્ષરો પોથીમાં મળે છે. અર્થ જીવનમાં શોધવાનો હોય છે.' તુકારામ સંસ્કૃત શીખ્યા વિના વેદનો

અર્થ પામી ગયા હતા, એમ તેમણે પોતે જ કહ્યું છે. આ તેમના દાવાનો આજ સુધી કોઈએ ઇનકાર કર્યો નથી. શંકરાચાર્યે આઠમે વરસે વેદાભ્યાસ પૂરો કર્યો એ વાતથી આશ્ચર્યચકિત થઈને કોઈ શિષ્યે પોતાના ગુરુને એ બાબત પૂછ્યું, 'મહારાજ, આઠ વરસમાં આચાર્યે વેદાભ્યાસ કેવી રીતે પૂરો કર્યો?' ગુરુએ ગંભીરપણે કહ્યું, 'આચાર્યની બુદ્ધિ નાનપણમાં એટલી તીવ્ર નહિ હોય, એટલે તેમને આઠ વરસ લાગ્યાં.'

કોઈ એક માણસ દવા પી પીને કંટાળી ગયો, કારણ જેમ જેમ દવાને પાસે આણે તેમ તેમ આરોગ્ય દૂર દૂર ભાગી જવા લાગ્યું. આખરે કોઈની સૂચનાથી તેણે ખેતરમાં કામ કરવાનું શરૂ કર્યું. ખેતરના કામથી આરોગ્ય પ્રાપ્ત કરી થોડા જ વખતમાં તે સારી પેઠે તગડો બન્યો. અનુભવે સિદ્ધ થયેલી આરોગ્યની આ સાધના વિષે તે લોકોને કહેવા લાગ્યો. કોઈના હાથમાં બાટલી જુએ કે, 'બાટલીથી કશું વળવાનું નથી; કોદાળી લે, એટલે સાજો થઈશ,' એમ તે અંતઃકરણપૂર્વક ઉપદેશ કરતો. લોકો કહેતા, 'તમે બાટલીઓ પી પીને ધરાઈ બેઠા છો, એટલે હવે અમને દવાની બંધી કરો છો, ખરું ને?' દુનિયાનો ન્યાય આવો જ છે. બીજાના અનુભવથી બોધ લેવાની માણસને ઇચ્છા થતી નથી. તેને સ્વતંત્ર અનુભવ જોઈએ છે, સ્વતંત્ર ઠોકરો જોઈએ છે. હું જો એના ભલા માટે કહું કે, 'પુસ્તકોથી કશો લાભ નથી, નકામો પુસ્તકોમાં ફાંફાં ન માર;' તો તે કહેશે, 'તમે પુસ્તકો વાંચી ચૂક્યા છો, અને હવે મને ઉપદેશ દો છો?'

'હા ભાઈ, હું પુસ્તકો વાંચી ચૂક્યો, પણ હવે તું ચૂકે નહિ તેટલા ખાતર જ તને કહું છું.'

તો તે કહે છે, 'મારે જાતે અનુભવ લેવો છે.'

'ઠીક છે, લે અનુભવ. ઠોકર ખાવાનું સ્વાતંત્ર્ય એ તારો જન્મસિદ્ધ હક છે!'

ઇતિહાસનો અનુભવ આપણે ધ્યાનમાં લેતા નથી, તેથી ઇતિહાસની પુનરાવૃત્તિ થાય છે. આપણે જો ઇતિહાસની સાચી કદર કરીએ, તો ઇતિહાસની આગળ જઈ શકીએ. ઇતિહાસની યોગ્ય કિંમત ન અંકાવાથી તેની વધારેપડતી કિંમત થઈ બેઠી છે. પણ આ ધ્યાનમાં આવે ત્યારે ખરું.

## ૧૭

## બે શરતો

સ્વરાજની ચળવળ અત્યાર સુધી શહેરોમાં જ ચાલતી હતી. પણ હવે ગામડાંઓમાં કામ કરવું જોઈએ એમ ધીમે ધીમે આપણને સૂઝવા લાગ્યું છે. પણ ગામડામાં જવું હોય તો ગામડિયા બનીને જ જવું જોઈએ. 'શિક્ષણ શા માટે? તો ઉત્તમ "નાગરિક" તૈયાર કરવા માટે' એમ આજ લગી આપણે કહેતા હતા, અથવા તો અંગ્રેજી કહેમ આપણી પાસે તેમ કહેવડાવતો હતો. પણ 'નાગરિક' એટલે કે 'શહેરી' માણસ તૈયાર કરવો, એવી શિક્ષણની નીતિ સ્વરાજ્યને ઉપયોગી થાય તેવી નથી. આ વાત ધ્યાનમાં લીધા વિના હવે બીજો ઉપાય જ નથી. ગામડિયા બનાવનારું જે શિક્ષણ તે જ સાચું શિક્ષણ, એ આપણે સમજવું જોઈએ. તેના જ પાયા ઉપર સ્વરાજની ઇમારત રચી શકાશે.

ગામડામાં જવું જોઈએ એમ લાગવા તો માંડ્યું છે, પણ ગામડિયા બનવું જોઈએ એ વાત હજી બરાબર ગળે ઊતરી નથી. ઝૂંપડીમાં તો જવું છે પણ ઊંટ ઉપરથી ઊતરવું નથી, એના જેવી આ વાત છે. ઊંટ ઉપરથી નીચે ઊતર્યા વિના ઝૂંપડીમાં દાખલ થઈ શકાય જ નહિ, એટલું હજી સમજવાનું બાકી છે. હું ગામડામાં જઈશ, અને શહેરનો બધો ઠાઠ સાથે લઈને જઈશ, એની મતલબ એટલી જ કે હું

ગામડાનું શહેર બનાવીશ. આવો જ હેતુ મનમાં રાખીને ગામડામાં જવાનું હોય, તો તે કરતાં ગામડાને રસ્તે મુદ્દલે ન જવું એ બહેતર છે. 'शिवू होऊनि शिवू यजिजे' (શિવ થઈને પછી જ શિવની ઉપાસના કરવી) એ સેવાની પહેલી શરત છે. ગામડિયાઓની સેવા કરવી હોય તો ગામડિયા બનીને જ કરી શકાય.

રાષ્ટ્રીય શાળાઓએ આ મુદ્દો હમેશ નજર આગળ રાખવો જોઈએ. સુંવાળો નાગરિક બનાવવાની હોંશ છોડી દઈને ખડખચડો ગામડિયો કેવી રીતે તૈયાર કરી શકાય. આ એક વાતનો જ વિચાર તેમણે કરવો જોઈએ. આપણા ભણેલાઓ જો ખડખચડા બને તો તેઓ અંગ્રેજને ખૂંચવા માંડશે, અને અંગ્રેજ જરૂર તેમના માર્ગમાં મુશ્કેલીઓ ઊભી કરશે. પણ આપણે તેને ન ગણકારવો જોઈએ. અંગ્રેજ કહેશે, 'અંગ્રેજી શીખો, નહિ તો અંધારામાં રહી જશો. અંગ્રેજી શીખવાથી દુનિયાનુ જ્ઞાન તમારા હાથમાં આવશે.' આપણે તેને એટલું જ કહેવું જોઈએ કે, 'દુનિયાનું જ્ઞાન કે જીવવાનું જ્ઞાન એ આજે અમારી સામે સીધો સવાલ છે. આખી દુનિયા અમારી મરેલામાં જ ગણતરી કરે છે, એટલું સમજવા પૂરતુ દુનિયાનું જ્ઞાન અમને થઈ ચૂક્યું છે.' અંગ્રેજીના ગ્રહણમાંથી છૂટવું જ જોઈએ. તે વિના રાષ્ટ્રીય શાળાઓનુ તેજ ફેલાશે નહિ. અંગ્રેજી શીખેલો માણસ ગામડાના માણસ સાથે વાત પણ કરી શકતો નથી, તો ગામડિયા બનવાની વાત જ શી? તેની અને ગામડિયાની ભાષાનો જ મેળ ખાતો નથી. ગામડિયા વિષે તેના મનમાં તિરસ્કાર ઊપજે છે. ગામડામાં રહેવું તેને માટે અશક્ય છે. તેથી અંગ્રેજીના મોહને ફગાવી દીધા વિના

આરો નથી. એનો અર્થ એવો નથી કે કોઈએ પણ અંગ્રેજી ન શીખવું જોઈએ. અંગ્રેજી શીખવાની આપણને છૂટ છે. પણ અંગ્રેજી શીખવા માટે આપણે બંધાઈ જવું ન જોઈએ. રાષ્ટ્રીય શાળાઓએ અંગ્રેજી શીખવાની જબરદસ્તી દૂર કરવી જોઈએ.

એને ઠેકાણે હવે મજૂરી ઉપર ભાર મૂકવો જોઈએ. જાનમહેનત વિના ગામડાનું કાવ્ય અનુભવી શકાશે નહિ હું મરાઠી શાળામાં ભણતો હતો ત્યારે 'સૃષ્ટિજ્ઞાન'નું એક પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે રાખેલું હતું. 'સૃષ્ટિજ્ઞાન'નું પણ પુસ્તક! આ પુસ્તકિયા સૃષ્ટિજ્ઞાનને જોરે અમે ઠુનિયાને અનાડી કહેવાના. અને ગામડામાં જવાના તે પણ અનાડી અભણ એવા ગામડિયાઓને 'શીખવવા' માટે જવાના. આપણે ગામડામાં જવું જોઈએ ખરું, પણ તે શીખવા માટે, શીખવવા માટે નહિ. ગામડાંના લોકોને શીખવવા જેવી બે ચાર વસ્તુ આપણી પાસે હોય, તોપણ તેમની પાસેથી આપણે શીખવા જેવી પાંચ પચીસ વસ્તુઓ છે, એ આપણા ધ્યાનમાં આવતું નથી. કારણ, શાળાના પુસ્તકિયા જ્ઞાનથી આપણી દૃષ્ટિ બાવરી બની ગઈ છે. મજૂરીનું મહત્ત્વ જ્યારે આપણે શીખીશું ત્યારે જ આપણી દૃષ્ટિ સાફ થશે, અને ગામડામાં જઈને કામ શી રીતે કરવું તેની સમજ પડવા માંડશે.

પણ ચાલુ પદ્ધતિ પ્રમાણે શિક્ષણ લઈ ચૂકેલા ઘણા લોકો દેશસેવા માટે ઉમેદવાર બનીને આવે છે. તેમણે શું કરવું? મને લાગે છે કે તેમનો ઉપયોગ આપણે જરૂર કરી શકીશું. પણ તેમણે પ્રથમ બે વસ્તુ શીખી લેવી પડશે: (૧) અંગ્રેજી દ્વારા શીખેલી વસ્તુઓ ભૂલી જવી; અને

(૨) <u>જાતમહેનતની ટેવ પાડવી.</u> આ બે વસ્તુઓમાં તેઓ તૈયાર થઈ જાય એટલે આપણે તેમને કામ આપી શકીશું. 'અમે' કામ કરવા તૈયાર છીએ,' એમ મને ઘણાઓએ જણાવ્યું છે. તે બધાએ આ બે વસ્તુઓ માટે તૈયાર રહેવું જોઈએ. આજે આપણા દેશને હરકોઈ જાતની મજૂરીની જરૂર છે. જેટલા લોકો આવે તેટલા ઓછા જ છે.

## ૧૮

# નવું વરસ*

કાળ એક્સરખો સતત દોડી રહ્યો છે, થોભવાનું તો તે જાણતો જ નથી. શ્રુતિમાં કાળને શરતમાં દોડનાર ઘોડાની ઉપમા આપેલી છે. શરતનો ઘોડો જેમ પૂરજોસમાં દોડે છે તેમ કાળ પણ પૂરજોસમાં દોડે છે. કાળની આ ઘોડદોડ ક્યારે શરૂ થઈ, અથવા તો એનો છેવટનો ટપ્પો ક્યો, એ સવાલ જ છે — એટલે કે એને જવાબ નથી. આપણે આગળ જઈએ કે ન જઈએ, કાળ તો આગળ જવાનો જ. આગગાડીમાં બેઠા પછી આપણે ચાલીએ છીએ કે નહિ એ સવાલ જ અસ્થાને છે — ફાવે તો આપણે નિરાંતે ઊંઘ લઈએ. પણ ઊંઘતા હોઈએ તોપણ કલાકના વીસ-પચીસ માઈલની ગતિથી આપણે દોડતા જવાના એ નક્કી જ છે. જન્મના સ્ટેશનેથી આપણે મૃત્યુની ટિકિટ ખરીદી કાળની આગગાડીમાં બેઠા છીએ; હવે આપણે જરા પણ વધીએ નહિ (વૃદ્ધિ કે વિકાસ ન પામીએ) તોપણ આપણા 'વાઢ દિવસો' (વરસગાંઠો) થયા જ કરવાના.

---

* વરસગાંઠ માટે મરાઠીમા 'વાઢદિવસ' શબ્દ છે. વાઢ એટલે વધારો, વૃદ્ધિ, વિકાસ. વધવાનો દિવસ તે વાઢ દિવસ. આ લેખમાં વાઢ દિવસ શબ્દ ઉપર શ્લેષ કરેલો છે અને કઈ વાઢ (વૃદ્ધિ) આવકારપાત્ર છે તેની ચર્ચા કરી છે.

સંસ્કૃતમાં સૂર્યનાં અનેક નામોમાં એક નામ 'આદિત્ય' છે. 'દા' એટલે આપવું, એથી ઊલટું 'આ+દા' એટલે લેવું; એ ઉપરથી 'આદિત્ય' શબ્દ બન્યો એમ શ્રુતિમાં કહ્યું છે. તે મુજબ આદિત્ય એટલે 'લઈ જનારો' એવો અર્થ થાય છે. આદિત્ય શું લઈ જાય છે? કવિ કહે છે, 'તમારી આવરદાનો એક ટુકડો.' આથમતો સૂરજ રોજ આપણી જિંદગીનો એક ટુકડો લઈ જાય છે, એ વાત હંમેશ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. આ જ હેતુથી 'સંધ્યા'નો વિધિ શાસ્ત્રમાં કહેલો છે. જ્ઞાનેશ્વરે હૈયાની ઊંડી લાગણીથી કહ્યું છે કે, 'મૂર્ખાઓ, આવરદા ઘસાતી જાય છે અને તમે 'વાઢદિવસ' શાનો ઊજવો છો? અરે 'ઘસારા'નો અર્થ તમે વધારો ('વાઢ') કરો છો શું?'

હા, ઘસારાનો અર્થ વધારો પણ થઈ શકે ખરો. પણ એક શરતે. જો આત્મા વૃદ્ધિ પામતો હોય તો આવરદામાં ઘટ થવા છતાં તે ઘટને વૃદ્ધિ કહી શકાય. એટલુ જ નહિ, પણ આત્માની વૃદ્ધિ થાય તે માટે શરીર, ઇન્દ્રિયો, પ્રાણ તથા આવરદા ઘસી નાખવાં જ જોઈએ. આ ઘટ કે ઘસારો સારો. આને જ 'તપ' કહે છે. તપ કરતાં કરતાં આવરદા ઘસાઈ જાય તો જરૂર 'વાઢદિવસ' ઊજવવો. કારણ, તેથી સાચે જ આપણે વધીએ છીએ. બાકી તો આપણી વૃદ્ધિ ન થતી હોય અને કેવળ કાળ જ વધતો જતો હોય, તો તેટલા માટે વાઢદિવસ ઊજવવો એ તો કાળનો 'વાઢદિવસ' ઊજવ્યો કહેવાય, આપણો નહિ.

મહાવીર સ્વામીને 'વર્ધમાન' કહેતા. વર્ધમાન એટલે વધનારા. કાળની સાથે ઝઘડીને તેઓ 'વીર' બન્યા. વીરના મહાવીર થયા, તેથી એ નામ તેમને શોભે છે. શારીરિક

આયુષ્ય તો બધાનું જ વધે છે. પણ તેથી કંઈ બધાને 'વર્ધમાન' કહી શકાય નહિ. આત્માનું આયુષ્ય વધારનારો તે 'વર્ધમાન'. વર્ધમાન પુરુષોનો ઘસારો એ જ તેમની વૃદ્ધિ, અને મૃત્યુ એટલે નવું જીવન. વર્ધમાન પુરુષ મરી જાય ત્યારે એકદમ ઊંચો વધે છે. એને જ સ્વર્ગમાં જવું એમ કહે છે. તુકારામ* સદેહે સ્વર્ગમાં ગયા એમ કહે છે. એમ કહેવામાં ભાવાર્થ એ હોય છે કે, અનેક સત્પુરુષો મરી ગયા પછી જેટલે ઊંચે ચડયા તેટલે ઊંચે તુકારામ જીવતાં ચડયા.

'મહારાષ્ટ્ર-ધર્મ'નું એક વર્ષ પૂરું થયું. આજે નવા વરસનો નવો અંક બહાર પડે છે. આ 'વાઢદિવસ'ને પ્રસંગે જે વિચાર સહેજે મનમાં આવ્યા તે જનમાં પ્રગટ કર્યો છે. આજને મંગળ દિવસે હું વાચકોને પ્રણામ કરું છું. મારી કલ્પના મુજબ વાચકોની સેવા કરવાનો મેં પ્રયત્ન કર્યો છે. એમાં અનેક ભૂલો થઈ હશે જ. તે માટે વાચકો ક્ષમા કરે. મને લખવાનો મનઃપૂર્વક કંટાળો છે. નછૂટકે જ હું લખવાનું કામ કરું છું. વાચકોને પણ વાંચવાનો કંટાળો હોય એમ હું તો ઇચ્છું. તેમણે પણ નછૂટકે જ વાંચવું જોઈએ. મારાં કર્તવ્યો પાર પાડીને જે ફાજલ સમય મળે છે તેમાં હું લખું છું અને લખીશ. વાચકો પણ પોતાનાં બીજાં કર્તવ્યો સાચવીને વાંચે.

## ૧૯

## લાભ શો ?

ભૂમિતિની વ્યવસ્થિત રજૂઆત પહેલવહેલાં યુક્લિડે કરી એમ કહેવાય છે. યુક્લિડ ગ્રીસ દેશમાં રહેતો હતો. તે જે જમાનામાં થઈ ગયો તે જમાનામાં ગ્રીસ દેશના બધા સુશિક્ષિત લોકોનાં ભેજાં રાજકારણથી ભરેલાં હતાં; અથવા રાજકારણના ભૂસાથી ભરાયેલાં હતા એમ કહીએ તો કંઈ ખોટું નથી. તેથી ભૂમિતિની કદર કરનાર પ્રાણી બહુ વિરલ બન્યા હતા. અને યુક્લિડ તો ભૂમિતિ ઉપર આફરીન હતો. છતાંય જેમ રેંટિયા ઉપર ફિદા થયેલા એક માણસે આજે ઘણાય મુત્સદ્દી લોકોને માથાં ખંજવાળતા કર્યા છે, તે જ પ્રમાણે યુક્લિડે પણ રાજકારણી લોકોને લીટા ખેંચતા કર્યા હતા. દરરોજ યુક્લિડને ઘેર ભૂમિતિ શીખવા આવનારાઓનું મંડળ ભેગું થતું, અને યુક્લિડ પોતાની શોધો કુશળતાથી સમજાવતો. ઘણા રાજકારણી લોકોને આવી રીતે યુક્લિડની પાછળ પડેલા જોઈને એક રાજાને થયું, 'ચાલો, આપણે પણ જઈ આવીએ, કંઈક લાભ થશે.' તે યુક્લિડ પાસે ગયો અને એક અઠવાડિયું ભૂમિતિ શીખ્યો. છેવટે તેણે યુક્લિડને પૂછ્યું, 'હું આજ સાત દિવસથી ભૂમિતિ શીખું છું. આથી ફાયદો શો ?' યુક્લિડે ગંભીરતાથી પોતાના એક શિષ્યને કહ્યું, 'અરે, આને રોજના ચાર આના લેખે સાત દિવસના પોણાબે રૂપિયા ચૂકવી દે તો.' પછી

તે રાજા તરફ વળીને કહે, 'તમારું આ અઠવાડિયાનું કામ પૂરું થયું છે, કાલથી તમે બીજે કામ ખોળજો.' પેલો મુત્સદ્દી રાજા પોણાબે રૂપિયા હાથમાં આવવાથી ખુશ થયો હશે કે શરમાઈ ગયો હશે? આપણી મનોવૃત્તિ એ ખીક રાજા જેવી થયેલી છે.

દરેકોઈ વાતમાં ફાયદો જોવાની ઘણાઓને ટેવ પડેલી હોય છે. કાંતવાથી શો ફાયદો, સાથી માંડીને સ્વરાજ્ય મેળવવાથી શો ફાયદો ત્યાં સુધી બધી જાતના સવાલો પૂછવામાં આવે છે. આ ફાયદાવાદી લોકો જો પોતાની બુદ્ધિ થોડીક આગળ ચલાવે તો તેઓ તત્ત્વજ્ઞાનની ટોચે પહોંચી જાય. તત્ત્વજ્ઞાનના શિખરથી આ લોકો એક જ સવાલ પાછળ છે. એ સવાલ તે 'ફાયદામાંથી પણ ફાયદો શો?' એ છે.

એક છોકરાએ બાપને પૂછ્યું, 'બાપા, ગાય ભેંસનો ફાયદો આપણને રોજ પીવા મળે છે, પણ વાઘ, સિંહ, સાપ વગેરેથી શો ફાયદો છે?' બાપે જવાબ વાળ્યો, 'આખી સૃષ્ટિ માણસના લાભ માટે છે, એવી આપણી ગેરને ગેરસમજ થાય, એ જ તેમનો ફાયદો.'

કાલિદાસે માણસને એક ઠેકાણે 'ઉત્સવપ્રિય' કહ્યો છે. કાલિદાસનો માનુષસ્વભાવનો અભ્યાસ ઊંડો હતો, અને તેથી જ તે કવિ કહેવાય. માણસને ઉત્સવ પ્રિય હોય છે એવો બધાનો જ અનુભવ છે. પણ તે શાથી તેને પ્રિય લાગે છે? નિશાળના છોકરાઓને રવિવારની રજા શાથી પ્રિય લાગે છે? છ દિવસ વાડામાં પુરાવાથી રૂંધાઈ ગયેલો શ્વાસોચ્છ્વાસ રવિવારે છૂટો કરવા માટે અવસર મળે છે તેથી. માણસને ઉત્સવ પ્રિય શાથી હોય છે એનો જવાબ પણ આવો જ છે. દુઃખથી બારે

થયેલું હૃદય ઉત્સવને નિમિત્તે હલકું થાય છે. આપણે ત્યાં સોળે આના દારિદ્ર હોય છે, તેથી જ છોકરાના લગ્નને પ્રસંગે સોળ દુ બત્રીસ વાનીઓ બનાવવાનું આપણે ભૂલતા નથી. ટૂંકમાં, માણસ ઉત્સવપ્રિય છે એ તેનું જીવન દુઃખમય છે તેનો પુરાવો છે. તેમ જ આજકાલ આપણી બુદ્ધિ કેવળ કાયદાવાદી બની છે, એ આપણા રાષ્ટ્રની મહાન બૌદ્ધિક હાનિ થયાનો પુરાવો છે.

સદા ને કંદા કાયદાને શરણે જવાનું તર્કશાસ્ત્ર આપણા હાડમાં ઊતરી જવાથી સાહસિક વૃત્તિ આપણા સમાજમાંથી જતી રહી છે. તેથી બ્રાહ્મણવૃત્તિ, ક્ષાત્રવૃત્તિ, અને વૈશ્યવૃત્તિનો લગભગ લોપ થઈ ગયો છે. બ્રાહ્મણ એટલે સાહસની મૂર્તિ. મૃત્યુની પેલી પારની મોજ માણવા માટે જીવનની આહુતિ આપે તે બ્રાહ્મણ. કાયદો કહે છે. : 'મૃત્યુ પછીનું જીવન કોણે જોયુ છે? હાથમાંનું છોડી દઈ દોડતાની પાછળ શું કામ પડવું?' કાયદાના કોશમાં 'સાહસ' એ શબ્દ જડવો અશક્ય. અને કદાચ જડે તોય તેનો અર્થ 'મૂર્ખપણું' એવો મળવાનો. કાયદાના કોશની મદદથી જીવનની ગીતાનો અર્થ ઘટાવવા જઈએ, તો ફળના ત્યાગને ઠેકાણે ત્યાગનું ફળ શું એ સવાલ ઊભો થાય છે. આવી સ્થિતિમાં સાચી બ્રાહ્મણવૃત્તિને અવકાશ જ ક્યાંથી મળી શકે? 'ત્યાગ કરવો જોઈએ, સાહસ કરવુ જોઈએ, એ બધુ ઠીક છે,' કાયદાવાદી કહે છે; 'પણ ત્યાગને સારુ જ ત્યાગ કરવો જોઈએ એમ તમે કહો છો ને?' ના, ત્યાગને માટે ત્યાગ નથી કહેતો. કાયદા માટે ત્યાગ એમ ભલે રહ્યું. પણ તે કાયદો ક્યારે મળવો જોઈએ? એની કંઈ મર્યાદા તો કહીશ? કેટલા દિવસમાં કાયદો મળવો જોઈએ

એવો તારો ફાયદો છે? તે કહેશે, 'ત્યાગ કરવાની બે દિવસ અગાઉ મળી જાય તો સારું.' સમર્થ રામદાસે લોકોના લાક્ષણ સ્વભાવનું વર્ણન કરતી વખતે, 'કાર્યારંભે દેવનું નામ લેવું' એ વાક્યનો અર્થ ફાયદાના કોશને આધારે "કાર્યારંભે 'દેવ,' એટલે કાર્યની શરૂઆતમાં જ કંઈક પણ 'દેવ' (આપો)" એમ આપ્યો છે. સારાંશમાં, ફળ એ જ દેવ અને તે કામ કરતા પહેલાં જ પ્રાપ્ત થવો જોઈએ, એનું નામ તે ફાયદાવાદનું તત્ત્વજ્ઞાન. જ્યાં દેવની આવી દશા થઈ હોય, ત્યાં બ્રાહ્મણવૃત્તિની વાત જ શું કામ કરવી?

પરલોકપ્રાપ્તિ માટે ઇહલોકને જતો કરનારું સાહસ એ તો શુદ્ધ ગાંડપણમાં ખપે, એટલે તેનો તો વિચાર પણ અહીં કરવાનો હોય નહિ. એથી જરાક ઊતરતી તે ક્ષત્રિવૃત્તિ એટલે કે મિશ્ર ગાંડપણ. ઇહલોકમાંનાં જ બરાં છોકરાના, અડોશી પડોશીઓના અથવા તો દેશના રક્ષણ માટે તૈયાર થવુ તે ક્ષત્રિવૃત્તિ. પણ 'આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા' એ ફાયદાનું સૂત્ર લગાડી જુઓ, એટલે આ મિશ્ર ગાંડપણ કેવું હોય છે તે સમજાશે. રાષ્ટ્રનું રક્ષણ શા માટે અથવા સ્વરાજ્ય પણ શા માટે જોઈએ? મારા ફાયદા માટે. તે હું જ ગુજરી ગયા પછી સ્વરાજ મળે તે શા કામનું? આટલુ કહેતાંની સાથે જ ક્ષત્રિવૃત્તિનું તેજ ગયું જ સમજવું.

હવે રહી વૈશ્યવૃત્તિ. પણ વૈશ્યવૃત્તિ માટે પણ કંઈ ઓછા સાહસની જરૂર નથી. અંગ્રેજોએ આખી દુનિયામાં પોતાનો વેપાર ફેલાવ્યો છે તે કંઈ સાહસ વિના ફેલાવ્યો નથી. ઇંગ્લન્ડમાં ઘણું કરીને કપાસનું એક કાલું પણ પાકતું નથી, એમ છતાં અર્ધાથી પણ મોટા ભાગના હિન્દુસ્તાનને કપડું પૂરું પાડવાની

કરામત તેણે કરી બતાવી છે. ઇંગ્લન્ડના ઇતિહાસનું દરિયાઈ મુસાફરીનું પ્રકરણ સાહસોથી ભરેલું છે. આજે અમેરિકાની મુસાફરી તો કાલે હિન્દુસ્તાનની; આજે રશિયાની પ્રદક્ષિણા તો કાલે 'આશાના ભૂશિર' (Cape of Good Hope)નું દર્શન; આજે નાઈલ નદીનો ઉગમ તો કાલે ઉત્તર ધ્રુવને છેડો; એવી રીતે અનેક સંકટમય સાહસોને અંતે અંગ્રેજોનો વેપાર જામ્યો છે. એટલું ખરું કે મજકૂર વેપાર અનેક રાષ્ટ્રોની ગુલામીનું કારણ થયાથી આજે તે પોતાનું જ નખોદ વાળવા બેઠો છે. પણ એ ગમે તેમ હોય તોપણ સાહસિક સ્વભાવની કદર કરવી જ ઘટે. આપણામાં આ વૈશ્યવૃત્તિનું સાહસ પણ બહુ દેખાતું નથી. કારણ, ફાયદો દેખાતો નથી.

ફાયદો નહિ જ દેખાય. જ્યાં સુધી તકલીફ સહન કરવાની તૈયારી થઈ નથી ત્યાં સુધી ફાયદો દેખાવાનો નથી. ફાયદાનું ઘર નુકસાનીના તડકામાં બાંધેલું છે.

## ૨૦

# મત અને મતપ્રચાર

['સ્વરાજ્ય' પત્રના ગાંધી-અંક માટે લખેલો લેખ]

આપણામાં આજકાલ મતભેદો ઘણા છે. મતભેદ હોય તેમાં કશો દોષ નથી. પણ વાસ્તવિક મતભેદ અને દેખાતો મતભેદ એ બેનો ભેદ જાણવો જોઈએ. મત એટલે સ્વતંત્ર મનનું કહેવું. આપણું મન સ્વતંત્રપણે જે કહે તે આપણો મત. પણ આપણા મનની સ્થિતિ ઇંગ્લંડના રાજા જેવી હોય છે. ઇંગ્લંડના રાજાને પોતાનું સ્વતંત્ર એવું કહેવાનું ક્યાં હોય છે? પાર્લમેન્ટ ઠરાવ કરે, ઔપચારિક મંજૂરી માટે તે રાજાસાહેબ પાસે મોકલવામાં આવે, અને તેમણે તે ઉપર મતું મારવું — એવી સ્થિતિ આપણા મનની છે. ઇંદ્રિયો ગમે તેવો ઠરાવ કરી નાંખે છે અને મન તે ઉપર મતું મારે છે. ફેર એટલો જ કે મનનો સ્વભાવ તર્કશીલ હોવાથી સહી કરતા પહેલાં એ ઠરાવનું સમર્થન કરી શકાય એવી કંઈક યુક્તિ તે તૈયાર કરી રાખે છે. તે વિના તેનું સમાધાન થતું નથી. પણ તેથી આગળ જઈને ઇંદ્રિયોના કહેવા વિરુદ્ધ તર્ક ચલાવવો એ જાણે કે તેના અધિકારમાં હોતું જ નથી. સાધકોને તર્ક કરવો પડે તો તેમણે હંમેશ વેદાનુકૂલ તર્ક જ કરવો, એવી મર્યાદા છે. તે જ પ્રમાણે ઇંદ્રિયોને અનુકૂલ તર્ક કરવાનું મનનું વ્રત હોય છે. આવી જાતના મત એ ખરું જોતાં મત જ ન

કહેવાય. એ આત્મવંચના છે. મળસકે ઊઠવાનું ઇંદ્રિયોને આળસ રહ્યું, તેથી મનને પણ તેમ જ લાગે છે. તે યુક્તિપૂર્વક દલીલ કરવા માંડે છે, 'મળસકે ઊઠવું સારું નથી. કારણ તેથી આખા દિવસ દરમ્યાન પૂરતી જાગૃતિ રહેતી નથી. બીજું એમ કે, મળસકે ઊઠવું ઈશ્વરી યોજનાની વિરુદ્ધ જ કહેવાય ને? માણસે મળસકે ઊઠવું ઇષ્ટ છે એમ જો ઈશ્વરને લાગત તો મળસકે તેણે અજવાળું ન આપ્યું હોત?' એટલું થયું કે એ થયો આપણો નિશ્ચિત મત. હરકોઈને મતસ્વાતંત્ર્ય હોવું જોઈએ એમ આપણે કહીએ છીએ. પણ સ્વતંત્ર મતનો સાચો અર્થ આપણે જાણેલો હોતો નથી. ઇન્દ્રિયોની શેહમાં ન તણાતાં સ્વતંત્ર વૃત્તિથી આપણું મન જે આપણને કહે તે આપણો સ્વતંત્ર મત. મનમાં જે કંઈ આવે તે મત ન કહેવાય, પણ મન પોતે લાવે તે મત કહેવાય છે. આ મુદ્દો ધ્યાનમાં રાખવામાં આવે તો ઘણાખરા મતભેદો ખરી જશે.

ઇન્દ્રિયનિગ્રહપૂર્વક આપણને જે નિશ્ચિતપણે સાચું લાગે છે તે આપણો મત; તેનો પ્રચાર કરવો એ વાજબી ગણાય. પણ આવી જાતનો પ્રચાર કરવાનું ખરું સાધન તો આચાર છે, ઉચ્ચાર નથી. ઉચ્ચાર દ્વારા મતપ્રચાર કરવાનો પ્રયત્ન કરવો એમાં કેવળ મોહ જ છે. આ મોહ આપણામાં ઘણો છે. આપણો મત જો સાચો હોય, તો આપણે તે મુજબ વર્તન કરીએ એટલે તેનો પ્રચાર આપોઆપ થવાનો જ. આપણો સત્ય ઉપર વિશ્વાસ હોવો જોઈએ. સત્યમાં પોતાનો પ્રચાર કરવાની સ્વયંભૂ શક્તિ રહેલી છે. સત્ય સૂર્યના જેવું સ્વયંપ્રકાશી છે. સૂર્ય જેમ ઢાંક્યો ઢંકાતો નથી, તેમ સત્ય પણ ઢાંક્યું ઢંકાતું નથી. આચરણ છોડીને બાહ્ય ઉપાયો

દ્વારા પ્રચાર કરવાનો પ્રયત્ન વૃથા છે. તેનું કંઈ જ પરિણામ આવી શકતું નથી. તેથી હિંસા વધે છે અને અસત્યનો પ્રચાર થાય છે. પ્રચારને પણ મર્યાદા છે. સૂર્યની પ્રચારક શક્તિ કેટલી જબરદસ્ત છે! છતાં તે પણ મર્યાદા સાચવીને કામ કરે છે. તેથી કરીને તે આખી દુનિયાનો 'મિત્ર' કહીને પ્રચાર કરી શકે છે. કોઈ માણસ બારણું વાસીને સૂતેલો હોય, તો સૂર્ય તેની સેવા કરવા માટે તેને બારણે જઈ ઊભો રહે છે પણ બારણાને ધક્કો મારી અંદર દાખલ થતો નથી. માત્ર બારણું જરાક ખૂલ્યું કે આખો ને આખો તે અંદર દાખલ થયો જ જાણવો. પ્રચારની આ મર્યાદા છે. આપણો મત સાચો હોય તોય તેનો પ્રચાર સ્વાભાવિકપણે જ થવો જોઈએ. મૂક આચરણ એટલે સ્વાભાવિક પ્રચાર. આચરણનું મૌન તૂટતાની સાથે હિંસા દાખલ થઈ જાય છે. અને હિંસા દાખલ થઈ કે સત્ય ઊડી જ ગયું જાણવું. પાણીથી જેમ અગ્નિ હોલવાય છે તેમ હિંસાથી સત્ય હોલવાય છે. અને આચરણ છોડીને પ્રચાર કરવાનો પ્રયત્ન કરવામાં નરી હિંસા જ છે. પ્રચાર માટે કરેલી ઉતાવળ એ પણ હિંસા જ છે, અને વધારામાં અશ્રદ્ધા અને અજ્ઞાન પણ ખરાં જ. અથવા એને દંભ જ કેમ ન કહેવો? નાનાં બાળકો બીજ વાવે છે અને તેને જરા ફણગો ફૂટ્યો કે તે જલદી ઉપર આવે એટલા માટે તેને બહાર ખેંચી કાઢે છે!

મત એટલે ઇંદ્રિયનિગ્રહી મનનું કહેવું. અને તેના પ્રચારનું સાધન કૃતિ. આ બે સિદ્ધાંત દૃઢ થયા કે આખું આકાશ નિરભ્ર થયું સમજવું. કૃતિની સાથે પ્રસંગવિશેષે અલ્પ ઉક્તિ, આપણે કલ્પી શકીએ. પતિવ્રતા જેમ પોતાના પતિનું

નામ બોલતી નથી, તેમ કર્મયોગી પોતાના મતનો ઉચ્ચાર કરવાનું બનતા સુધી ટાળે છે. પણ બન્ને પક્ષે આપણે અપવાદ કલ્પી શકીએ. કોઇ પ્રસંગે આપણા મત રજૂ કરવામાં વાંધો નથી. માત્ર આપણો મત રજૂ કરવો; પારકાના મતનું ખંડન કરવાના મોહમાં પડવું નહિ. મતપ્રતિપાદનમાં પોતાનો મત રજૂ કરવો તથા બીજાના મતનું ખંડન કરવું એવા બે ભાગ કલ્પવામાં આવે છે. પણ એ વિભાગ કાલ્પનિક છે, વસ્તુતઃ સાચા નથી. દીવો કરવો અને અંધારું ઝાટકી નાખવું : જેવાં આ બે કામ તેવા જ આ બે વિભાગ. મૂળમાં બે ભાગ જ ખોટા. તેમાંય વળી આપણો ઘણોખરો ઝોક પારકાના મતનું ખંડન કરવા ઉપર જ હોય છે. બીજાના મતનું ખંડન કરવા માત્રથી આપણો મત સિદ્ધ થયો જ એમ બનતું નથી; અને આપણો મત વ્યવસ્થિતપણે સીધો રજૂ કરવામાં આવે તો બીજાના મતનું ખંડન કરવાની જરૂર જ રહેતી નથી. ભૂમિતિમાં યુક્લિડે ક્યાંય પરમતખંડનમાં પડ્યા વિના ટૂંકાણમાં પોતાના સિદ્ધાન્ત સરળતાથી સીધા રજૂ કર્યા છે. એ સિદ્ધાન્તોની આજે દુનિયા ઉપર સત્તા ચાલે છે. બીજાના મતનું ખંડન કરવામાં તે મત વિષે સૂક્ષ્મ પ્રેમ જ રહેલો હોય છે. ભક્તિમાર્ગમાં જેવી રીતે પ્રેમથી તેવી રીતે દ્વેષથી પરમેશ્વર પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે. વિભીષણ પ્રેમથી તર્યો તો ગવણ દ્વેષથી તર્યો, એમ જે સંતો કહ્યા કરે છે તેમાં આ જ અર્થ રહેલો છે. મિલ્ટને 'પૅરેડાઇસ લૉસ્ટ'માં સેતાનમાં સાત્ત્વિકતાનો તાત્ત્વિક દ્વેષ બનાવીને તેને વિષે વાચકોના મનમાં સહાનુભૂતિ જ ઉત્પન્ન કરેલી છે. સાત્ત્વિકતાનો જેને અંતરના ઊંડાણથી આટલો બધો દ્વેષ છે

તેના મનમાં સૂક્ષ્મપણે સાત્વિકના વર્મ છે; તેવી જ રીતે તામસપણાનો જોરથી નિષેધ કરનારા માણસના મનમાં અંદરખાનેથી તામસપણું ચોંટેલું જ છે એમાં શંકા નથી.

પ્રચારનું ખરું સાધન તો કૃતિ જ છે. તોપણ જેમ પ્રસંગવિશેષે મતપ્રતિપાદનની આવશ્યકતા આપણે કલ્પી હતી તેમ જ મતપ્રતિપાદનમાંથી પણ ક્વચિત્ બીજાના મનમાં રહેલી ભૂલ બતાવવાનો પ્રસંગ પણ કલ્પી શકાય. પણ બીજાના મતનું ખંડન કરવું એ જુદું અને બીજાનું જ ખંડન કરવું એ જુદું. કોઈ મતની અસારતા બતાવતી વખતે તે ધરાવનાર માણસને વચ્ચે જ ભેળવી દઈને ટીકા કરવી ગેરવાજબી છે. નાળિયેરની કાચલી કાઢીને તેની અંદરથી જેમ કોપરું લઈએ છીએ તેમ માણસનો મત (ભૂલભરેલો લાગે તો) કાઢીને અંદરનો માણસ ગ્રહણ કરતાં આવડવું જોઈએ. કિનારો વાંકો હોવાથી નદીનો વળાંક વાંકો હોય તોપણ જેમ પાણી વાંકું હોતું નથી, અથવા રોટલો ગોળ હોય તોપણ તેનો સ્વાદ જેમ ગોળ હોતો નથી, તે જ પ્રમાણે માણસનો મત ભલે કદાચ દૂષિત હોય તોપણ એ મત ધરાવનાર માણસ દૂષિત હોતો નથી. નદીનો વળાંક અથવા રોટલાનો આકાર જેમ બાહ્ય પરિસ્થિતિથી બનેલા હોય છે તેમ જ માણસના મતનું છે. તેથી જ મતનો વિચાર કરતી વેળાએ માણસને બાજુએ જ રાખવો જોઈએ. ઘણી વખતે આપણે એમ પણ જોઈએ છીએ કે, જે મત આપણે એક કાળે સાચો માનતા હતા તે જ હવે આપણને ખોટા લાગે છે. મનમાં વિચાર આવતાંની સાથે જ તે લખી નાખવાની જેમને ટેવ છે એવા લેખકોના લખાણમાં તેમના મનનાં વલણો કેવાં કેવાં બદલાતાં

ગયાં તે આપણે જોઈ શકીએ છીએ. તેથી ડાહ્યા લોકો પોતાના વિચારો કૃતિમાં ઊતરીને, લોહીમાં પચીને અને હૃદયમાં વ્યાપીને આપોઆપ બહાર પડ્યા સિવાય બીજી કોઈ પણ રીતે તેમને પ્રગટ કરતા નથી.

હવે આપણો પોતાનો જ જૂનો મત હોય, પણ આજે જો તે આપણને પસંદ ન હોય તો તેને આપણે છોડી દઈશું, પ્રસંગવશાત્ તેનું ખંડન પણ કરીશું; પણ કેવી રીતે? અને કેવી ભાવનાથી? બીજાના મતનું ખંડન કરવાનો પ્રસંગ આવે તો તે જાણે પોતાનો જ જૂનો મત છે એમ સમજીને તેનું ખંડન કરવું ઘટે. આથી પણ વધારે સારો નિયમ આમ કરી શકાય: આપણા જૂના મત તરફ આપણે કઠોરતાથી જોતા નથી, પણ તેમ જોવું. અને બીજાના મત તરફ કઠોરતાથી જોઈએ છીએ, પણ તેમ ન જોવું. માણસનો સાચો મત શો છે એની તેને પોતાને પણ ખબર નથી હોતી. કેળની છાલની જેમ માણસના મત ઉપર એકની ઉપર બીજું એમ અનેક મતોનાં પડ બાઝેલાં હોય છે. આ બધાં પડ છોલી જોઈએ તો તેનું અંદરનું મન તદ્દન ચોખ્ખું અને સરળ છે એમ જણાશે. બીજું, ગઈ કાલનો મારો મત આજે જેમ બદલાઈ ગયો છે, તેમ આજનો મત પણ, આજે ગમે તેટલો પાકો કે દૃઢ જણાતો હોય તોપણ, આવતી કાલે બદલાવાનો સંભવ છે, આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. આનો અર્થ એવો નથી કે માણસે હંમેશ સંશયગ્રસ્ત સ્થિતિમાં રહેવું. સંશયમાં જરાય રહેવું નહિ. આજે મને જેમ લાગતું હોય તેમ જરૂર વર્તવું. પણ પારકાના મતનું ખંડન કરતી વખતે પોતાના અનુભવથી સિદ્ધ થયેલી મતોની ક્ષણભંગુરતા ભૂલી ન જવી. સંપૂર્ણ ઈશ્વર કોઈ પણ વ્યક્ત સ્વરૂપમાં

સમાવિષ્ટ થઈ શકતો નથી. તેનો એક નાનકડો અંશ જ વ્યક્ત થાય છે. તે જ પ્રમાણે સંપૂર્ણ સત્ય મારા મનમાં હોવું શક્ય નથી. તેમ જ ઈશ્વરનો અંશ પણ જેમ અમુક એક વસ્તુમાં રહે છે એવું નથી પણ તે બધી જ વસ્તુઓમાં ઓછાવત્તા પ્રમાણમાં રહે છે, તે જ પ્રમાણે સત્યનો અંશ મારા જ મનમાં છે એમ નથી પણ બીજાના મનમાંય થોડો પણ છે જ — એ શ્રદ્ધા જ સત્યાગ્રહનો આધાર છે. કોઈ પણ માણસ, સમાજ અથવા તો સંસ્થા સર્વથા સત્યવિહોણાં કે ઈશ્વરવિહોણાં નથી. તેથી જ આપણી દૃષ્ટિએ અસત્યવશ થયેલા માણસનો, સમાજનો કે સંસ્થાનો પ્રતિકાર કરતી વખતે આપણે અહિંસામય સાધન જ વાપરવું જોઈએ. આ છે સત્યાગ્રહની મર્યાદા. સારાંશમાં, માણસના મતનો વિચાર કરતી વખતે, યા તો તેના કૃત્યનો પ્રતિકાર કરતી વખતે પણ, તે માણસને તેના મનથી અથવા કૃત્યથી જુદો પાડવો એ સત્યાગ્રહની પહેલી શરત છે.

આજને પવિત્ર દિવસે આટલો બોધ ગ્રહણ કરવાની સદ્‌બુદ્ધિ ઈશ્વર સૌને બક્ષો.

## ૨૧

## કેટલાક પ્રશ્નો

એક મિત્રે અસ્પૃશ્યતા બાબત કેટલાક સવાલ પૂછ્યા છે. તેના જવાબ આપવાનો પ્રયત્ન કરું છું.

પ્રશ્ન ૧ લો. સૂતકી, રજસ્વલા, શૌચ પતાવીને આવેલો કે હજામત કરાવેલો માણસ — આ બધાને તે તે વખત કે કારણ પૂરતા અસ્પૃશ્ય ગણવા? તેમ જ અબોટિયુ ન પહેર્યું હોય એવાને, અપરસમાં હોય યા અબોટિયું પહેર્યું હોય તેણે અસ્પૃશ્ય ગણવો?

જવાબ — અહીં 'અપવિત્ર'ની ભાવનાથી અસ્પૃશ્યતા મુદ્દલ માનવી ન જોઈએ. 'અસ્વચ્છ'ની ભાવનાથી કેટલા પ્રમાણમાં માનવી જોઈએ તે નિમિત્તના સ્વરૂપ ઉપર આધાર રાખે છે. એટલે તેમાં તારતમ્ય જોવું જોઈશે. સવાલમાં ગણાવેલાં બધાં નિમિત્તોને એક જ સામાન્ય ન્યાય લાગુ કરી શકાય નહિ. દાખલા તરીકે, રજસ્વલાની અસ્પૃશ્યતા અને હજામત કરેલાની અસ્પૃશ્યતા બંને સરખી નથી. 'અબોટિયા નહિ અબોટિયા'ની બાબતમાં તુકારામની જેમ 'सोंवळया ओंवळया राहिलो निराळा' (બોટ અબોટથી હું પર રહ્યો છું) એમ કહેવાની સ્થિતિએ જો પહોંચાય તો ઘણું સારું. સૂતકમાં મનોમાલિન્ય અને રોગના ચેપનો સવાલ છે. આમાંનું તારતમ્ય છૂટયું કે અધર્મ થયો જ જાણવો. તારતમ્ય એટલે

જ ‘નિમિત્ત’. નિમિત્તમાં દેશકાળ પણ આવી જાય છે. આ બધાનો અસ્પૃશ્યતાનિવારણ સાથે કશો સંબંધ નથી.

પ્રશ્ન રજો. નૈમિત્તિક અસ્પૃશ્યતા માનવી જો ઇષ્ટ હોય તો તે ન પાળનાર વર્ગો અસ્પૃશ્ય ઠરતા નથી શું? દાખલા તરીકે, મુસલમાનો રજસ્વલાની આભડછેટ માનતા નથી. તેમને અડકવું એ આડકતરી રીતે રજસ્વલાને અડવા બરાબર નથી શું? આપણે આજે અડીએ છીએ એ તો શિથિલતાને લીધે. આ શિથિલતાને શાસ્ત્રીય માન્યતા આપવી કે શું? કણબી વગેરે લોકો પણ શૌચના નિયમો પાળતા નથી. જો નૈમિત્તિક અસ્પૃશ્યતા પાળવી આવશ્યક હોય, તો આ તેમની નિત્ય અસ્પૃશ્યતાનું પૂરતું કારણ નથી બનતું શું?

જવાબ — રજસ્વલાની આભડછેટમાં (અસ્પૃશ્યતામાં) સ્વચ્છતા કરતાંય બ્રહ્મચર્યરક્ષણનો મુદ્દો વધારે મહત્ત્વનો છે. તેથી કરીને રજસ્વલાની નૈમિત્તિક અસ્પૃશ્યતામાંથી તે ન માનનારા મુસલમાનોની નિત્ય અસ્પૃશ્યતા ફલિત થતી નથી. અડવાનો અર્થ જ પ્રત્યક્ષ અડવું તે. અડવામાં અપ્રત્યક્ષપણું આવ્યું કે તે અડવું રહેતું નથી. અસ્પૃશ્યતાના કારણને લીધે કોલસાને અડવું ન જોઈએ એમ નક્કી થાય તોય કોલસાને અડેલા ચીપિયાને ન અડવાને કશું કારણ નથી. ટૂંકમાં, અસ્વચ્છતાને કારણે માનવામાં આવતી નૈમિત્તિક અસ્પૃશ્યતાની પરંપરા લંબાવવી એ અયોગ્ય છે. જેઓ સ્વચ્છતાના નિયમ પાળતા નથી — કારણ તેમને તે શીખવવામાં આવેલા નથી — તેમને સદાને માટે અસ્પૃશ્ય ગણવા એ અસ્વચ્છતાને કાયમની માન્યતા આપવા જેવું છે. મલબારનો બ્રાહ્મણ અત્યંત ચોખ્ખો (અબોટ પાળનારો) મનાય છે. તેમાંય ‘નંબુદ્રી’ના માથા

ઉપર તો ચોખ્ખાઈનાં પાંચપચાસ ૫ડ રહેવાનાં.' પણ તેમના સ્વચ્છતાના નિયમો પણ કંઈ બધા આરોગ્યશાસ્ત્રને માન્ય થાય એવા નથી હોતા. એ તરફના બ્રાહ્મણો વગેરે બધા જ પાણીનો લોટો લીધા વિના શૌચ માટે ગામ બહાર કોઈક તળાવને કાંઠે જાય છે. શૌચવિધિ પૂરો થતાં તળાવના પાણીમાં જ ધોઈ કરી સાફ થાય છે. એ જ તળાવમાં સ્નાન પણ કરે છે. મોટાં, ઊંડાં અને વ્યવસ્થિતપણે બાંધેલાં જે તળાવો છે તેમની પણ આ જ દશા. માત્ર આ 'સવર્ણો'ના પવિત્ર તળાવો પર અવર્ણ (એટલે હરિજન વગેરે) આવી શકતા નથી' આ દશ્ય મેં જાતે જોયું છે. આ બ્રાહ્મણો આમ અનેક રીતે અતિશય અસ્વચ્છ હોય છે. કહેવાનો મુદ્દો એટલો જ કે સ્વચ્છ મનાતા લોકોમાં પણ અસ્વચ્છ રિવાજો હોય છે. તે શિક્ષણથી દૂર થશે અને કરવા જોઈએ. પણ તેમાંથી અસ્પૃશ્યતા ઘટાવવી એ મહાપાપ છે.

પ્રશ્ન ૩જો. બેટીવ્યવહાર અને રોટીવ્યવહારની બાબતમાં જે મર્યાદાઓ છે તે મર્યાદાઓની જેમ સ્પર્શવ્યવહારની મર્યાદાઓ પણ હિંદુધર્મની અંગભૂત નથી શું?

જવાબ — અહિંસા અથવા દયાભાવ એ હિંદુધર્મની મોટામાં મોટી મર્યાદા છે. આજની અસ્પૃશ્યતા આ મર્યાદાનો ભંગ કરનારી હોવાથી અધર્મરૂપ છે. તેને હિંદુધર્મમાં સ્થાન નથી. આપણું શરીર ગંદવાડથી ભરેલું છે એ યાદ રાખીને દરેક જણે બીજાનો અતિનિકટ સ્પર્શ ટાળવો, નમ્રતાથી વર્તવું, ઇત્યાદિ યોગશાસ્ત્રમાં કહેલી સ્પર્શવ્યવહાર માટેની મર્યાદાઓ હિંદુધર્મની અંગભૂત છે.

પ્રશ્ન ૪થો. અમારા એક સાથી હરિજનવાસમાં ભજન કરવા જાય છે. હરિજનોની કેળવણી માટે ગમે તે કામ કરવાની તેમની તૈયારી છે. હરિજનોને પોતે અસ્પૃશ્ય માને છે એ વાત તેમની જાણમાં પણ આવવા દેતા નથી. પણ ઘેર આવતાં સ્નાન કરીને પછી જ ઘરમાં દાખલ થાય છે. એમને વિષે તમારું શું કહેવું છે?

જવાબ — તેમના પૂર્વસંસ્કાર ધ્યાનમાં લઈ તેમની આ નિરપેક્ષ સેવા માટે કૃતજ્ઞ રહીએ; અને એવી આશા રાખીએ કે આજ તેમના મનમાં જે કંઈ પડદો રહી ગયો છે તે વખત જતાં આ જ સેવાને લીધે દૂર થશે.

પ્રશ્ન ૫મો.* સર્વોદયની દૃષ્ટિથી દરેક ઉચ્ચવર્ણીય માણસે હરિજનસેવાનું વ્રત લઈને હરિજનો સાથે ઓતપ્રોત થવું જોઈએ; પોતે સ્વચ્છતા રાખીને તેમને સ્વચ્છતા શીખવવી જોઈએ; અને પોતાની વિચારસરણી સુધારવા માટે આજની સ્થિતિમાં પણ કોઈ પણ હરિજનનો સ્પર્શ 'વિઠ્યા ઢેડ'નાx સ્પર્શ જેટલો પવિત્ર છે એવી ભાવના કેળવવી જોઈએ.

પ્રશ્ન ૬ઠ્ઠો. બધા જ હરિજનોને એકી વખતે સ્પૃશ્ય કરવા કરતાં એકાદ સંસ્કાર તૈયાર કરી એ સંસ્કાર જેમનો થયો હોય તેમને જ સ્પૃશ્ય કર્યા હોય તો? આ શુદ્ધિસંસ્કારથી શુદ્ધ

---

* આનો સવાલ મૂળ મરાઠી પુસ્તકમાં છાપવાનો રહી ગયો લાગે છે. તેનો જવાબ જ ઉપર છે.

x મરાઠીમાં દામાજીનું એક આખ્યાન છે તેમાં પંઢરપુરના શ્રી વિઠ્ઠલ 'વિઠ્યા ઢેડ'નું રૂપ લઈ દામાજીને સંકટમાંથી મુક્ત કરે છે તેનો અહીં ઉલ્લેખ છે.

થયેલાઓએ સ્વચ્છતાના અમુક નિયમ પાળવા જોઈએ — દા. ત. (ભંગીનું) સફાઈનું કામ પૂરું કર્યા પછી સ્નાન — એવો નિર્બંધ રાખવો ?

જવાબ — હિન્દુધર્મને જીવતો રાખવો હોય તો આ સંસ્કારના દંભમાંથી બહાર નીકળવું જોઈએ.

પ્રશ્ન ૭મો. છાત્રાલયમાં હરિજન વિદ્યાર્થીઓને દાખલ કરવા જોઈએ એમ તમે કહો છો તે મને પણ માન્ય છે. છાત્રાલયમાં વિદ્યાર્થી ચોવીસે કલાક અમારી દેખરેખ નીચે હોય છે અને અમારા પૂરેપૂરા કાબૂમાં હોય છે. પણ ૨૦ કલાક ઘેર રહી ૪ કલાક નિશાળમાં આવતા નાના છોકરાઓને પોતાની જ ઉમરના હરિજન છોકરાઓ સાથે ભળવા દેવામાં જોખમ છે એમ તમને નથી લાગતું ?

જવાબ -- ઘણાઓને વિદ્યાલયમાં હરિજન આવે તોય તેનો વાંધો નથી હોતો. પણ છાત્રાલયમાં આવે તો તેનો હોય છે. આ પ્રશ્ન પૂછનારનું કહેવું તેથી સાવ ઊલટું જ છે. આનો અર્થ એટલો જ કે આ પ્રશ્ન અહીં અસ્પૃશ્યતાનિવારણની દૃષ્ટિએ પૂછવામાં નથી આવ્યો પણ શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ પૂછવામાં આવ્યો છે. એ જ દૃષ્ટિથી તેનો વિચાર કરવો ઘટે. કોઈ પણ બે માણસ ભેગા થાય છે ત્યારે જોખમનો સંભવ તો હોય જ છે. તેવો જ તે અહીં પણ છે. તેથી વિશેષ જોખમ અહીં હોય એમ માનવાનું કારણ નથી. અનુભવ ઉપરથી પણ એમ જ લાગે છે. હરિજનો અને બીજાઓના સદશિક્ષણમાંથી બન્નેને લાભ જ થાય છે એમ જોવામાં આવ્યું છે.

## ૨૨

# ગીતા-જયંતી

કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો તે દિવસ માર્ગશીર્ષ સુદ એકાદશીનો હતો, એમ વિદ્વાનોએ નક્કી કર્યું છે. તે ખરું માનીને ચાલવાને વાંધો નથી. તેથી ફરીને 'मासानां मार्गशीर्षोऽहं' મહિનાઓમાં માર્ગશીર્ષ મહિનો એ મારી વિભૂતિ છું,— આ વચન વિશેષ અર્થવાળું થાય છે. આ દિવસે હિન્દુસ્તાનમાં સર્વત્ર ગીતાનું સ્વાધ્યાય-પ્રવચન કરવામાં આવે એવી સૂચના કરવામાં આવી છે.

આ સૂચના પણ યોગ્ય જ છે. પણ ગીતાધર્મનો પ્રચાર કેવળ પ્રવચન કે શ્રવણમાત્રથી થવાનો નથી, એ યાદ રાખવું જરૂરનું છે ગીતા એ કેવળ બોલવાનું શાસ્ત્ર નથી, આચરણનું શાસ્ત્ર છે. તેનો પ્રચાર આચાર સિવાય બીજા કોઈ પણ ઉપાયથી શક્ય નથી. ગીતાનો ધર્મ એ ખુલ્લો ધર્મ છે. કોઈ પણ માણસને તેનું શ્રવણ કરવાની મના નથી. સ્ત્રીઓ, વૈશ્યો તેમજ શૂદ્રો, જેમને વેદના ઊંડા કૂવામાંથી પાણી કાઢવાની શક્તિ નથી, તે બધાને ધરાઈને પાણી પીવાની સગવડ ગીતાના વહેતા ઝરણામાં મળી શકે તેમ છે. ગીતા-માતા પાસે નાનામોટાનો ભેદ નથી, પણ ખરા ખોટાનો જરૂર છે. તપશ્ચર્યા કરવાની જેની તૈયારી નથી, જેનાં હૃદયમાં ભક્તિની ભીનાશ નથી, શ્રવણ માટે જેનામાં તીવ્ર તાલાવેલી

નથી, અથવા તો જેની બુદ્ધિમાં નિર્મત્સરતાનો ભાવ નથી, તેની આગળ આ રહસ્ય ભૂલેચૂકે પણ તું પ્રગટ કરીશ નહિ, એમ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને તાકીદ આપેલી છે.

ગીતાનો પ્રચાર એટલે નિષ્કામ કર્મનો પ્રચાર. ગીતાનો પ્રચાર એટલે ભક્તિનો પ્રચાર. ગીતાનો પ્રચાર એટલે ત્યાગનો પ્રચાર. આ પ્રચાર પ્રથમ આપણા આત્મામાં થવો જોઈએ. જે દિવસે આપણો આત્મા તેથી પૂરેપૂરો ભરાઈને વહેવા માંડશે તે દિવસે તે આખી દુનિયામાં ફેલાયા વિના નહિ રહે. ગીતા ઉપર આજ લગી હિન્દુસ્તાનમાં પ્રવચનો કંઈ ઓછાં થયાં નથી. અનેક જાતની ટીકાઓ પણ લખાઈ છે. ગીતાના તાત્પર્ય વિષે છાપાંઓ વગેરેમાં જૂના નવા શાસ્ત્રીઓ તથા પંડિતોના વાદવિવાદ પણ સારી પેઠે થયા છે. પણ એ બધાને લીધે પ્રત્યક્ષ નિષ્કામ કર્મને કંઈ વધારે જોર મળ્યું હોય એવો અનુભવ થયો નથી. ઊલટું તેથી રજોગુણનું જોર માત્ર વધ્યું. મણ ચર્ચા કરતાં કણ આચરણ શ્રેષ્ઠ છે. 'प्रभाते मनीं राम चिंतीत जावा' આ વાક્ય લખનારાનો ઉદ્દેશ એ નથી કે લોકો તે ગોખ્યા જ કરે, પણ પ્રભાતકાળે ઊઠીને રામનું ચિંતન કરે એ છે.

ગીતાનું રહસ્ય ગીતાના પુસ્તકમાં ઢાંકી રાખેલું નથી. તે ખુલ્લું છે. ભગવાન પોતે જ કહે છે કે મેં તે સૂર્યને કહ્યું છે. જેને આંખ હોય તે તે જોઈ શકે છે, એટલું તે સ્પષ્ટ છે. અને કદાચ તે ઢાંકેલું જ હોય તો તે ગીતાના પુસ્તકમાં તો ઢાંકેલું નથી જ. તે હૃદયની ગુફામાં ઢાંકેલું છે. આ ગુફાના મોઢા આગળ દુર્વર્તનના પથ્થરોનો ઢગલો જામ્યો છે. તે દૂર કરીને અંદર જોવું જોઈએ. એને માટે મહેનત કરવી

પડશે. ગીતા 'કુરુક્ષેત્રમાં કહી છે. સંસ્કૃતમાં 'કુરુ'નો 'કર્મ કર' એવો અર્થ થાય છે. કુરુક્ષેત્ર એટલે કર્મની ભૂમિ. આ કર્મની ભૂમિકા ઉપર ગીતા કહેલી છે, અને ત્યાં જ મહેનતના કાન વડે તે સાંભળવાની છે.

ઘણાને એમ લાગે છે કે મિશનરી લોકો જેમ બાઇબલની નકલો મફત વહેંચે છે, તેના ઉપર પ્રવચનો કરતા ફરે છે, કોઈ સાંભળો કે ન સાંભળો, તેઓ પોતાની વાગ્ધારા ચાલુ જ રાખે છે, તેમ આપણે ગીતાની બાબતમાં કરવું જોઈએ. તો આપણા ધર્મનો પ્રચાર થશે. પણ આ માન્યતા કેવળ વહેમ છે. મિશનરીઓએ જે બહુ જ થોડો સાચો ધર્મપ્રચાર કર્યો છે તે તેમનામાંના કેટલાક સજ્જનોની સેવાનું ફળ છે. તેમનો બાકીનો બધો કેવળ દંભ છે. પણ આ દંભને પરિણામે તેમના કાર્યની હાનિ થઈ છે. તેમનું અનુકરણ કરવાથી આપણને કશો લાભ થવાનો નથી.

તેથી ગીતા-જયંતીને દિવસે ગીતાના પ્રચારની બાહ્ય કલ્પના ઉપર ભાર ન આપતાં, પોતાને હાથે કંઈ પણ નિષ્કામ સેવા થાય એવો પ્રયત્ન કરવો. તેની સાથે જ ભક્તિયુક્ત અંતઃકરણથી યથાશક્તિ ગીતાનો થોડોક પાઠ કરવો. એ પણ ઉપયોગી થઈ પડશે.

૨૩

## સંતોનો ભાગવત-ધર્મ

પરમેશ્વરપ્રાપ્તિ માટે પ્રવૃત્ત થયેલા વિશ્વોદ્ધારક ભાગવત-ધર્મનો જયજયકાર હો ! પ્રત્યક્ષ ભગવાને ગીતા-મુખે ઉપદેશેલા દિવ્ય ભાગવત-ધર્મનો જયજયકાર હો ! પ્રહ્લાદ વગેરે પરમ ભાગવતોએ આચરેલા પ્રેમાળ ભાગવત-ધર્મનો જયજયકાર હો !

ભાગવત-ધર્મ વૈદિક ધર્મનું મધુરમાં મધુર સ્વરૂપ છે. પણ આ ભાગવત-ધર્મની આપણા સંતોએ જે 'મરાઠી' એટલે કે સુલભ આવૃત્તિ કાઢી છે તેમાં તો મધુરતાની કમાલ કરી છે. સંતોના ભાગવત-ધર્મે મૂળના ભાગવત-ધર્મના માધુર્યમાં ક્રાન્તિકારક ઉમેરો કર્યો છે.

ભાગવત-ધર્મ એટલે 'પ્રભુ, ભક્ત અને નામ'નો ત્રિવેણીસંગમ. પ્રભુ સાધ્ય, ભક્ત સાધક, અને નામ સાધન. આ ત્રણેની કલ્પના કરીને સંતોએ માધુર્ય અને ઔચિત્યનો સુંદર મેળ સાધ્યો છે.

મૂળ ભાગવત-ધર્મની દેવની કલ્પના સાદી જ છે. તેની આસપાસ ગૂઢતાની જાળ જરાય પથરાયેલી નથી. પણ સંતોનો વિઠોબા કેવળ સાદો જ નથી, તદ્દન ભોળો પણ છે. એટલો બધો ભોળો કે 'વિઠોબા' કહેતાં 'ઈંટ ઉપર ઊભેલો બોટ' એમ કહીએ તોય ચાલે. પણ આ બોટે આજ સુધી જેટલા પથ્થર તાર્યા છે તેટલા તારવાનું ભાગ્ય કોઈ પણ 'સચ્ચિદાનંદ'ને યા તો 'નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત'ને પણ પ્રાપ્ત થયું નથી. અર્જુનના રથમાં

બેઠેલો દેવના સંતોની કૃપાથી પુંડલીકની ઈંટ ઉપર ઊભો રહ્યો.[1] સંતોની કૃપાથી યમુનાના કુંજવનમાં ગોપીઓને રાતદિવસ રાહ જોવડાવનારો બેરુબંધ, ચંદ્રભાગાના રેતાળ પટમાં ભક્તોને માટે અઠ્ઠાવીસ યુગો સુધી રાહ જોતો ઊભો રહ્યો. ત્રણે ભુવનોને પેટમાં સંઘરનારો પ્રભુ સંતોની કૃપાથી ઢેડ બંગીના ઓઢામાં પકડાયો.

આવી સંતકૃપાની કરામત છે. તેણે સાક્ષાત દેવને પણ બદલી નાખ્યો. અને દેવ બદલાવાથી દુનિયાનો રંગ પણ પલટાઈ ગયો. પાડો-ઋષિ,[2] ઢેડ શ્રાદ્ધ-દેવ,[3] ગધેડાને

---

૧. દિંડીરવનમાં પુંડલીક નામનો એક માણસ રહેતો હતો. તે માતપિતાની ભારે એકનિષ્ઠાથી સેવા કરતો. તે સેવાથી પ્રસન્ન થઈ ભગવાન વિષ્ણુ તેને દર્શન આપવા પોતે પધાર્યા. પુંડલીક તો માતપિતાની સેવામાં પરોવાયેલો હતો તેથી વિષ્ણુનું સ્વાગત તે તરત કરી શક્યો નહિ અને તેણે બેદરકારપણે વિષ્ણુને આસન માટે એક ઈંટ ફેંકી. વિષ્ણુ તે ઈંટ ઉપર જ ઊભા રહ્યા. તે ઉપરથી તેમનું નામ ઈંટ ઉપર ઊભેલો વિઠ્ઠલ (વીટ=ઈંટ) એવું પડ્યું.

૨. પાડો-ઋષિ : એક જ પરમેશ્વર સર્વત્ર ભરેલો છે એવું જ્ઞાનેશ્વરે પૈઠણના બ્રાહ્મણો આગળ એક વખત પ્રતિપાદન કર્યું એટલે બ્રાહ્મણોએ 'ત્યારે આ પાડા પાસે વેદ બોલાવ' એવું જ્ઞાનેશ્વરને આહ્વાન આપ્યું. જ્ઞાનેશ્વરે તે આહ્વાન સ્વીકારીને પાડાને મુખે વેદમંત્રનો ઉચ્ચાર કરાવ્યો હતો એવી માન્યતા પ્રચલિત છે, તેને ઉદ્દેશીને આ ઉલ્લેખ છે.

૩. ઢેડ શ્રાદ્ધ-દેવ : પૈઠણનિવાસી સંત એકનાથને ત્યાં તેમના પિતાનું શ્રાદ્ધ હતું. તે દિવસે બરાબર શ્રાદ્ધકાળ વખતે જ ભૂખથી ટળવળતા કેટલાક ઢેડ એકનાથના ઘર આગળથી પસાર થતા હતા. તેમની દયા આવવાથી બ્રાહ્મણો માટે તૈયાર કરેલી રસોઈ એકનાથે તેમને પિરસાવી દીધી

ગંગા અર્પણ થાય,[૪] કુંભાર કુલગુરુ બને,[૫] વાણિયાને ત્યાં વેદ અવતરે[૬] — એમ આખી સૃષ્ટિ ચમત્કારમય બની ગઈ.

---

૪. ગધેડાને ગંગા અર્પણ થાય : એકનાથ કાશીયાત્રા કરીને ગંગાજળ લઈને રામેશ્વર જતા હતા. રામેશ્વરની પાસે આવતાં રસ્તામાં એક ગધેડું તરસથી તરફડતું તાપમાં રેતી ઉપર આળોટતું તેમણે જોયું. એટલે એકનાથને દયા આવી અને તેમણે પોતાની પાસેનું ગંગાજળ ગધેડાને પાઈ દીધું. એ જોઈ તેમના સાથીઓ ખૂબ ખિજાયા અને એકનાથને ઠપકો આપી કહેવા લાગ્યા, 'તમે તો ગંગાજળ બગાડી દીધું. તમારો ફેરો અફળ જવાનો. હવે રામેશ્વર જઈને શાનો અભિષેક કરશો?' એકનાથે તેમને કહ્યું, 'આ ગધેડામાં પણ ઈશ્વર (રામેશ્વર) વસે છે. એટલે મારું પાણી કંઈ એળે ગયુ નથી.'

૫. કુંભાર કુલગુરુ : જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે સંતોના સમકાલીન ગોરા કુંભાર નામના સંત મહારાષ્ટ્રમાં થઈ ગયા. એક વખત બધી સંતમંડળી બેઠી હતી ત્યારે તેમણે માટીનાં વાસણ ઘડવાના ટપલાથી ભેગા થયેલા સંતોનાં માથાં થાબડી જોયાં. નામદેવે ચીસ પાડી એટલે ગોરાએ કહ્યું કે આ માટલું કાચું છે — એટલે કે આનામાં સંતપણું હજી દૃઢ થયેલું નથી. તેથી સંતોના પરીક્ષક તરીકે ગોરા કુંભારને અહીં કુંભાર કુલગુરુ કહ્યા છે ગોરા કુંભાર ઉંમરે સૌથી મોટા હતા.

ગોરોબા જ્યારે માટી ખૂંદતા ત્યારે વિઠોબા પોતે આવીને તેમને મદદ કરતા, એવી તેમને વિષે સંતોમાં માન્યતા છે.

૬. વાણિયાને ત્યાં વેદ : મહારાષ્ટ્રીય સંત તુકારામ વૈશ્ય-વૃત્તિથી પોતાનું ગુજરાન ચલાવતા, પણ તેમની વાણીમાં વેદનાં વચનો સહેજે આવી જતાં. તેથી તેમની વાણી વેદવાણી સાથે સરખાવવામાં આવે છે. તેને ઉદ્દેશીને આ કહ્યું છે. —અનુવાદક

જેવો સંતોનો દેવ તેવો જ તેમનો ભક્ત. સાવ સીધો, સંસારમાં રહેતો હોવા છતાં શુદ્ધ ચિત્તવાળો, કાળી મજૂરી કરનારો, પ્રેમાળ, નિષ્પાપ, સ્પષ્ટવક્તા, સાવ ખોટ હોય તોય દેવના હાથમાં રમનારો—એવો ભક્ત સંતોએ કલ્પેલો છે. ભક્તી વિષે લોકોના મનમાં રહેલો ખ્યાલ સંતોએ તદ્દન કાઢી નાખ્યો. 'ભક્ત એટલે 'સેવાવૃત્તિવાળો મજૂર' એવી ભાષાને સહેલાઈથી સમજાય અને અનુકરણ કરવાને સુલભ એવી વ્યાખ્યા થઈ. પણ તેથી કરીને દેવને એક નવી જ મુશ્કેલી ઊભી થઈ. તેને આયતું નૈવેદ મળતું બંધ થયું. નૈવેદની સાથે મજૂરીમાં પણ ભાગ લેવાનું માથે આવી પડ્યું. જનાબાઈને ત્યાં દળણાં દળવામાં મદદ કરે તો જ નૈવેદની વાનગી ચાખવા મળે. ગોરા કુંભારની માટી ગૂંદી આપે ત્યારે જ દૂધના કટોરાનાં દર્શન થાય. નહિ તો નૈવેદ બંધ. પહેલાં યોગાભ્યાસનું ચલણ હતું; ત્યારે ક્ષીરસાગર ઉપર યોગનિદ્રામાં ઘોરતા પડયા રહેવાની સારી સગવડ હતી. પણ હવે યોગાભ્યાસને ઠેકાણે જાત-મહેનતનું, મજૂરીનું, શરીરકષ્ટનું ચલણ શરૂ થયું છે. તેથી કરીને તૈયાર નૈવેદ મળવાની સગવડ રહી નહિ. પણ હવે મળતા નૈવેદનો સ્વાદ પણ વધ્યો. પૂરતી મજૂરી કર્યા પછી મળેલું નૈવેદ દેવ હવે પ્રેમપૂર્વક ખાવા લાગ્યો.

દેવને ગભરાઈ જવાનું કશું ખાસ કારણ ન હતું. સંતો આટલે સુધી વાત લાવશે એવી સ્પષ્ટ નહિ તોય ઝાંખી કલ્પના તેને હોવી જ જોઈએ. એટલા માટે જ ભાગવત-ધર્મની જૂની આવૃત્તિ વખતે તેણે મજૂરીનો થોડોઘણો અભ્યાસ કરી લીધો હોવો જોઈએ. ગાયો ચારવી, કોઠ સાફ કરવી, એઠાં પતરાળાં ઉપાડવાં, ઘોડાને ખરેરો કરવો, વગેરે ઘણાં કામો

તેણે કરી જોયાં હતાં. પણ સંતોએ એ તેનો હંમેશનો કાર્યક્રમ બનાવી દીધો — એટલું વિશેષ.

દેવ અને ભક્ત એ બેને જોડનારો સાંધો તે નામ. નામ ખરું, પણ કોનું? આ પ્રશ્ન વૈદિક કાળથી પુછાતો આવ્યો છે. 'कस्य वयं मनामहे चारु नाम' — કોના મધુર નામનું અમે ચિન્તન કરીએ? આને સંતોનો જવાબ એ છે કે દેવ અને ભક્ત એ બેના નામનું ચિન્તન કરવું. તેમાંય પ્રથમ ભક્તના નામનું કરવું. દેવોને કોરે મૂકીને ભક્તોની પૂજા પ્રથમ કરવી જોઈએ, એવી સંતોના ભાગવત-ધર્મની પહેલી કલમ છે! આમાં મધુર ઔચિત્ય રહેલું છે. જે ન્યાયથી સચ્ચિદાનંદ કરતાં ઈંટ ઉપરની મૂર્તિ (વિઠ્ઠલની મૂર્તિ) શ્રેષ્ઠ ઠરી તે જ ન્યાયથી ઈંટ ઉપરની મૂર્તિ કરતાં ઈંટ સામેની મૂર્તિ શ્રેષ્ઠ કેમ નહિ?

'જ્ઞાનબા તુકારામ' (જ્ઞાનેશ્વર તુકારામ)ની ધૂનમાં જે જાદુ છે તે 'વિઠોબા રખુમાઈ'માં છે ખરો?

આષાઢી એકાદશીના પવિત્ર દિવસને નિમિત્તે ભાગવત-ધર્મ વિષે સહેજે સૂઝી આવેલા બે વિચાર લખી કાઢચા. તે દેવને ચરણે અર્પણ કરી નિવૃત્ત થાઉં છું.

## ૨૪

## એક પત્ર

ચિ.—,

વ્યવસ્થિત માહિતીથી ભરેલો તારો કાગળ વાંચી આ
થયો. તેમાં પણ ખાસ કરીને ત્યાંનાં વરસાદપાણી
બના ચિંત માહિતી વ્યવસ્થિત અને કાળજીપૂર્વક લખેલી
સાભિમાન આનંદ થયો. ખરું જોતાં એમાં અભિમા
આનંદ લાગવાને કશું જ કારણ ન હોવું જોઈએ. ક
માણસના જીવનનો જે વસ્તુ ઉપર મુખ્ય આધાર તે
માહિતી રાખવી એ તેનું કર્તવ્ય જ છે. પણ આજ
જીવનની રચના કૃત્રિમ થયાથી અને કેળવણીનું વલણ પણ
કૃત્રિમતાને પોષે એવું જ રહેવાથી ઘણાને આ જાતની માહિ
રાખવાની જવાબદારીનું ભાન જ નથી. એક તરફ લીલા
સૂકા દુકાળને લીધે ખેડૂત સાવ નિરાશ થયેલા હોય અને
આપણને ખબર સરખી ન હોય — સહાનુભૂતિ તો આઘી રહી
એવી આપણી દયામણી સ્થિતિ છે. આ સ્થિતિ બદલાયા વિ
સ્વરાજની આશા રાખવી વૃથા છે. જાતમહેનત કરી
વેઠનારી ગરીબ જનતાના આત્મા સાથે આપણો આત્મા એ
જવો જોઈએ. આવી રીતે જ્યારે આપણો આત્મા દ
નારાયણના આત્મા સાથે સમરસ થશે ત્યારે જ પુંડલી

કાજે જેમ પરબ્રહ્મ દોડી આવ્યું[1] તેમ સ્વરાજ પણ આપણે માટે દોડતું આવશે. આપણને સ્વરાજની વાટ નહિ જોવી પડે, પણ સ્વરાજ આપણી વાટ જોશે. -

તને આજે કાગળનો અર્ધા કરતાં વધારે ભાગ વરસાદની માહિતી આપવામાં રોકવાનું મન થાય છે, પણ એક કાળે તારી કેવી સ્થિતિ હતી? 'મૃગ તો કોરો જ ગયો; આર્દ્રા પણ બેઠાં; છતાં હજી વરસાદનું નામ ન મળે. ખેડૂતની નજર એકસરખી આકાશ તરફ ચોંટેલી છે. હજી પ્રભુની કૃપા થતી નથી; વરસાદનું ટીપું સરખુંય ન મળે. તેથી કરીને બિચારાઓની આંખમાંથી આંસુનાં ટીપાં બહાર પડવા માંડયાં છે.' — પણ તેની તને કલ્પના સરખી પણ હતી? મને પણ તેની કંઈ કલ્પના હતી? આપણ બન્નેની સરખી જ દશા હતી. આજે તને વરસાદની માહિતી લખવાનું મન થયુ, અને આજે જ મને તે વાંચવાનું પણ મન થયુ. અગાઉ તેં પણ આવી માહિતી લખી ન હોત, અને મને પણ તે વાંચવાનુ ભાગ્યે જ મન થાત. આ ફેરફાર શાને લીધે થયો? કઈ જાદુઈ લાકડીને લીધે આપણા વિચારોમાં આટલું અજબ પરિવર્તન થવા પામ્યુ? આ જાદુઈ લાકડી તે 'રેંટિયો'.

ખેડૂતનું જીવન અત્યંત પવિત્ર જીવન છે. કારણ તેનો ઈશ્વર સાથે ડગલે ને પગલે સંબંધ આવે છે. વરસાદ વખતસર પડે, ન પડે, ઘણો વધારેપડતો પડે, અથવા તો બિલકુલ ન પડે, તો તેને ઈશ્વરની કરુણાની યાચના કર્યા વિના બીજો ઉપાય રહેતો નથી. હળ, કરબ, દાતરડું, બિયાં, જમીન વગેરે માણસના

---

૧. પૃષ્ઠ ૧૧૨ ઉપરની ટીપ જુઓ.

હાથની વસ્તુઓની જેમ જ તડકો, પવન, વરસાદ, ઝાકળ વગેરે કેવળ ઈશ્વરી કૃપાને પરિણામે જ પ્રાપ્ત થનારી વસ્તુઓની સાથે પણ ખેડૂતના જીવનમાં પ્રત્યક્ષ અને સ્પષ્ટ સંબંધ આવે છે. બીજગણિતના દાખલામાં જેમ હંમેશ અવ્યક્તની સાથે સંબંધ હોવાનો જ, (આ દાખલો તું સમજી શકે, તારા નિત્યના વ્યવસાયનો છે એમ જાણી મેં ક્તણીજોઈને આપ્યો છે.) તે જ પ્રમાણે ખેડૂતના જીવનની સ્થિતિ છે. તેનો કોઈ પણ અંદાજ અધૂરો જ હોવાનો. હું એકલો મારી જાતે કોઈ કામ ચોક્કસ પાર પાડીશ જ, એ વાત જ તેને માટે અશક્ય. 'પ્રભુની કૃપા હશે તો' એ સાંકેતિક વાક્ય હંમેશ અધ્યાહાર માની જ લેવાનું. કોઈ પણ જનના જીવનમાંથી આ વાક્ય બાદ કરી શકાય તેમ નથી. પણ ખેડૂતના જીવનમાં તેની દરરોજ પ્રતીતિ થાય છે. જમીન ખેડયા વિના કશું જ ન થઈ શકે. પણ ખેડીને પણ કંઈક પાકશે જ એવી ખાતરી આપી શકાય નહિ. તેનું જીવન તો આખું પુરુષાર્થથી ભરેલું, પણ 'પ્રભુની કૃપા થશે તો' એ વાક્ય તે પુરુષાર્થના માથા ઉપર તલવારની જેમ હંમેશ ઝઝૂમતું જ હોય. ખેડૂતનું જીવન એટલે નમ્ર પ્રયત્નવાદનું શિક્ષણ.

તેથી આપણા પ્રાચીન ઋષિઓને ખેતી માટે ખૂબ પ્રેમ હતો. વેદમાં તો ખેતી કરવા બાબત સ્પષ્ટ આજ્ઞા જ કરવામાં આવી છે. તે સુંદર, ધ્યાનમાં રાખવા જેવી છે:

अक्षैर्मा दीव्यः कृषिमित्कृषस्व ।
वित्ते रमस्व बहु मन्यमानः ॥

'ઇંદ્રિયોની રમતો મા રમતા. ખેતી જ કરો. ખેતી કરીને જે કંઈ થોડું પ્રાપ્ત થાય તે જ ઘણું માનીને આનંદ

માનો.' — 'ઇંદ્રિયોની રમતો મા રમતા' એ વાક્ય વાંચી ગીતાનાં પાપમય જીવન ગાળનાર ('अघायु') માણસને ઇંદ્રિયોની રમતો રમનારો (इंद्रियाराम) કહેલો છે તે તને યાદ આવ્યા વિના નહિ રહે. ખેતી જેવું કંઈ પણ શારીરિક શ્રમનું કામ કર્યા વિના જીવવું એ ઇંદ્રિયોની આળપંપાળ કરવા જેવું છે, એવો વૈદિક ઋષિઓનો સ્પષ્ટ અભિપ્રાય દેખાય છે. ખેતીમાં શરીરને સારી પેઠે કસરત મળતી હોવાથી ઇંદ્રિયનિગ્રહ સ્વાભાવિક બને છે એ તો ખરું જ; પણ એ ઉપરાંત ખેતીમાં ઇંદ્રિયનિગ્રહને અનુકૂળ એવો બીજો મુદ્દો ઋષિઓએ જોયો છે. અને તે એ કે ખેતીમાં ઢગલાબંધ પૈસો મેળવી આપવાની શક્યતા નથી. કૃષિદેવના પાસે 'पोटा पुरतें देई । मागणें लई नाहीं, लई नाहीं' (પેટપૂરતુ મને આપ, હું એથી વધારે કંઈ નારી પાસે માગતો નથી.) એથી વધારે માગી જ શકાય નહિ. તેથી ખેતી કરીને જે કંઈ થોડુંઘણું મળે તેમાં જ આનંદ માનવો એવી ઋષિઓની શિખામણ છે. એટલે એ રીતે પણ ખેતી ઇંદ્રિયનિગ્રહ માટે સાધનરૂપ બને છે. ઉપરાંત ખેતીમાંથી મળેલું 'થોડું' પણ 'બહુ' છે. કારણ તે થોડું હોય તોય નવું પેદા કરેલું છે. બુદ્ધિ વેચવાના વ્યવસાય કરીને ધનના ઢગલા ભેગા કરીએ તોય તેમાં કશી નવી કમાઈ નથી હોતી. તેમાં દ્રવ્યનું કેવળ સ્થલાંતર છે. તે વડે એક કોથળી ભરીએ તો તેથી બીજી કોથળી ખાલી કરવા ઉપરાંત દુનિયાની સમૃદ્ધિમાં કશો વધારો થતો નથી. પણ ખેડૂતની કમાણીના દરેક કણમાં પ્રત્યક્ષ લક્ષ્મીનો નિવાસ છે. લક્ષ્મી જુદી, પૈસો જુદો. પૈસો તો ચોરીથી મળે છે, લૂંટથી મળે છે, સટ્ટાબાજીથી મળે છે, લબાડીથી મળે છે, વાક્પાંડિત્ય કરવાથી મળે છે, દંડાથી

મળે છે, તોપોથી મળે છે, દુરબીનોથી મળે છે, રાજાના સિક્કાથી પણ મળે છે. અને નથી શાથી મળી શકતો ?

પણ લક્ષ્મીનો એક કણ પણ મેળવવાનું સામર્થ્ય કોઈ પણ પંડિતની વાચાળતામાં નથી, કોઈ પણ કાંડાના ડંડામાં નથી, અથવા તો કોઈ પણ રાજરાજેશ્વરના સિક્કામાં નથી. વિષ્ણુની કૃપાનો વરસાદ પડે ત્યારે જ લક્ષ્મી પ્રગટ થાય. પણ ખેડૂતના પ્રયત્નનું હળ ચાલ્યા વિના વિષ્ણુની કૃપા સંભવતી જ નથી. શરીરમાંથી પરસેવાની ધારા વહેવડાવીને જ વરસાદની ધારાની વાટ જોવાય. 'यज्ञाद् भवति पर्जन्यः' એનો અર્થ આ જ. તેથી જ્યાં ખેડૂતનો યજ્ઞ, અને જ્યાં વિષ્ણુની કૃપાનો વરસાદ, ત્યાં જ લક્ષ્મીદેવીનો નિવાસ હોઈ શકે.

ઋષિઓના મનમાં ખેતી માટે ભારે પ્રેમ હતો તેને લીધે ખેતીની કર્મલોકની દેવતા જે બળદ તેને વિષે તેમના મનમાં ખૂબ માન હતું. આજે જો કોઈને 'તું માણસોમાંનો બળદ છે' એમ કહીએ તો તેને શું થશે ? પણ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને મોટા પ્રેમથી 'પુરુષર્ષભ' એ પદવી અર્પણ કરેલી છે. 'ઋષભ' ( બળદ ) અને 'ઋષિ' એ બંને શબ્દો મૂળમાં લગભગ સરખા જ અર્થના છે. બન્નેમાં 'ઋષ્' એ જ ધાતુ છે. ઋષભ હળની આગળ ચાલે, અને ઋષિ હળની પાછળ ચાલે, એટલો જ એ બેમાં તફાવત. માણસોનાં 'બળદ' અર્થવાચક નામ પાડવામાં આવતાં. દાખલા તરીકે જૈનોના ચોવીસ તીર્થંકરોમાંના પહેલા તીર્થંકર 'ઋષભદેવ' એટલે બળદ મહારાજ. કારુણ્યાવતાર શાક્યમુનિ 'ગૌતમ બુદ્ધ' એટલે જાગેલો મજબૂત બળદ. વૈદિક ઋષિ 'ગોતમ' તથા ન્યાયશાસ્ત્રકાર ગૌતમ એ પણ એ જ જાતના પ્રાણી. પૃથ્વી ઉપરની કૃષિ-

દેવતા તે બળદ, અને સ્વર્ગમાંની કૃષિદેવતા તે પર્જન્ય. તેથી બન્નેને વૃષભ જ કહેલા છે. વૃષભ એટલે વરસાદ વરસાવનારો. વરસાદ એક પક્ષે ખાતર વગેરેનો અને બીજે પક્ષે પાણીનો. મહાભારતમાં વૈદિક ધર્મને બળદની ઉપમા આપીને, કૃતયુગમાં આ ધર્મરૂપ બળદના ચારે પગ સાબૂત હોય છે, ત્રેતાયુગમાં ત્રણ, દ્વાપરમાં બે અને કલિયુગમાં ફક્ત એક જ પગ સાબૂત હોય છે, એવું તેનું વર્ણન કરેલું છે. (ત્રેતા શબ્દનો ત્રણની સાથે, અને દ્વાપર શબ્દનો બેની સાથે જેવો સંબંધ છે, તેવો જ કૃત શબ્દનો મૂળમાં ચાર સાથે સંબંધ હશે એમ લાગે છે. ફ્રેંચ 'કોત્ર' એટલે ચાર. અંગ્રેજી 'ક્વૉર્ટર' એટલે ચોથો ભાગ. એનું મૂળ કૃત હોવાનો સંભવ છે.) ઓંકારનો મહિમા ગાતાં ઉપનિષદોમાં તેને 'વેદોમાંનો બળદ' એવી સંજ્ઞા આપેલી છે. હાલનો 'પોળા'*નો તહેવાર વૈદિક ઋષિઓના મનમાં બળદ માટે જે ભારે માન હતુ તેનો માત્ર એક રડ્યોખડ્યો અવશેષ છે.

બળદ માટે જો આટલું માન, તો તેને જન્મ આપનાર ગાય વિષે તેમને શું લાગતું હશે? ગાયના શરીરમાં બધી દેવતાઓનું એકત્ર દર્શન ઋષિઓની દિવ્ય દૃષ્ટિને થતું. ગાયને ઉપમા ગાયની જ આપી શકાય. ગાયનું બધુ જ પવિત્રઃ સ્મરણ પવિત્ર, દર્શન પવિત્ર, સ્પર્શ તો પરમ પવિત્ર. ગોમયથી તો દેવાલય લીંપાય. ગોમૂત્ર પ્રાશન કરી પાપ ધોઈ નંખાય.

* શ્રાવણ વદ ૩૦ (કેટલેક ઠેકાણે ભાદ્રપદ વદ ૩૦) ને દિવસે મહારાષ્ટ્રમાં બળદની પૂજા થાય છે. તેમ જ સાંજે તેમનું સરઘસ કાઢવામાં આવે છે. એને અંગે હવે ક્યાંક બળદોની શરતો પણ ગોઠવવામાં આવે છે. (પોળ એટલે સાંઢ કે આખલો.)

ગાયની ગમાણમાં બેસીને સંધ્યોપાસના કરાય. ગાયના દૂધનું નૈવેદ્ય દેવ આગળ ધરાય. ગાયના ઘીના દીવાથી દેવની આરતી કરાય. ઋષિઓના મનમાં ગાય માટે પૂજ્યભાવ હતો તેનો વારસો મારી જેમ તને પણ મળેલો છે; એટલે વધારે લખતો નથી. પણ આ પૂજ્યભાવ કૃતિમાં કેવી રીતે ઉતારી શકાય તે યોગ્ય વિચારપૂર્વક ઠરાવવું જોઈએ. હાલ ગાયની જે દુર્દશા આપણે હાથે થાય છે તે કેવી રીતે બંધ કરી શકાય એ સવાલનો ઊંડો અભ્યાસ કરી ઉકેલ આણવો જોઈએ. ગાયની તુલના કરી શકાય તો તે માતાની સાથે જ. પણ તેમાંય શ્રેષ્ઠ કોણ એ તો એક પેલો ગોપાળ-કૃષ્ણ જ કહી શકે.

અને એ ગોપાળ-કૃષ્ણ પણ કોણ છે? ગોપાળ એટલે ગાયો રાખનારો એ તો સ્પષ્ટ જ છે. પણ કૃષ્ણ કોણ? 'કૃષિ' કરનારો તે 'કૃષ્ણ'. કૃષિ (ખેતી) કરનાર માણસ ટાઢતડકામાં મહેનત કરતો હોય છે તેથી તેના શરીરનો વર્ણ કાળો અથવા શામળો બને છે. તે ઉપરથી જ કૃષ્ણ એટલે કાળો અથવા શામળો એ અર્થ આવ્યો. મજૂરોનો પરમેશ્વર કાળો જ હોય. ગૌરવર્ણ દેખાવડા દેવ મજૂરો ક્યાંથી લાવે? મેઘરાજાની કરુણા તરફ જેઓને સદાય મીટ માંડીને બેસવુ પડે છે તેઓ 'મેઘશ્યામ' દેવની કલ્પના કરે એ જ સ્વાભાવિક છે.

આપણે મૂળ વરસાદપાણીની હકીકતથી શરૂઆત કરી. પછી કૃષિનુ મહત્ત્વ તપાસ્યું. તે પછી ઋષિઓનાં દર્શન કરી ઋષભદેવની પૂજા કરી. આખરે ગોમાતાનો જયજયકાર કરતા ગોપાળકૃષ્ણના ચરણ ધર્યા. હવે ક્યાં જઈશું? દેવની મુલાકાત લીધા પછી ક્યાંય જવાનું બાકી રહેતું નથી. પણ કદાચ બાકી રહેતુ જ હોય તો હવે કાગળ ખૂબ લંબાયો છે એ ભાન

ઉપર' આવવાનું બાકી રહ્યું. અને એક વાર એ ભાન ઉપર આવ્યા પછી આરોપી લેવું જ જોઈએ.

તારા કાગળનો પ્રતિયોગી જવાબ લખવો એટલે આ તરફનાં વરસાદપાણી અને ખેતી ઇત્યાદિના સમાચાર જણાવવા જોઈતા હતા. પણ આ કાગળમાં તો તેમ કરવું હવે શક્ય નથી.

ખેતી વિષે માહિતી રાખવી યા તો ખેડૂત વિષે માનસિક સહાનુભૂતિ રાખવી એ તો જરૂરનું છે જ. પણ ખેડૂતની જેમ શારીરિક શ્રમનું કામ પણ થોડુંઘણું કરવું જરૂરનું છે. જેને પ્રત્યક્ષ ખેતરમાં કામ કરવાની સગવડ ને સમય હોય તેણે તો તે કરવું જ. પણ મજૂરીના રાષ્ટ્રીય પ્રતિનિધિ તરીકે, અને ખેડૂતના નવરાશના વખતના એકના એક ધંધા તરીકે, દરરોજ ઓછામાં ઓછો અર્ધો કલાક રેંટિયાની ઉપાસના જેમનાથી બની શકે તે બધાએ કરવી જોઈએ. આ ઉપાસના નિરપવાદ ચલાવવા બાબત સૂચના આપી આ કાગળ પૂરો કરું છું.

## ૨૫

## ત્રણ મુદ્દા

કોઈ પણ કામ વ્યવસ્થિતપણે પાર પાડવું હોય તો તે માટે ત્રણ વસ્તુ આવશ્યક છે. પહેલી વસ્તુ એ કે તે કામ અંગેનો સંપૂર્ણ વેગ સાધવો જોઈએ. પરીક્ષામાં જે સવાલો પૂછવામા આવે છે તેમના જવાબ નક્કી કરેલા સમયની અંદર લખાઈ રહેવા જોઈએ એવો નિયમ હોય છે. તેમાં આ જ મહત્ત્વનો મુદ્દો રહેલો છે. અમુક માઈલ કૂચ કરીને જવાનું છે એટલો જ સવાલ લશ્કર આગળ નથી હોતો. પણ અમુક સમયની અંદર અમુક માઈલ જવાનું છે એવો બાંધી મુદ્દતનો પ્રશ્ન લશ્કર આગળ હોય છે. જે વાત લશ્કરને તે જ વાત ઓછાવત્તા પ્રમાણમાં રોજબરોજના વ્યવહારનાં બધાં જ કાર્યોને લાગુ પડે છે કોઈ રસોઈ કરનાર માણસ રસોઈ સરસ બનાવે છે, પણ પાંચ માણસની રસોઈ બનાવતાં તેને જો પાંચ કલાક થતા હોય તો તેનુ રસોઈ બનાવવું નકામુ છે. કામના પ્રવાહમાં માણસ સપડાયેલો છે તેથી તે પ્રવાહનો તાલ જોઈને માણસે બધાં કામો કરવાનાં હોય છે. તેથી વેગ સાધવો એ કામનો એક આવશ્યક મુદ્દો છે.

બીજો મુદ્દો તે કામમાં સફાઈ કે વ્યવસ્થિતપણા વિષેનો છે. લશ્કરનો જ દાખલો લઈએ તો અમુક માઈલ કૂચ અમુક વખતમાં કરવાની એ તો ખરું જ; પણ આ કૂચ કરવાનું કામ

વ્યવસ્થિતપણે, બરાબર લશ્કરી શિસ્ત પ્રમાણે, તાલ સાચવીને થવું જોઈએ. પાંચ પાંચની કે ચાર ચારની જેવી હારો નક્કી કરેલી હોય તેવી હારોમાં ચાલવું જોઈએ. બધાનાં પગલાં એકસાથે સરખાં પડવાં જોઈએ. કોઈ આગળ પાછળ થાય તે ન ચાલે. આમ થાય તો જ તે કૂચ કરી કામની. કામમાંની સુંદરતા ન સધાય તો કામ કર્યું ન કર્યું સરખું જ. પીંઢારા જેવા લુંટારાઓનું ટોળું અને લશ્કર એ બેમાં શું અંતર છે તે હિંદુસ્તાનના ઇતિહાસ ઉપરથી સારી પેઠે દેખાઈ આવે છે. સુંદરતા અથવા વ્યવસ્થિતપણું એ ગુણ કામમાં ભળ્યાથી, દૂધમાં સાકર નાખ્યા પ્રમાણે, કામ દીપી નીકળે છે; અને આ ગુણ જેમાં ન હોય તે કામ એટલે ખાંડ વિનાનું એકલું દૂધ, એમ નથી. સુંદરતા વિનાનું કામ તે કામ જ નથી. તેની સરખામણી તો દૂધમાં કુદરતી રીતે જે ખાંડ હોય છે તે કાઢી લીધા પછી બેસ્વાદ થયેલા દૂધની સાથે કરાય. એટલે સુંદરતા એ કામનું શોભાનું ટીલું નથી પણ કામનું પ્રત્યક્ષ કપાળ જ છે. જે કામમાં વ્યવસ્થિતપણું નથી તે કામ ફૂટેલા કપાળ જેવું છે. સુંદરતા એ કામની કેવળ શોભા નથી પણ તે કામનો ગાભો છે. 'त्याचे गळां माळ असो नसो' (તેના ગળામાં હાર હો કે ન હો) એમાંનો આ કંઈ ઐચ્છિક ગુણ નથી, પણ આવશ્યક ગુણ છે.

કામમાં જેમ વેગ જોઈએ, વ્યવસ્થિતપણું જોઈએ, તેમ તેની સાથે જ ત્રીજી વસ્તુ તે જ્ઞાન જોઈએ. જ્ઞાનવિહીન કર્મમાં મુક્તિ નથી એમ જે કહેવાય છે તે અક્ષરેઅક્ષર સાચું છે. લશ્કરે નક્કી કરેલી ઝડપથી ને પૂરેપૂરા વ્યવસ્થિતપણાથી કૂચ કરી હોય, અને ભલે તે ઠરાવેલે વખતે તેણે પૂરી પણ કરી હોય;

પણ જો તે નિયોજિત સ્થળે ન પહોંચ્યું હોય તો? સમજણ-પૂર્વક કામ ન કર્યું હોય તો આવી દશા થાય છે. અગાઉ નકશા આંકીને, રસ્તામાં વળાંક ક્યાં ક્યાં છે અને તેને કેવી રીતે અને ક્યારે પહોંચી શકાય તે નક્કી કરીને તે પ્રમાણે કૃચ કરવી જોઈએ. આ મુદ્દો એટલો સ્પષ્ટ છે કે તેનું વધુ વિવરણ કરવાની ભાગ્યે જ જરૂર હોય.

કોઈ પણ કામનાં આ ત્રણ આવશ્યક અંગો છે. કામ સમજણપૂર્વક કરવું જોઈએ, વ્યવસ્થિતપણે કરવું જોઈએ, અમુક ઝડપથી કરવુ જોઈએ. આ ત્રણે ગુણ સિદ્ધ થયા એટલે કામ આવડ્યું કહેવાય. દાખલા તરીકે, લખતાં ક્યારે આવડ્યું કહેવાય? ઝડપથી એકેક હાથે લખતાં આવડવું જોઈએ; वाटोळे सरळे मोकळे (ગોળ, સરળ અને છૂટું) એમ સુંદર રીતે લખતાં આવડવું જોઈએ. આટલું આવડે એટલે લખતાં આવડ્યું કહેવાય. શીઘ્રલેખન એ લેખનમાંનું 'કર્મ', સુંદર લેખન એ 'ભક્તિ', અને શુદ્ધ લેખન એ 'જ્ઞાન' એમ ગીતાની ભાષામાં કહી શકાય. આ ત્રણેનો 'યોગ' સાધવો એ જ કામ કરવાની હથોટી અથવા તો ખૂબી. योगः कर्मसु कौशलम् ।

અને આનું જ નામ 'સચ્ચિદાનંદ'નું સ્મરણ. કારણ કામમાંનો વેગ એટલે જ 'સત્'. કામની સાથે જે ટક્કર ઝીલે તે જ ટકી શકે. તેમ ન કરી શકે તે ન ટકે. તેથી જે કામમાં વેગ નથી તે 'અસત્'. સમજણપૂર્વક કામ કરવું તેને ચિત્ કહી શકાય. કારણ કામમાંનું જ્ઞાન ગયું એટલે ચેતના જ ગઈ જાણવી. અને વ્યવસ્થિતપણું એ કામમાં રહેલો 'આનંદ' છે એ કહેવાની તો ભાગ્યે જ જરૂર હોઈ શકે.

૨૬

## જૂનો રોગ

અસ્પૃશ્યતાનો બચાવ કરનારા લોકો એવી દલીલ કરે છે કે એ તો જૂના વખતથી ચાલતી આવી છે. ખરું જોતાં આવી દલીલ જ કેવી રીતે થઈ શકે છે એ સમજવું મુશ્કેલ છે. જૂની થાપણ સાચવવી એ કર્તવ્ય ખરું. પણ સાચવવામાં વધારવા જીર્ણોદ્ધાર કરવા જેવી અનેક વસ્તુઓનો સમાવેશ થાય છે. જૂનું ઘર રૂપાળું માન્યુ એટલે તેમાં રહેલા ઉંદર કે કોળનાં દર પણ રૂપાળાં થયાં કે શું? પેટનું છોરું પ્યારું હોય તેથી શું પેટનો રોગ પણ પ્યારો ગણાય? અને તેમાંય વળી રોગ જૂનો હોય તો તેને માટે શો ઇલાજ કરાય? જીર્ણોદ્ધારને પણ આડે આવતી આ જીર્ણ-ભક્તિને શું કહેવું? પ્રત્યક્ષ ઉપનિષદોના ઋષિઓએ 'यान्यस्माकं सुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि ।' — અમારાં જે સારાં કૃત્યો હોય તેનું અનુકરણ તમે કરજો, બીજાં કૃત્યોનું અનુકરણ મા કરતા. આમ સ્પષ્ટ આજ્ઞા કરેલી હોવા છતાં, તે આજ્ઞાનો છડેચોક ભંગ કરીને આપણે આપણી વિવેકબુદ્ધિ કોરે મૂકીએ, અને ઊલટુ તેમ કરવામાં જ આપણે તેમની આજ્ઞાનું પાલન કરીએ છીએ એમ માનીએ, એમાં આત્મવંચના સિવાય બીજું શું છે?

તેમાંય વળી 'ભુતે ભાગવતનો આધાર' ટાંકવા જેવો બનાવ જ્યારે બને છે ત્યારે તો આ આત્મવંચનાની હદ

આવે છે. કહે છે કે અસ્પૃશ્યતાને આદિશંકરાચાર્યનો આધાર છે! એટલે કે અદ્વૈતના સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવું એ જેમનું જીવનકાર્ય હતું, તેમનો આધાર આ 'અમંગલ ગલીચ ભેદાભેદ-ભ્રમને'! સંતોનો આધાર લેવો હોય તો તેમના ઉત્તરચરિત્રમાંથી લેવાનો હોય છે; પૂર્વચરિત્રમાંથી લેવાનો હોતો નથી. શંકરાચાર્યના ચરિત્રમાં જે ચાંડાળની વાત આવે છે તે તેમના પૂર્વચરિત્રમાંની છે. એને આધારે જો અસ્પૃશ્યતા માન્ય કરાવાય તો વાલ્મીકિના પૂર્વચરિત્રને આધારે બ્રહ્મહત્યા પણ માન્ય કરે' અને શું માન્ય નહિ કરાવી શકાય? કારણ, સાધુ થયો તોય સાધુત્વની યોગ્યતા પ્રાપ્ત થતા પહેલાં તે સાધુ નથી જ હોતો. તે વખતના તેના ચરિત્રમાં ગમે તે મળી શકે. તેથી જ 'ઋષિનું કુળ જોવું નહિ' એવી કહેવત પડી છે. જોવું જ હોય તો તેનું ઉત્તરચરિત્ર જોવું, અને તે પણ વિવેક કાયમ રાખીને. પણ પૂર્વચરિત્ર જોવામાં શો લાભ?

શંકરાચાર્યના ચરિત્રમાં જે ચાંડાળની વાત આવે છે તે નીચે મુજબ છે: <u>આચાર્ય એક વખત કાશી જતા હતા ત્યારે</u> રસ્તામાં સામેથી એક ચાંડાળને આવતો તેમણે જોયો. તેમણે તેને દૂર ખસવા કહ્યું. ત્યારે તે ચાંડાળે તેમને પૂછ્યું, 'મહારાજ, આપના અન્નમય શરીરથી મારા અન્નમય શરીરને આપ દૂર કરવા ઇચ્છો છો કે આપમાં રહેલા ચૈતન્યથી મારામાં વસતા ચૈતન્યને દૂર કરવા ઇચ્છો છો?' "કોઈ પણ માણસનો દેહ લો, તે દેખીતી રીતે જ 'ગંદકીનો ગાડવો' હોય છે. અને આત્મા તો સર્વત્ર એક જ છે, અને તે અત્યંત શુદ્ધ છે. આવી સ્થિતિમાં અસ્પૃશ્ય કોણ અને કોને માટે?" આવો તેના પ્રશ્નનો ભાવાર્થ હતો. પણ આટલું કહીને તે થોભ્યો નહિ. તેણે

આચાર્યની ઝાટકણી આગળ ચલાવી : 'ગંગાજળમાંનો ચંદ્ર (ચંદ્રનું પ્રતિબિંબ) અને અમારા તળાવમાંનો ચાંદો એ બેમાં કંઈ ફેર છે શું? સુવર્ણકલશમાંનું આકાશ અને માટીના માટલામાંનું આકાશ એ બેમાં કંઈ અંતર છે શું? બધે એક જ આત્મા છે ને? તો પછી આ બ્રાહ્મણ અને આ ચાંડાળ એવો ભેદભ્રમ તમે ક્યાંથી લાવ્યા? विप्रोऽयं श्वपचोऽयमित्यपि महान् कोऽयं विभेदभ्रमः।' આટલી ઝાટકણી થયા પછી આચાર્યના કાન તો શું પણ આંખ પણ સાફ ઊઘડી. અને નમ્રભાવે તેને નમસ્કાર કરી તેઓ બોલ્યા, 'આપના જેવો માણસ, પછી તે ભલે ચાંડાળ હો કે બ્રાહ્મણ હો, મને ગુરુને સ્થાને છે. — चांडालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम।'

આ વાત ઉપરથી શું અનુમાન કાઢવું તે વાચક જ નક્કી કરે.

જે પંથે આપણા વડવા ગયા, પિતરો ગયા, તે પંથે આપણે પણ ચાલવું એમ મનુએ પણ કહેલું છે. પણ તે જો સન્માર્ગ હોય તો, એવો તેણે જ ખુલાસો કર્યો છે. એટલો મનુસ્મૃતિનો શ્લોક ટાંકી આ લેખ આટલેથી પૂરો કરું છું.

येनास्य पितरो याता येन याताः पितामहाः।
तेन यायात् 'सतां मार्गं' तेन गच्छन् न रिष्यति॥

## ૨૭

## શ્રવણ અને કીર્તન

પ્રહ્લાદે કહેલા ભક્તિના નવ પ્રકારોમાં ગણાવેલા શ્રવણ અને કીર્તન એ બે પ્રકાર તદ્દન શરૂઆતમાં કહ્યા છે. ભક્તિમાર્ગમાં શ્રવણકીર્તનને ઘણું મહત્ત્વ આપવામાં આવેલું છે. એક વાર સાંભળેલી વસ્તુ ફરી ફરી સાંભળવી, એક વાર કહેલી વસ્તુ ફરી ફરી કહેવી, એવી ભક્તોની રીત છે. ત્રણે લોકમાં ફરવું અને એકસરખા કહેતા રહેવું એ નારદ જેવાનો હંમેશનો ધંધો. ઉપલા વર્ગના લોકોમાં, વચલા વર્ગના લોકોમાં તેમ જ નીચલા વર્ગના લોકોમાં,–ત્રણેય લોકમાં નારદનાં ચક્કર અને સતત કીર્તન ચાલુ જ હોવાનાં. કીર્તનનો વિષય એક જ; તે ને તે જ ભક્તવત્સલ પ્રભુ; તે ને તે જ પતિતપાવન નામ. બીજી વાત ન મળે. તે જ ગાવાનું, તે જ કહેવાનું, તે જ રડવાનું તથા આરડવાનું પણ તે જ. ન મળે આળસ, ન મળે કંટાળો, ન મળે થાક કે ન મળે વિસામો; ગાતાં ગાતાં ફરવું અને ફરતાં ફરતાં ગાવું.

જેમ નારદ જેવાનું કામ સતત ગાવાનું ચાલતું, તેમ ધર્મરાજ જેવાનું કામ સતત સાંભળવાનું ચાલતું. મહાભારતનાં વનપર્વ તથા શાંતિપર્વ એ બે વિશાળ પર્વો ધર્મરાજની શ્રવણ-ભક્તિનાં ફળ છે. વનવાસના કાળ દરમ્યાન જે કોઈ ઋષિ મળવા આવે તેની દાઢી ધર્મરાજે પકડી જ સમજો. ભક્તિભાવથી

પ્રણિપાત કરવો, થાય તે સેવા કરવી, અને ઋષિ કુશળપ્રશ્ન પૂછે કે પોતાની કરુણ કહાણી કહેવાને નિમિત્તે સહેજે પ્રશ્ન પૂછવો, 'મહારાજ, દ્રૌપદીને હાલ જેવાં કષ્ટ વેઠવાં પડે છે તેવાં અગાઉ કોઈને વેઠવાં પડ્યાં હશે ખરાં?' એટલે પેલા કહે: 'એમાં વળી શું પૂછો છો? ભલભલાઓએ પૂર્વે જેવાં કષ્ટો સહન કર્યાં તેની આગળ દ્રૌપદીનાં કષ્ટ એટલે સાવ નજીવાં ગણાય. સીતાને, રામને કંઈ ઓછાં કષ્ટ સહન કરવાં પડેલાં?' એટલે ધર્મરાજ પૂછે, 'તે કેવી રીતે?' આટલી ચાવી મળી કે પછી ચાલ્યું ઋષિનું વ્યાખ્યાન. આખી રામકથા અથથી ઇતિ સુધી ઋષિ કહે અને આ ભાઈ પ્રેમયુક્ત અંતઃકરણથી તે સાંભળ્યા કરે. બીજે કોઈ પ્રસંગે એવો જ કોઈ બીજો ઋષિ આવે અને તે નળદમયંતીનું નામ દે કે 'તેમની હકીકત શી છે?' એમ ધર્મરાજે પ્રશ્ન પૂછ્યો જ છે. હવે રામસીતા કોણ, અને નળદમયંતીની વાત શી છે એટલી ખબર પણ ન હોવા જેટલું ઇતિહાસનું અજ્ઞાન ધર્મરાજને હતું, એવી કલ્પના પણ કરી શકાય ખરી? પણ જાણતા હોઈએ તે વાત પણ સંતમુખેથી સાંભળવામાં ઓર મજા પડે છે. ઉપરાંત એ ને એ જ વાત ફરી ફરી સાંભળવાથી વિચાર દૃઢ થાય છે. તેથી કરીને ધર્મરાજ શ્રવણના આટલા રસિયા બન્યા હતા.

પણ જૂના જમાનાની વાતો છોડી દઈએ તોય તદ્દન નજીકના કાળમાં પણ આવા દાખલાઓ બનેલા છે. નારદની જેમ જ તુકારામ મહારાજે પણ છેવટની ઘડી સુધી કીર્તનભક્તિ ગજાવી. રોજ રાતે દેવમંદિરમાં જઈ કીર્તન કરવાનો તેમનો કાર્યક્રમ આમરણ અબાધિતપણે ચાલુ હતો. લોકો આવે કે ન આવે, દેવની આગળ કીર્તન થવાનું જ. ન સાંભળતા દેવને

પણ કીર્તન સંભળાવવાનું જેનું વ્રત તે સાંભળતા દેવને ‘જેનો જેવો અધિકાર તેને તેવો ઉપદેશ’ કરવાનો સપાટો ચલાવે એમાં શી નવાઈ! સમાજના સાવ નીચલા થરથી માંડીને ઠેઠ ઉપલા થર સુધીના બધા લોકોને તુકારામ મહારાજે પ્રભુનું નામ સંભળાવ્યું. ઘરમાં, પડોશમાં, બજારમાં, દુકાનમાં, કે મંદિરમાં બધે એક જ સૂર. સ્ત્રીને, કન્યાને, બાઈને, જમાઈને, ગામના પટેલને, કે મુલકના કારભારીને, શિવાજી મહારાજને, રામેશ્વર ભટ્ટને, મંબાજી બાવાને – સૌ કોઈને તુકારામ મહારાજે હરિનામનો એક જ ઉપદેશ કર્યા કર્યો. અને આજે પણ તેમની અભંગ વાણી એ જ કાર્ય અખંડપણે કરી રહી છે.

આધુનિક ઇતિહાસમાં આપણને જેમ તુકારામ જેવાં ‘સતત બોલતાં’ ભક્તિનાં ઝરણાં મળી આવે છે તેમ જ તે ઝરણાંમાંથી કાંસ કાઢીને રાષ્ટ્રના ધર્મક્ષેત્રની બાગાયત ખેતી કરનારા શિવાજી મહારાજ જેવા શ્રવણદક્ષ ખેડૂતો પણ મળી આવે છે. પચીસ પચીસ માઈલને છેટેથી કીર્તન સાંભળવા માટે ઝપાટાબેર દોડી આવવું એવો શિવાજીનો શિરસ્તો હતો. અને સાંભળવું એટલે આળસ બાળસ બધું ખંખેરી નાખી એકાગ્રચિત્ત થઈને સાંભળવું; જેવું સાંભળીએ તેવું વર્તન રાખવાનો સતત પ્રયત્ન કરવો તેનું નામ તે શ્રવણ. શિવાજી મહારાજે સતત શ્રવણ કર્યું. કોઈ સાધુપુરુષ મળતાં તેઓ તેની પાસેથી સાંભળવાની તક કદી ગુમાવતા નહિ. તેથી કરીને, બધાં કામને પહોંચી વળે છતાં વધે એટલી સ્ફૂર્તિનો સંગ્રહ તેમના હૃદયમાં થઈ ગયો.

ભક્તિમાર્ગમાં જેને શ્રવણ-ભક્તિ અને કીર્તન-ભક્તિ કહે છે તેને જ ઉપનિષદોમાં સ્વાધ્યાય અને પ્રવચન નામ

આપેલાં છે. નામ જુદાં હોય તોય અર્થ એક જ છે. સ્વાધ્યાય એટલે શીખવું અને પ્રવચન એટલે શીખવવું. શ્રવણ-કીર્તન ઉપર સંતો જેટલો ભાર મૂકે છે તેટલો જ ભાર આ શીખવા-શીખવવા ઉપર ઉપનિષદોનો છે. 'सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः ।' — સાચું બોલ, ધર્મનું આચરણ કર, અને સ્વાધ્યાય કરવાનું ચૂકીશ નહિ — આ ત્રણ સૂત્રોમાં ઋષિઓની બધી શિખામણ આવી જાય છે. સ્વાધ્યાયનું અને પ્રવચનનું એટલે કે શીખવા-શીખવવાનું મહત્ત્વ ઋષિઓને મન એટલું બધું છે કે, માણસે નિત્ય આચરવાનાં ધર્મનાં તત્ત્વો કયાં છે ને કહેતી વખતે તેમણે દરેક તત્ત્વની સાથે સ્વાધ્યાય-પ્રવચનનો ફરી ફરી ઉલ્લેખ કર્યો છે. 'સત્ય અને સ્વાધ્યાય-પ્રવચન', 'તપ અને સ્વાધ્યાય-પ્રવચન' 'માનસિક શાંતિ અને સ્વાધ્યાય-પ્રવચન', 'ઇંદ્રિયદમન અને સ્વાધ્યાય-પ્રવચન' એમ દરેક કર્તવ્યનો અલગ અલગ ઉચ્ચાર કરીને દર વખતે સ્વાધ્યાય-પ્રવચનનો હેતુ અને વિષય તો સૂચવ્યા જ છે, પણ તેની સાથે તેનું મહત્ત્વ પણ સ્પષ્ટ કરી બતાવ્યુ છે.

આપણી સ્વરાજની હિલચાલ અત્યંત વ્યાપક અને ઊંડી છે. એક તરફથી ત્રીસ કરોડ લોકો સાથે — માનવસમાજના પાંચમા ભાગ સાથે — તે સંબંધ ધરાવે છે માટે વિશાળ, અને બીજી તરફથી આત્માને સ્પર્શે છે માટે ઊંડી. ત્રીસ કરોડ લોકો સાથે તે સંબંધ ધરાવે છે એમ કહેવું એ પણ તેને સંકુચિત બનાવવા જેવું છે. વ્યાપક દૃષ્ટિથી જોઈશું તો એમ જણાશે કે આખા માનવસમાજનું ભાવિ આ હિલચાલ સાથે સંકળાયેલું છે. પગમાંનો નાનકડો કાંટો કાઢવામાં પણ એકલા પગનો સવાલ નથી હોતો, આખા શરીરનો તેમાં હિતસંબંધ હોય છે.

તો પછી બગડી ગયેલું કલેજું સુધારવાનો સવાલ એ આખા શરીરનો સવાલ નથી, એમ કેમ કહી શકાય? જરૂર એ આખા શરીરનો સવાલ છે. અને એ જેવો તેવો સવાલ નથી, જીવન મરણનો સવાલ છે,—'યક્ષ-પ્રશ્ન' છે. જવાબ આપ, નહિ તો જીવ આપ, એવો આ સવાલ છે. હિંદભૂમિ કાળની દૃષ્ટિએ અત્યંત પ્રાચીન, સંખ્યામાં દુનિયાના પાંચમા ભાગ જેવડી, વિસ્તારમાં યુરોપ-ઓછા-રશિયા જેવડી, સંસ્કૃતિની દૃષ્ટિએ ઉદાર, ઉચ્ચ, અદ્‌ભુત, કુદરતી સંપત્તિની દૃષ્ટિએ દુનિયાની અદેખાઈની પાત્ર બનેલી, હિન્દુ અને બૌદ્ધ એ બે વિશ્વવ્યાપક ધર્મોને જન્મ દેનારી અને ઇસ્લામનું વિસ્તારક્ષેત્ર બનેલી, વાઙ્‌મયવૈભવની બાબતમાં કેવળ અદ્વિતીય, — એવી આ હિન્દભૂમિ બ્રિટિશ સામ્રાજ્યના મુગટ ઉપરનો કેવળ હીરો જ નથી પણ સામ્રાજ્યે ગળેલી આ હીરાકણી છે — એના જીવવા મરવા ઉપર દુનિયાનું નસીબ અવલંબે છે. તેથી આજની આપણી ચળવળનો સંબંધ કેવળ ત્રીસ કરોડ હિન્દી પ્રજા સાથે નથી પણ આખી દુનિયા સાથે છે. અને બીજી તરફથી આ હિલચાલ આત્માને સ્પર્શ કરનારી છે એમ કહેવાથી તેના સાચા ઊંડાણની કલ્પના આવતી નથી. સ્વરાજ્યની આ હિલચાલ આત્મશુદ્ધિ કરનારી છે. અને આત્મશુદ્ધિનો વેગ સાક્ષાત પરમેશ્વરનો સાક્ષાત્કાર કર્યા વિના કદી પણ અટકતો નથી. તેથી પરમાત્મા ગુણ્યા દુનિયાનું ક્ષેત્ર એટલું આ હિલચાલનું ઘનફળ છે.

ચળવળ આટલી વિશાળ અને ઊંડી હોવાને કારણે તેની સિદ્ધિ માટે બે વસ્તુની કાળજી રાખવાની જરૂર છે. એક તો એ કે, તેને કોઈ ખીલા સાથે જકડી નાખવી જોઈએ, નહિ તો તે હાથમાંથી છટકી જવાની; અને બીજી વસ્તુ એ

કે તેમાં રહેલાં તત્ત્વોનું શ્રવણ-કીર્તન સતત ચાલુ રાખવું જોઈએ.

આમાંથી ચળવળનો આધારસ્તંભ હવે નિશ્ચિત થયેલો છે. રેંટિયો એ આ આપણી બધી ચળવળોનો થાંભલો છે. એની આસપાસ ચળવળનું ચક્ર ફરતું રાખવું જોઈએ. પોતાની સગવડ મુજબ અને જરૂર પ્રમાણે કાચબો પોતાના અવયવ ક્યારેક પોતાના મજબૂત કવચની અંદર ખેંચી લે છે, ક્યારેક બહાર ફેલાવે છે. તે પ્રમાણે રેંટિયાનો મજબૂત થાંભલો કાયમ કરીને તેના આશ્રયથી ચળવળના ઇતર અવયવો ક્યારેક બહાર ફેલાવવા, તો ક્યારેક અંદર ખેંચી લેવા જોઈએ. આજે આપણે ચળવળનાં અંગો અંદર ખેંચી લીધેલાં છે. સંધિ મળશે ત્યારે બહાર ફેલાવીશું. પણ રેંટિયાનો આધારસ્તંભ કદાપિ નહિ છોડીએ. બ્રહ્મ એ 'સર્વગત સદા સમ' છે એટલે જ તે ક્યારે હાથતાળી આપી છટકી જશે તેનું કશુ કેકાણું નથી. તેથી જ એ બ્રહ્મને કોઈ એકાદ મૂર્તિમાં પૂરી રાખ્યા વિના ભક્તનું કામ ચાલતું નથી. તેવી જ રીતે વિશ્વવ્યાપી ચળવળ કરવા જતાં કશું જ હાથ આવતુ નથી. તેથી તે ચળવળની રેંટિયામાં પ્રાણપ્રતિષ્ઠા કરેલી છે. બીજું કંઈ થાઓ કે ન થાઓ — આ મૂર્તિની પૂજા માત્ર કદી પણ ચૂક્યે નહિ ચાલે.

અને એટલા જ મહત્ત્વની બીજી વસ્તુ તે ચળવળમાં રહેલાં તત્ત્વો બધાના કાન ઉપર એકસરખાં સતત પડતાં રહે એવી વ્યવસ્થા કરવી એ છે. ખરું જોતાં, આ બે કંઈ સાવ જુદી જુદી વસ્તુઓ નથી. એક જ સિક્કાનાં એ બે પાસાં છે. કીર્તન કરવું હોય તો સામે મૂર્તિ જોઈએ જ. દેવની મૂર્તિ વિના કીર્તન થઈ શકે નહિ. ગંગાનું પાણી સમુદ્ર તરફ

જાય છે ત્યારે કિનારા ઉપરનાં વૃક્ષોને પોષતી જાય છે; પણ જાય છે તો સમુદ્ર તરફ જ. તેવી જ રીતે કીર્તનની ધારા વહે છે દેવની સામે. શ્રોતાઓને કિનારા પરનાં ઝાડોની સાથે સરખાવી શકાય. સ્વરાજ્યની ચળવળની રેંટિયાની મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા કરીને એ મૂર્તિ સામે અખંડ કીર્તનનો ઘોષ ચાલુ રાખવાનો છે. આ ભજનકાર્ય દરેક શહેરમાં, દરેક ગામડામાં, દરેક ઘરમાં ચાલુ થવું જોઈએ. કીર્તનના નાદથી દુનિયા આખી જાગી ઊઠવી જોઈએ. આટલું આપણે જો કરી શકીએ તો એક ક્ષણમાં આખા રાષ્ટ્રની સિકલ પલટાઈ જશે એ નિશ્ચિત જાણવું.

## ૨૮

# રોજની પ્રાર્થના

ॐ असतो मा सद् गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्मा अमृतं गमय ।

હે પ્રભો. મને અસત્યમાંથી સત્યમાં લઈ જા. અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા. મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા.

આ મંત્રમાં આપણે ક્યાં છીએ એટલે આપણું જીવ-સ્વરૂપ શું છે, અને આપણે ક્યાં જવાનું છે એટલે આપણું શિવસ્વરૂપ શું છે, એ બતાવ્યું છે. આપણે અસત્યમાં છીએ, અંધારામાં છીએ, મૃત્યુમાં છીએ. આ થયું આપણું જીવ-સ્વરૂપ. આપણે સત્ય તરફ જવાનું છે, પ્રકાશ તરફ જવાનું છે, અમૃતત્વ પ્રાપ્ત કરવાનુ છે. એ છે આપણું શિવસ્વરૂપ.

બે બિન્દુઓ નક્કી થતાં સુરેખા નિશ્ચિત થાય છે. જીવ અને શિવ એ બે બિન્દુઓ કાયમ કર્યાં કે પરમાર્થ-માર્ગ તૈયાર થયો. મુક્તને માટે પરમાર્થ-માર્ગ નથી, કારણ તેના જીવસ્વરૂપનો લોપ થયેલો હોય છે. શિવસ્વરૂપનું એક જ બિન્દુ બાકી રહ્યું એટલે માર્ગ જેવું કશું રહેતું જ નથી. જડને માટે પરમાર્થ-માર્ગ હોતો જ નથી. કારણ તેને શિવ-સ્વરૂપનું ભાન જ નથી હોતું. તેની નજર આગળ જીવસ્વરૂપનું

એક જ બિન્દુ હોય છે. તેથી કરીને માર્ગ ગરૂ જ થતો નથી. માર્ગ વચલા લોકો માટે છે. વચલા લોકો એટલે મુમુક્ષુઓ. તેમને માટે માર્ગ છે અને તેમને માટે જ આ મંત્રોમાં કરેલી પ્રાર્થના છે.

'મને અસત્યમાંથી સત્યમાં લઈ જા' એમ ઈશ્વર પાસે પ્રાર્થના કરવી એ 'હું અસત્યમાંથી સત્ય તરફ જવાનો સતત પ્રયત્ન કરીશ' એવી પ્રતિજ્ઞા કર્યા જેવું છે. પ્રયત્નવાદની પ્રતિજ્ઞા વિના પ્રાર્થનામાં કશો જ અર્થ રહેતો નથી. જો હું પ્રયત્ન ન કરતાં નિરાંતે બેસી રહું, અથવા ઊલટી દિશામાં જતા જાઉં, અને 'મને અસત્યમાંથી સત્યમાં લઈ જા' એવી મોઢેથી માત્ર પ્રાર્થના કરું તો તે પ્રાર્થના શા ખપની? નાગપુર-કલકત્તા તરફ જતી ગાડીમાં બેસીને 'હે પ્રભો, મને મુંબઈ લઈ જા' એમ ગમે તેટલી પ્રાર્થના કરું તોપણ તેનો શો ઉપયોગ? અસત્યમાંથી સત્યમાં લઈ જા એવી પ્રાર્થના કરવી હોય તો અસત્યમાંથી સત્ય તરફ જવાનો પ્રયત્ન કરવો જરૂરનો છે. પ્રયત્નહીન પ્રાર્થના એ પ્રાર્થના થઈ જ શકતી નથી. તેથી આવી જાતની પ્રાર્થના કરવામાં, હું મારું મોઢું અસત્ય તરફથી ફેરવી લઈ સત્ય તરફ વાળીશ, અને મારી શક્તિ પ્રમાણે સત્ય તરફ જવાનો તનતોડ પ્રયત્ન કરીશ, એ પ્રતિજ્ઞા ગૃહીત જ છે.

પ્રયત્ન જ કરવાનો છે તો પછી પ્રાર્થના શા માટે? પ્રયત્ન કરવાનો છે એટલે જ પ્રાર્થના આવશ્યક છે. હું પ્રયત્ન કરીશ પણ ફળ કંઈ મારા હાથની વસ્તુ થોડી જ છે? ફળ ઈશ્વરની મરજી ઉપર આધાર રાખે છે. હું પ્રયત્ન કરીકરીને કેટલો કરવાનો હતો? મારી શક્તિ કેટલી અલ્પ! ઈશ્વરની

સહાય વિના હું એકલો શું કરી શકવાનો હતો? હું સત્યની દિશામાં પગલાં મૂકતો હોઉં તોપણ ઈશ્વરની કૃપા વિના છેવટને મુકામે નહિ પહોંચી શકું. હું માર્ગ કાપવાનો પ્રયત્ન તો કરી જ રહ્યો છું. પણ આખરે હું માર્ગ કાપી શકીશ કે વચમાં જ મારા પગ કપાઈ જશે તેનું શું કેકાણું? તેથી મારા એકલાના બળથી હું મજલ પૂરી કરીશ એ બડાઈ વૃથા છે. કાર્ય કરવાનો અધિકાર મારો ખરો. પણ ફળનું તંત્ર પરમેશ્વરના હાથમાં. તેથી મારા પ્રયત્નની જોડમાં ઈશ્વરની પ્રાર્થના અત્યાવશ્યક બને છે. પ્રાર્થનાને લીધે આપણને બળ પ્રાપ્ત થાય છે. પ્રાર્થના એટલે પોતાની પાસેનું સંપૂર્ણ બળ વાપરીને વધારે બળ આપ એવી પ્રભુ પાસે માગણી એમ જ કહો ને!

એટલે પ્રાર્થનામાં પ્રયત્નવાદ તથા દૈવવાદ એ બેનો સમન્વય છે. દૈવવાદમાં પુરુષાર્થને અવકાશ નથી, તેથી તે પીવલો. પ્રયત્નવાદમાં નિરહંકાર વૃત્તિ હોતી નથી, તેથી તે ગર્વિષ્ઠ માતેલો. એટલે સરવાળે બન્નેમાંથી કોઈ પણ એક આખો ને આખો સ્વીકારી શકાય નહિ. તેમ જ બન્નેને નાખી પણ દઈ શકાય નહિ. કારણ દૈવવાદમાં નમ્રતા છે, તે આપણે જોઈએ છે. પ્રયત્નવાદમાં પરાક્રમ છે, તે પણ જોઈએ. પ્રાર્થના આ બેનો મેળ સાધે છે. 'मुक्तसंगोऽनहंवादी धृत्युत्साह-समन्वितः' ગીતામાં સાત્ત્વિક કર્તાનું આ જે લક્ષણ કહેલું છે તેમાં પ્રાર્થનાનું રહસ્ય સમાયેલું છે. પ્રાર્થના એટલે અહંકાર-રહિત પ્રયત્ન. સારાંશ, 'મને અસત્યમાંથી સત્યમાં લઈ જા' એ પ્રાર્થનાનો સંપૂર્ણ અર્થ 'હું અહંકાર છોડી દઈ નમ્રતાપૂર્વક અને ઉત્સાહપૂર્વક અસત્યમાંથી સત્ય તરફ જવાનો

સતત પ્રયત્ન કરીશ' એવો થયો. આ અર્થ ધ્યાનમાં રાખી આપણે દરરોજ પ્રભુ પાસે પ્રાર્થના કરવી જોઈએ કે

હે પ્રભો, તું મને અસત્યમાંથી સત્યમાં લઈ જા,
અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા.
મૃત્યુમાંથી અમૃતમાં લઈ જા.*

---

* કવિશ્રી નાનાલાલે આનો નીચે મુજબ સુંદર અનુવાદ કરેલો છે:

"અસત્યો માંહીંથી પ્રભુ ! પરમ સત્યે તું લઈ જા.
ઊંડા અંધારેથી પ્રભુ ! પરમ તેજે તું લઈ જા.
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ ! લઈ જા.
(તું હીણો હું છું તો તુજ દરશનાં દાન દઈ જા.)"

—અનુવાદક

## ૨૯

# તુલસીરામાયણ

તુલસીદાસજીના રામાયણનું હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક અનોખું સ્થાન છે. હિન્દી આપણી રાષ્ટ્રભાષા, તેનો એ સર્વોત્તમ ગ્રંથ. તેથી રાષ્ટ્રીય દૃષ્ટિથી તો તેનું સ્થાન અદ્વિતીય છે જ. પણ તે ઉપરાંત હિન્દુસ્તાનના સાત આઠ કરોડ લોકોમાં વેદ જેટલો પ્રમાણ મનાતો, નિત્યપરિચિત, ધર્મજાગૃતિનો એકનો એક આધાર — એ રીતે ધર્મદૃષ્ટિથી પણ તેનું સ્થાન અદ્વિતીય છે, એમ કહેવું જોઈએ. અને રામભક્તિનો પ્રચાર કરવાની બાબતમાં 'शिष्यादिच्छेत्पराजयम्' એ ન્યાયે વાલ્મીકિ-રામાયણને પણ પરાજયનો આનંદ ચખાડનારો એ ગ્રંથ ભક્તિ-માર્ગની દૃષ્ટિથી પણ અદ્વિતીય જ છે. ત્રણે દૃષ્ટિઓ એકત્ર કરીને સમગ્રપણે વિચાર કરીએ તો એ એક અનન્વયાલંકારનો જ દાખલો બને છે. રામરાવણનું યુદ્ધ જેમ રામરાવણના યુદ્ધ જેવું, તેમ તુલસીરામાયણ તે તુલસીરામાયણ જેવું જ.

મૂળે જ રામાયણ એટલે મર્યાદાપુરુષોત્તમ શ્રી રામચંદ્રજીનું ચરિત્ર; અને તુલસીદાસજીએ વળી તે વિશેષ મર્યાદાથી લખેલું છે. તેથી કરીને એ ગ્રંથ નાના છોકરાઓના હાથમાં આપી શકાય એટલો નિર્દોષ અને પવિત્ર બનેલો છે. બધા રસોનાં વર્ણનો નૈતિક મર્યાદા જાળવીને કરેલાં છે. ખુદ ભક્તિને પણ નીતિની શિસ્તમાં રાખેલી છે. તેથી સુરદાસના જેવી ભક્તિની

મસ્તી અહીં જોવા મળતી નથી. તુલસીદાસજીની ભક્તિ એટલે શાંત ભક્તિ. શાંત ભક્તિ અને મસ્ત ભક્તિ એ બેમાં એટલો જ તફાવત છે કે જેટલો મૂળ રામભક્તિ અને કૃષ્ણ-ભક્તિમાં હતો. પણ તેમાંય તુલસીદાસજીની એવી કંઈક વિશેષતા તો છે જ.

તુલસીરામાયણનો વાલ્મીકિરામાયણ કરતાં અધ્યાત્મ રામાયણ સાથે વધારે સંબંધ છે. અનેક વર્ણનો ઉપર અને અને ખાસ કરીને ભક્તિના ઉદ્ગારો ઉપર ભાગવતની છાપ પડેલી દેખાય છે. ગીતાની અસર તો છે જ. મહારાષ્ટ્રીય ભાગવત-ધર્મીય સંતોના ગ્રંથો સાથે જેમને પરિચય છે તેમને તુલસીરામાયણનું વાતાવરણ ક્યાંય અપરિચિત જેવું લાગતું નથી. એ ને એ જ નીતિ, એ જ નિર્મળ ભક્તિ, એ જ સંયમ. સુદામાજીને જેમ પોતાની નગરીમાં આવ્યા પછી ફરી આપણે દ્વારકા તો નથી આવી પહોંચ્યા એવી શંકા થઈ, તેમ તુલસીદાસજીનું રામાયણ વાંચતી વખતે મહારાષ્ટ્રીય સંત-મંડળીનાં વચનો સાથે જેને પરિચય છે એવા વાચકને આપણે આપણને પૂર્વપરિચિત એવાં તે ને તે જ વચનો તો નથી વાંચતા, એવી શંકા ઊઠવાનો પૂરતો સંભવ રહે છે. તેમાંય પણ સાધુ એકનાથની વિશેષ યાદ આવે છે. એકનાથનું ભાગવત અને તુલસીરામાયણ એ બેમાં વિચારસામ્ય વિશેષ છે. એકનાથે રામાયણ પણ લખેલું છે. પણ તેમનો આત્મા ભાગવતમાં ઊતરેલો છે. ગનડેને પાગલ બનાવ્યા એકનાથના ભાગવતે. એકનાથ કૃષ્ણભક્ત, તો તુલસીદાસ રામભક્ત. એકનાથે કૃષ્ણભક્તિની મસ્તી જીરવી નાખી એ તેમની વિશેષતા. જ્ઞાનદેવ, નામદેવ, તુકોબા, એકનાથ બધા જ કૃષ્ણભક્તો.

અને એમ હોવા છતાં અત્યંત મર્યાદી. એટલા ખાતર આ બાબતમાં તુલસીદાસજી કરતાં એમને બે ગુણ વધારે આપવામાં કશું અજુગતું નથી.

તુલસીદાસજીની મુખ્ય કરામત તેમના અયોધ્યાકાણ્ડમાં છે. તેના ઉપર તેમણે ખાસ મહેનત લીધી છે. અયોધ્યાકાંડમાં ભરતની ભૂમિકા અદ્‌ભુત રીતે ચીતરેલી છે. ભરત તુલસીદાસજીની ધ્યાનમૂર્તિ હતો. આ ધ્યાનમૂર્તિ પસંદ કરવામાં ઔચિત્ય રહેલું છે. લક્ષ્મણ અને ભરત બન્નેય રામના પરમ ભક્ત. પણ એકને સંગતિનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું અને બીજાને વિયોગનું. વિયોગનું પણ 'ભાગ્ય' બન્યુ. કારણ વિયોગમાં પણ ભરતે સંગતિનો અનુભવ પ્રાપ્ત કર્યો. આપણા નસીબમાં પરમેશ્વરના વિયોગમાં રહીને કામ કરવાનું લખેલું છે. લક્ષ્મણના જેવું સંગતિનું ભાગ્ય આપણું નથી. તેથી વિયોગનું ભાગ્ય કેમ બનાવી શકાય છે તે સમજવા માટે ભરતનો આદર્શ આપણને ઉપયોગી છે.

શારીરિક સંગતિ કરતાં માનસિક સંગતિનું મહત્ત્વ વધારે છે. શરીરથી પાસે રહીને પણ માણસ મનથી દૂર રહી શકે છે. રાતદિવસ નદીનું પાણી ઓઢીને સૂતો પથ્થર ભીનાશથી નદ્દન અલિપ્ત રહી શકે છે. ઊલટું, શારીરિક વિયોગમાં પણ માનસિક સંયોગ હોઈ શકે છે. તેમાં સંયમની કસોટી થાય છે. ભક્તિની તીવ્રતા વિયોગથી વધે છે. સાક્ષાત્ સ્વરાજના આનંદ કરતાં સ્વરાજ્યપ્રાપ્તિ માટેના પ્રયત્નમાં રહેલો આનંદ કંઈ ઓર જ છે. માત્ર તે અનુભવવા જેટલી રસિકતા જોઈએ. ભક્તોમાં આ રસિકતા હોય છે. તેથી ભક્તો મુક્તિ માગતા નથી, ભક્તિમાં જ આનંદ માણે છે. ભક્તિ એટલે બહારનો

વિયોગ વહોરી લઈને અંદરથી એક થઈ જવું તે. એ કેવળ જેવું તેવું બાગ્ય નથી, પણ પરમ ભાગ્ય છે. મુક્તિથી પણ ચડે તેવું એ ભાગ્ય છે. ભરતનું એ ભાગ્ય હતું. લક્ષ્મણનું ભાગ્ય પણ મોટું જ કહેવાય. પણ એક તો આપણા નસીબમાં તે નથી. અને બીજું એ કે, ગમે તેમ કહો તોય તે ઊતરતું તો ખરું જ. આનું કારણ 'દ્રાક્ષ ખાટી' એમ જ કેવળ નથી, પણ ઉપવાસ મીઠો એ પણ છે. ભરતના ભાગ્યમાં ઉપવાસની મીઠાશ છે.

'સંન્યાસી થયો તોય તેને મોક્ષનો લાભ તો હોય જ છે.' એવો ગીતારહસ્યમાં લોકમાન્યે સંન્યાસીને ઉદ્દેશીને ટોણો માર્યો છે. પણ આ ટકો ચુકાવવાની યુક્તિ પણ આપણા સાધુસંતોએ શોધી કાઢી છે. તેમણે લોભને જ સંન્યાસ આપી દીધો. ખુદ તુલસીદાસજી ભક્તિના મીઠા રોટલાથી ગાજી છે. મુક્તિની મિજબાની માટે તેમણે પોતાનો અણગમો દર્શાવ્યો છે. જ્ઞાનેશ્વરે તો 'भोगमोक्ष निंवलोण पायातळीं' (ભોગમોક્ષ એ પગ તળે પડેલા ઉતાર જેવાં છે), 'मोक्षाची सोडीबांधी करी' (મોક્ષના પોટલાંની બાંધછોડ કરે છે એટલે કે મોક્ષ જેના હાથની વસ્તુ છે.), 'चहूं पुरुषार्थां शिरीं । भक्ति जैसी' (ચારે પુરુષાર્થથી ચડી જતી ભક્તિ જેવી) વગેરે વચનોમાં મુક્તિને ભક્તિના ઘરની દાસી બનાવી છે. અને તુકારામે તો 'नको ब्रह्मज्ञान आत्मस्थितिभाव' (મારે નથી જોઈતું બ્રહ્મજ્ઞાન કે નથી જોઈતો આત્મસાક્ષાત્કાર). એમ કહીને મુક્તિનું રાજીનામું જ આપી દીધું છે. 'मुक्तिवर भक्ति' (મુક્તિથી ભક્તિ ચડે છે) એ કલ્પના એકનાથે પાંચ દસ વખત પોતાના લખાણમાં રજૂ કરેલી છે. આ તરફ ગુજરાતના નરસિંહ મહેતા 'હરિના જન

તો મુક્તિ ન માગે' એમ જ ગાય છે. એટલે કે સરવાળે બધા ભાગવતધર્મી વૈષ્ણવોની પરંપરા મુક્તિના લોભથી પૂરેપૂરી મુક્ત છે. આ પરંપરાનો ઉગમ ભક્તશિરોમણિ પ્રહ્લાદથી થયેલો છે. 'नैतान् विहाय कृपणान् विमुमुक्षुरेकः' — આ ગરીબ લોકોને છોડીને હું એકલો મુક્ત થવા નથી ઇચ્છતો — એવો રોકડો જવાબ પ્રહ્લાદે નૃસિંહને સંભળાવેલો. અને કલિયુગમાં શ્રૌત–સ્માર્ત–સંન્યાસ–માર્ગની સ્થાપના કરનાર શંકરાચાર્યે પણ 'ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः' એ ગીતાના શ્લોક ઉપર ભાષ્ય કરતી વખતે 'संगं त्यक्त्वा' એટલે 'मोक्षेऽपि फले संगं त्यक्त्वा' — 'મોક્ષ માટેની પણ આસક્તિ છોડી દઈને' — એમ હેતુપૂર્વક પોતાની ગાંઠના શબ્દો ઉમેરીને પ્રતિપાદન કરેલું છે.

તુલસીદાસજીનો ભરત આવા ભક્તિભાગ્યની મૂર્તિ જ છે. ભરતની માગણી તો જુઓ :

अरथ न धरम न काम रुचि गति न चहउं निरबान ।
जनम जनम रति रामपद यह बरदानु न आन ॥

એકંદરે લોકમાન્ય તિલકે લગાવેલો ફટકો સંતોએ બરાબર ચુકાવ્યો છે

ભરતમાં વિયોગ-ભક્તિનો પરમોત્કર્ષ દેખાઈ આવે છે તેથી તે તુલસીદાસજીનો આદર્શ બન્યો. ભરતે સેવાધર્મ બરાબર બજાવ્યો; નૈતિક મર્યાદાઓનું પૂરેપૂરું પાલન કર્યું; પ્રભુનું વિસ્મરણ કદાપિ થવા દીધું નહિ; પ્રભુની આજ્ઞા માની પ્રજાનું પાલન કર્યું. પણ તેનું શ્રેય પ્રભુને ચરણે અર્પણ કરી પોતે છૂટો રહ્યો. લોકવસ્તીમાં રહીને અરણ્યવાસ અનુભવ્યો. વૈરાગ્યયુક્ત ચિત્તથી યમનિયમાદિ વિષમ વ્રતોનું પાલન કરી આત્માને

પ્રભુથી દૂર રાખનારો દેહનો પડદો વિરલ બનાવી દીધો. તુલસીદાસ કહે છે કે, આવો ભરત જન્મ્યો ન હોત તો મારા જેવા પતિતને 'રામસન્મુખ' કોણ કરત? —

> सियरामप्रेमपीयूषपूरन होत जनम न भरतको ।
> मुनिमनअगम जमनियमसमदम विषम व्रत आचरत को ॥
> दुख-दाह-दारिद-दंभ-दूषन सुजस-मिस अपहरत को ।
> कलिकाल तुलसीसे सठन्हि हठि राम-सनमुख करत को ॥

રામાયણમાં રામસખા ભરત, ભારતમાં શકુંતલાનો પરાક્રમી પુત્ર ભરત, અને ભાગવતમાં જીવન્મુક્ત જડભરત, એવા ત્રણ ભરતો પ્રાચીન ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. હિંદુસ્તાનનું 'ભારતવર્ષ' એ નામ શકુંતલાના વીર પુત્ર ઉપરથી પડ્યું હશે એવો ઇતિહાસવેત્તાઓનો મત છે. જ્ઞાની જડભરત ઉપરથી આ નામ પડ્યું એમ એકનાથે કહ્યું છે. તુલસીદાસજીને કદાચ તે રામભક્ત ભરત ઉપરથી પડ્યું હોય એમ લાગતું હોવું જોઈએ. એ ગમે તેમ હો, પણ આજના વિયોગી ભારતને ભરતની વિયોગ-ભક્તિનો આદર્શ બધી રીતે અનુકરણ કરવા જેવો છે. તુલસીદાસજીએ એ આદર્શ પોતાના પવિત્ર અનુભવથી ઉજ્જ્વલ બનાવી આપણી આગળ મૂક્યો છે. તે મુજબ આચરણ કરવાનું કામ આપણું છે.

૩૦

# કૌટુંબિક શાળા

વિચારનો પ્રત્યક્ષ જીવન સાથેનો સંબંધ તૂટી જાય તો વિચાર નિષ્પ્રાણ બને છે અને જીવન વિચારશૂન્ય થાય છે. માણસ ઘરમાં જીવે છે અને શાળામાં વિચાર શીખે છે, તેથી જીવન અને વિચારનો મેળ ખાતો નથી. આનો ઇલાજ એ કે એક તરફથી શાળા ઘરમાં દાખલ થવી જોઈએ, અને બીજી તરફથી ઘર શાળામાં દાખલ થવું જોઈએ. સમાજશાસ્ત્રે શાલીન કુટુંબો તૈયાર કરવાં જોઈએ, અને શિક્ષણશાસ્ત્રે કૌટુંબિક શાળાઓ સ્થાપવી જોઈએ. આ લેખમાં શાલીન કુટુંબો વિષે આપણે વિચાર કરવો નથી. કૌટુંબિક શાળાનું થોડુંક દિગ્દર્શન કરવું છે. છાત્રાલય અથવા શિક્ષકનું ઘર એ શિક્ષણનો પાયો સમજી તેની ઉપર શિક્ષણની ઇમારત રચનારી શાળા એટલે કૌટુંબિક શાળા. આવી કૌટુંબિક શાળાના જીવનક્રમ વિષે — પાઠ્યપુસ્તકો બાદ કરીને — કેટલીક સૂચનાઓ આ લેખમાં આપવા માગું છું:

૧. ઈશ્વરનિષ્ઠા એ સંસારનું સારસર્વસ્વ છે. તેથી હંમેશ કાર્યક્રમમાં બે વખત સામુદાયિક ઉપાસના અથવા પ્રાર્થના રાખવી. પ્રાર્થનામાં સંતોની વાણીની મદદથી ઈશ્વર-સ્મરણ કરવાનું રાખવું. ઉપાસનામાં હંમેશનો મુકરર કરેલો

પાક એ એક બાગ હોવો જોઈએ. ' सर्वेषामविरोधेन ' એ તેનું ધોરણ. બેમાંથી એક પ્રાર્થના રાત્રે સૂતા પહેલાં અને બીજી પરોઢિયે પથારીમાંથી ઊઠયા પછી રાખવી.

૨. આહારશુદ્ધિનો ચિત્તશુદ્ધિ સાથે નિકટ સંબંધ છે. તેથી આહાર સાત્ત્વિક રાખવો. ગરમ મસાલો, મરચાં, તળેલા પદાર્થ, ખાંડ અને બીજા નિષિદ્ધ પદાર્થોનો ત્યાગ કરવો. દૂધ અને તેમાંથી બનતા બીજા પદાર્થોનો મર્યાદિત પ્રમાણમાં ઉપયોગ કરવો.

૩. રસોઇયા પાસે અથવા તો કોઈ મુકરર કરેલા માણસ પાસે રસોઈ તૈયાર કરાવવી નહિ. રસોઈનું શિક્ષણ એ શિક્ષણનો આવશ્યક ભાગ છે. સાર્વજનિક કામ કરનારને રસોઈનું જ્ઞાન જરૂરનું છે. સિપાહી, પ્રવાસી, બ્રહ્મચારી, બધાને તે આવશ્યક છે. સ્વાવલંબનનું તે એક અંગ છે.

૪. કૌટુંબિક શાળાઓએ પોતાનાં પાયખાનાંનું કામ પણ પોતાના હાથમાં લેવું જોઈએ. અસ્પૃશ્યતાનિવારણનો અર્થ એ કે કોઈ પણ સમાજોપયોગી કાર્યની આભડછેટ માનવી નહિ. પાયખાનાં સાફ કરવાં એ હરિજનોનું જ કામ છે એ ભાવના જવી જોઈએ. ઉપરાંત સ્વચ્છતાનું સાચું શિક્ષણ તેમાં જ રહેલું છે; તથા સાર્વજનિક સ્વચ્છતા કેવી રીતે રાખવી તેનો અભ્યાસ પણ તે દ્વારા થઈ શકે.

૫. હરિજનો સુધ્ધાં બધાને શાળામાં પ્રવેશ હોવો જોઈએ એ તો ખરું જ. પણ ' કૌટુંબિક ' શાળામાં ભોજનમાં પણ પંક્તિભેદ હોઈ શકે નહિ. આહારશુદ્ધિના નિયમો હોય એટલે બસ.

૬. સ્નાન ઇત્યાદિ પ્રાતઃકર્મ સવારે જ આટોપી લેવાનો નિયમ હોવો જોઈએ. તબિયત વગેરેને કારણે અપવાદ જરૂર રાખી શકાય. સ્નાન ટાઢે પાણીએ કરવાનું રાખવું.

૭. પ્રાતઃકર્મ પ્રમાણે સૂતા પહેલાં 'સાયંકર્મ' પણ કરવું જરૂરનું છે. સૂતા પહેલાં દેહશુદ્ધિ આવશ્યક છે. આ સાયંકર્મનો ગાઢ ઊંઘ સાથે તેમ જ બ્રહ્મચર્ય સાથે સંબંધ છે. ખુલ્લી હવામાં અલગ અલગ સૂવાની પદ્ધતિ રાખવી.

૮. પુસ્તકિયા ભણતર કરતાં ઉદ્યોગ પર વધારે ભાર આપવો. ઓછામાં ઓછા ત્રણ કલાક ઉદ્યોગ પાછળ આપવા. તે વિના અધ્યયન ન થઈ શકે. 'कर्मानिर्हापेण' એટલે કે કામ કરીને બાકી રહેલા વખતમાં વેદાધ્યયન કરવું એમ શ્રુતિમાં કહેલુ છે.

૯. શરીરને ત્રણ કલાકનો ઉદ્યોગ મળ્યા પછી અને ગૃહકૃત્યો તથા સ્વકૃત્યો જાતે જ કરવાની પદ્ધતિ રાખ્યા પછી બે વાર વ્યાયામ કરવાની જરૂર રહેતી નથી. તોપણ એક વખત પોતપોતાની આવશ્યકતાનુસાર ખુલ્લી હવામાં રમવાનો, ફરવાનો કે કોઈ બીજો વિશિષ્ટ વ્યાયામ લેવો યોગ્ય છે.

૧૦. કાંતવાના રાષ્ટ્રીય ધર્મનું પ્રાર્થનાની જેમ નિત્યકર્મમાં સ્થાન રાખવું. તેને માટે ઉદ્યોગના વખત ઉપરાંત સ્વતંત્ર સમય ઓછામાં ઓછો અર્ધો કલાકનો રાખવો. આ અર્ધો કલાક તકલીનો ઉપયોગ કરવામાં આવે તોય ચાલે. કાંતવાનું નિત્યકર્મ પ્રવાસ દરમ્યાન વગેરે ક્યાંય ચૂક્યા વિના કરવું હોય તો તેને માટે તકલી એ જ યોગ્ય સાધન છે. તેથી તકલી ઉપર કાંતતાં તો આવડવું જ જોઈએ.

૧૧. કપડાંની બાબતમાં ખાદીનો જ ઉપયોગ કરવો. બીજી વસ્તુઓ પણ બને ત્યાં સુધી સ્વદેશી જ લેવી.

૧૨. સેવાના કારણ સિવાય બીજા કોઈ પણ કારણસર રાત્રે ઉજાગરો થવા ન દેવો. માંદા માણસની સેવા એ અપવાદ ગણાય. પણ મોજ ખાતર કે જ્ઞાનપ્રાપ્તિ ખાતર પણ રાતનો ઉજાગરો મંજૂર ન લેખી શકે. ઊંઘ માટે આઠ પ્રહરનો સમય રાખવો જોઈએ.

✱ ૧૩. ગતે જમવાનું ન રાખવું. આરોગ્ય, વ્યવસ્થા અને અહિંસા એ ત્રણે દૃષ્ટિથી આ નિયમ જરૂરનો છે.

૧૪. ચાલુ પ્રવૃત્તિઓની બાબતમાં સંપૂર્ણ જાગૃતિ રાખીને વાતાવરણ ડહોળાવા ન દેવું.

પ્રત્યક્ષ અનુભવ ઉપરથી કૌટુંબિક શાળાના જીવનક્રમ વિષે આ ચૌદ સૂચનાઓ કરેલી છે. આમાં પુસ્તકિયા ભણતર તથા ઔદ્યોગિક શિક્ષણના પાઠ્યક્રમ વિષેની વિગત આપેલી નથી. તેને માટે લખવું હોય તો સ્વતંત્ર લેખ જ લખવો પડે. રાષ્ટ્રીય શિક્ષણમાં રસ ધરાવતા લોકો આ સૂચનાઓનો વિચાર કરે, અને જે કંઈ શંકા, સૂચના કે આક્ષેપ સૂઝે તે લખી જણાવે.

## ૩૧

# વાંઝણી આશા અને આળસુ સ્મૃતિ

એક સાધારણ વસ્તીનું ગામડું છે; ત્યાં સાર્વજનિક કામમાં ઠીક ઠીક ભાગ લેનારા એક કાર્યકર્તા રહે છે. એમને ત્યાં છોકરીનુ લગન આવ્યુ. એ ગૃહસ્થ મજકૂર ગામના 'કાર્યકર્તા'. અને વળી પૈસાદાર રહ્યા, એટલ એમને ત્યાંનુ લગન એટલે આખા ગામનુ લગન ગણાય. એટલે એમને થયું કે આ કામની પણ લોકોમાં વહેંચણી કરી દઈએ તો આખું કામ ઝટ પતી જશે. તેને માટે એમણે એક સભા બોલાવી. કામ બાબત થોડી ઘણી ચર્ચા થઈ. જુદા જુદા કામ માટે અલગ અલગ સમિતિઓ નીમી દીધી. સભા પૂરી થઈ. સભાને અંતે સાર્વજનિક કામના આ અનુભવી ગૃહસ્થ કહે, 'સમિતિઓ તો નીમી ખરી. પણ' – 'પણ' શુ? 'પણ એટલાથી કામ કેમ કરીને પાર પડવાનુ? મારે જાતે જ કામે લાગી જવું જોઈશે.' એટલે તરત સમિતિઓનુ નાટક સકેલી લઈને એમણે જાતે જ કામ કરવાની શરૂઆત કરી. પછી, 'લગન જ રહ્યું આખરે એ,' એટલે તે પાર પડ્યું એમ કહેવાની કંઈ જરૂર હોય? લગન પાર ન પડે તો શુ સાર્વજનિક કાર્ય પાર પડવાનું હતુ? અને જાતે મહેનત કરીને તે પાર ન પડે તો શુ સમિતિઓ નીમીને તે પાર પડવાનુ હતું?

'સમિતિઓ', 'સંઘ', 'સમાજ', એ બધી અચેતન વસ્તુઓ છે, વ્યક્તિ ચૈતન્યમય છે, એવો મજકૂર કાર્યકર્તાનો અનુભવને અંતે મત બંધાયો હોવો જોઈએ. સાર્વજનિક કામ કરવા માટે સમિતિઓ નીમીએ તો ચાલે; બલ્કે સમિતિઓ જ નીમવી. કારણ સમિતિની ખાંધી ઉપર કામ ટિંગાવ્યું એટલે માણસ છૂટો થઈ જાય છે. પણ ઘરના લગનમાં છૂટા રહે શી રીતે ચાલે? ત્યાં તો બધાઈ જઈને કામ કરવું જોઈએ. તે વિના છૂટકો નથી. ત્યાં સમિતિઓથી કેમ ચાલે? લગ્નો ક્યાંય કદી સમિતિઓથી પાર પડચાં જાણ્યાં છે? સાર્વજનિક કામો સમિતિઓથી થઈ શકે છે, કારણ સમિતિ નીમવી એ જ એક સાર્વજનિક કામ છે!

'હવે શું, ચરખાસંઘ નીકળ્યો છે; હવે એ બધુ જોઈ લેશે.' 'એ' એટલે કોણ? તું ચરખાસંઘમાં છે ને? તો પછી ચરખાસંઘ જોઈ લેશે એટલે તું જ જોઈ લઈશ એવો જ એનો અર્થ થયો ને? આમ તારા જેવા બધા જ 'તું' બાદ કરીએ તો ચરખાસંઘમાં શું, પણ બીજા કોઈ પણ સંઘમાં, શું બાકી રહે? ગોવર્ધન પર્વત કૃષ્ણે ઊંચક્યો એટલે કોણે ઊંચક્યો? બધા ગોવાળોએ મળીને ઊંચક્યો. બધા ગોવાળોના સરવાળાનું જ એક રીતે કૃષ્ણ નામ પડયું. ઘાસની એક સળીમાં જેટલી શક્તિ તેનાથી સોગણી શક્તિ સો સળીઓમાં એમ ગણિતશાસ્ત્ર કહે છે

પણ આ સો સળીઓ એક સામટી બાંધીને જો જુઓ અને તેની શક્તિ વાસ્તવિકપણે એક સળીની શક્તિથી સોગણી જેટલી નથી હોતી. એ હજારગણી પણ હોઈ શકે. આ સો અને હજારનો તફાવત શાથી પડચો? સમુદાય કે સંઘને

લીધે આ તફાવત પડ્યો. આ સામુદાયિક શક્તિ ગુપ્તપણે કામ કરે છે. તેથી તેને કૃષ્ણકૃપા કહેવામાં કશો વાંધો નથી. એને જ 'નારાયણ' પણ કહે છે. 'નાર' એટલે નરસમુદાય. આ સમુદાયનું જે 'અયન' કે આશ્રયસ્થાન તે નારાયણ. પણ નર 'કરણી' કરે તો નારાયણ થઈ શકે. કરણી ન કરનારા ગમે તેટલા લોકોનો સમુદાય કે સંઘ બનાવવામાં આવે તોય તેમાં નારાયણીય શક્તિ પેદા થઈ શકે નહિ. એક એક સળી જો એક એક તોલો જોરું કરે તો સો સળીના જૂડામાં સો તોલા જ નહિ પણ હજાર તોલા જોર નારાયણીય શક્તિથી નિર્માણ થાય. પણ નારાયણીય શક્તિનો અર્થ ન ઓળખતાં જો સળી પોતાનું એક તોલો જોર કરવાનું કામ છોડી દે, તો નારાયણીય શક્તિ શૂન્ય જ બને. વ્યક્તિઓ પોતપોતાની શક્તિ જો ન વાપરે તો સંઘમાં જરાય શક્તિ ન આવે. વ્યક્તિઓ જો પોતપોતાની શક્તિ વાપરે તો તેમની શક્તિના સરવાળા કરતાં સંઘમાં વધારે શક્તિ નિર્માણ થાય છે. આવી રીતે જે વધારે શક્તિ ઉત્પન્ન થાય છે તેને માટે સંઘો હોય છે. વ્યક્તિઓ હાથ ખંખેરીને અળગા ઊભા રહી શકે તે માટે સંઘો નથી હોતા.

'ચરખાસંઘના સભ્યો કેમ વધતા નથી?' કેમ વધતા નથી એટલે? તું વધારતો નથી તેથી. અથવા તું ખસી ગયો તેથી. તું જો દાખલ ન થયો હોય તો દાખલ થા. એટલે સભ્યો વધશે. તું એક વાર દાખલ થઈને પણ આળસને લીધે સભ્યત્વ ગુમાવી બેઠો હોય તો ઈશ્વરની ક્ષમા માગ અને ફરી દાખલ થા. એટલે સભાસદ વધશે. તું જો સભાસદ હોય તો વરસ દરમ્યાન ઓછામાં ઓછા એક જણને તો કાંતતાં શીખવી દે, હંમેશ ખાદી વાપરવા માટે તેનું મન વાળ, અને છેવટે સંઘના

સભ્ય થવા માટે તેને વીનવ. એટલે સભાસદ વધશે. ઘરનું લગન હોય ત્યારે જેમ જાતે શ્રમ વેઠીને કામ કરવું પડે છે તેવી જ રીતે સાર્વજનિક કાર્યમાં પણ વ્યક્તિશઃ મહેનત કરીને કામ કરવાની જરૂર છે. વ્યક્તિગત પ્રયત્ન બંધ થાય તો સંઘ કશું કરી શકે નહિ. દરેક જણે પોતાની આસપાસનું વાતાવરણ સાફ કરવું જોઈએ. એટલે વાતવાતમાં આખું સાફ થઈ જશે. 'केल्याविण होत नाहीं' (કર્યા વિના થતું નથી) એવું સમર્થ રામદાસનું વચન છે. આ વચન સાંભળીએ છીએ ત્યારે સમર્થે આમાં તે શી મોટી વાત કહી નાખી એમ લાગે છે. પણ માણસના મનની રચના એવી વિચિત્ર છે કે કામ થવાનું એકનું એક સાધન — 'કામ કરવું' — તેટલું બાદ કરીને, બહારથી ક્યાંકથી કોઈ પણ અજબ રીતે આકસ્મિકપણે ફળ આપણા હાથમાં આવી પડવાનું છે એમતે ને હંમેશ લાગ્યા કરે છે. તેથી 'केल्याविण होत नाहीं' એ સૂત્ર જેણે કહ્યું તેણે એક ભારે વાત કહી એમ કહેવું પડે છે.

અવ્યક્ત વિષે શ્રદ્ધા, — કોઈ પણ અજબ શક્તિ, આપણને ન દેખાતી, આપણા બધાની કલ્પનામાંય ન આવનારી, આ વિશ્વમાં કામ કરી રહી છે, એવો વિશ્વાસ — એ સારી વસ્તુ છે પણ આ વિશ્વાસ કે શ્રદ્ધાનું પર્યવસાન 'કર્યા વિના જ કામ થઈ જશે,' એવી આળસુ કલ્પનામાં ન થવું જોઈએ. 'કર્યા વિના તો કશું જ નથી થવાનું, પણ આપણા કર્યાથી બધું થવાનું જ છે એમ પણ નથી.' આવી નિરહંકાર ઉદ્યોગ-પરાયણ વૃત્તિમાં તેનું પર્યવસાન થવું જોઈએ. '૧૯૨૧ જેવું ચળવળનું મોજું ફરી ક્યારે આવશે?'— એક જણ પૂછે છે. તો બીજો તેને જવાબ દે છે, 'આવાં મોજાંઓ અવારનવાર

આવ્યાં જ કરે છે. હવે પછી પણ એવું મોજું આવશે જ.' સવાલ પૂછનારો પણ આળસુ, અને તેને જવાબ આપનારો પણ આળસુ જ! જવાબ છે સારો. તેમાં કશો દોષ નથી. પણ નિરુદ્યમી માણસની આશા વાંઝણી હોય છે. આવી વાંઝણી આશા અને નિરાશામાં પસંદ કરવા જેવું કશું જ નથી. તેથી ભૂતકાળને આળસુની જેમ વાગોળતા ન બેસવું, અથવા તો આશાળુ થઈને ભવિષ્ય તરફ આંખ માંડી ન બેસી રહેવું, તેમ જ વર્તમાનકાળમાં 'સંઘ' બધુ કરી જ રહ્યો છે એમ કહી કર્તવ્યનુ ભાન ભૂલવુ ન જોઈએ. એટલે બધુ રાગે પડશે.

## ૩૨

# સ્વદેશી ધર્મ

'માણસનો દેહ સાડાત્રણ હાથનો છે.' પણ આત્મા ત્રણે લોકને વ્યાપીને બાકી રહેનારો, ઋષિઓની ભાષામાં 'સાડાત્રણ લોક' વ્યાપનારો છે. સાડાત્રણ હાથ દેહ અને સાડાત્રણ લોક આત્મા એ મનુષ્યની મર્યાદાઓ છે. તેથી તેના સ્વધર્મને પણ એવડી મર્યાદાઓ લાગુ પડે છે. એવો 'ધર્મ' લઈએ તો તે ઘણો વ્યાપક છે. પણ સ્વ-ધર્મ એ વ્યાપક હોવાની સાથે વિશિષ્ટ છે.

જેવો સ્વ-ધર્મ તેવો જ સ્વદેશી ધર્મ. માણસનો સ્વદેશ એક વિશેષ અર્થમાં 'औट हात तुझी जागा' (તારી જગ્યા સાડાત્રણ હાથ છે) એ વચનમાં તુકારામે બતાવી દીધો છે, પણ વ્યાપક અર્થમાં 'आमुचा स्वदेश । भुवनत्रयामध्यें वास' (અમારો સ્વદેશ એટલે ત્રણે લોક છે. ત્રણે લોકમાં અમારું રહેઠાણ છે) એમ તેમણે જ વર્ણવ્યો છે.

'સ્વ' એ વસ્તુ વિશિષ્ટ છે. અને ધર્મ વ્યાપક છે. તેથી કરીને 'સ્વધર્મ' અથવા 'સ્વદેશી ધર્મ' વ્યાપક હોવાની સાથે જ વિશિષ્ટ પણ બન્યો છે. પણ 'વ્યાપક હોવા છતાં વિશિષ્ટ' એ શબ્દો ઉપરથી જાણે વ્યાપકતા અને વિશિષ્ટતા એ બે વચ્ચે વિરોધ છે એમ ભાસે છે. પણ એ કેવળ વિરોધાભાસ છે. અગ્નિનો પાણી સાથે વિરોધ છે પણ અગ્નિનો

નણખા સાથે કદી વિરોધ હોઈ શકે ? વ્યાપકનો સંકુચિતની સાથે વિરોધ છે ખરો, પણ વિશિષ્ટની સાથે વિરોધ નથી. અધર્મ સંકુચિત છે, ધર્મ વ્યાપક છે. સ્વધર્મ ( વ્યાપક હોવા છતાં ) વિશિષ્ટ છે. સ્વધર્મ એ ધર્મનો જ એક તણખો છે. અને સ્વદેશી ધર્મ એ સ્વધર્મનું જ આર્થિક નામાંતર છે.

'घरींचिया उजिएडे कराना । पारखिया आंधार करावा' ઘરનાને માટે પ્રકાશ આપવો અને પારકા માટે અંધારું કરવું, એવો ભેદાભેદ દીવા પાસે નથી. તેથી જ જ્ઞાનેશ્વર મહારાજે, ભક્તની સમતાબુદ્ધિની પ્રશંસા કરવા ખાતર, દીવાનો દાખલો આપ્યો છે. દીવો પણ નજીકનાને વધારે પ્રકાશ આપે છે અને દૂરનાને ઓછો પ્રકાશ આપે છે. પણ તેથી કરીને દીવાની સમતા અથવા વ્યાપકતાને બાધ આવતો નથી. દીવાનો પ્રકાશ અથવા તો અગ્નિની ઉષ્ણતા એ સાર્વજનિક સ્વરૂપનાં છે. પણ તે સાર્વજનિક હોવા છતાં પણ દીવાની અને અગ્નિની શરીર-મર્યાદાને લીધે તેમને એક જાતનું અંગત સ્વરૂપ પ્રાપ્ત થયું છે. સૂર્ય એ સંપૂર્ણપણે સાર્વજનિક દેખાય છે. પણ તેય પોતાની ગ્રહમાળા પૂરતો જ સાર્વજનિક છે. ગ્રહમાળાની બહાર જુઓ તો તે પણ નાનકડા દીવા જેવો અથવા તો તણખા જેવો છે. સૂર્ય લો કે દીવો લો, આકારમાં ફેર છે, બાકી બન્નેની જાત એક જ છે. 'નજીકથી દૂર' એ સ્વદેશી ધર્મનું અપરિહાર્ય સૂત્ર છે.

વેદમાં વસિષ્ઠ ઋષિએ અગ્નિનું વર્ણન 'दूरे दृशं गृहपतिम्' એ શબ્દોમાં કરેલું છે. '' दूरे दृश ' એટલે દૂર સુધી જોનારો. અગ્નિ નજર દૂર સુધી નાંખે છે, પણ રસોઈ કરે છે ઘરની. એટલા માટે જ તેને 'ગૃહ-પતિ' કહ્યો છે. એટલે આમાં

સભ્ય થવા માટે તેને વીનવ. એટલે સભાસદ વધશે. ઘરનું લગન હોય ત્યારે જેમ જાતે શ્રમ વેઠીને કામ કરવું પડે છે તેવી જ રીતે સાર્વજનિક કાર્યમાં પણ વ્યક્તિશઃ મહેનત કરીને કામ કરવાની જરૂર છે. વ્યક્તિગત પ્રયત્ન બંધ થાય તો સંઘ કશું કરી શકે નહિ. દરેક જણે પોતાની આસપાસનું વાતાવરણ સાફ કરવું જોઈએ. એટલે વાતવાતમાં આખું સાફ થઈ જશે. 'केल्याविण होत नाहीं' (કર્યા વિના થતું નથી) એવું સમર્થ રામદાસનું વચન છે. આ વચન સાંભળીએ છીએ ત્યારે સમર્થે આમાં તે શી મોટી વાત કહી નાખી એમ લાગે છે. પણ માણસના મનની રચના એવી વિચિત્ર છે કે કામ થવાનું એકનું એક સાધન — 'કામ - કરવું' — તેટલું બાદ કરીને, બહારથી ક્યાંકથી કોઈ પણ અજબ રીતે આકસ્મિકપણે ફળ આપણા હાથમાં આવી પડવાનું છે એમ તે ને હંમેશ લાગ્યા કરે છે. તેથી 'केल्याविण होत नाहीं' એ સૂત્ર જેણે કહ્યું તેણે એક ભારે વાત કહી એમ કહેવું પડે છે.

અવ્યક્ત વિષે શ્રદ્ધા, — કોઈ પણ અજબ શક્તિ, આપણને ન દેખાતી, આપણા બધાની કલ્પનામાંય ન આવનારી, આ વિશ્વમાં કામ કરી રહી છે, એવો વિશ્વાસ — એ સારી વસ્તુ છે પણ આ વિશ્વાસ કે શ્રદ્ધાનું પર્યવસાન 'કર્યા વિના જ કામ થઈ જશે,' એવી આળસુ કલ્પનામાં ન થવું જોઈએ. 'કર્યા વિના તો કશું જ નથી થવાનું, પણ આપણા કર્યાથી બધું થવાનું જ છે એમ પણ નથી.' આવી નિરહંકાર ઉદ્યોગ-પરાયણ વૃત્તિમાં તેનું પર્યવસાન થવું જોઈએ. '૧૯૨૧ જેવું ચળવળનું મોજું ફરી ક્યારે આવશે?'— એક જણ પૂછે છે. તો બીજો તેને જવાબ દે છે, 'આવાં મોજાંઓ અવારનવાર

આવ્યાં જ કરે છે. હવે પછી પણ એવું મોજું આવશે જ.' સવાલ પૂછનારો પણ આળસુ, અને તેને જવાબ આપનારો પણ આળસુ જ! જવાબ છે સારો. તેમાં કશો દોષ નથી. પણ નિરુદ્યમી માણસની આશા વાંઝણી હોય છે. આવી વાંઝણી આશા અને નિરાશામાં પસંદ કરવા જેવું કશું જ નથી. તેથી ભૂતકાળને આળસુની જેમ વાગોળતા ન બેસવું, અથવા તો આશાળુ થઈને ભવિષ્ય તરફ આંખ માંડી ન બેસી રહેવું, તેમ જ વર્તમાનકાળમાં 'સંઘ' બધુ કરી જ રહ્યો છે એમ કહી કર્તવ્યનું ભાન ભૂલવુ ન જોઈએ. એટલે બધુ રાગે પડશે.

ઋષિએ અગ્નિના બે ગુણોનું પૃથક્કરણ કરેલું છે. એક પ્રકાશ અને બીજો ઉષ્ણતા. પ્રકાશ વ્યાપક છે અને ઉષ્ણતા વિશિષ્ટ છે. સામેના ડુંગરાને આગ લાગી હોય તો તે દૂરથી દેખાય છે ખરી, પણ તેની આંચ દૂરથી લાગતી નથી. વાસ્તવિક રીતે જોતાં પ્રકાશને પણ નજરથી દૂર એ કાયદો લાગુ પડે છે. અને ઉષ્ણતાને તો પડે જ છે. પણ એ બેમાં જ તુલનાત્મક રીતે જોતાં પ્રકાશ વ્યાપક અને ઉષ્ણતા વિશિષ્ટ છે એમ કહેવામાં વાંધો નથી. અગ્નિ જેમ નજર દૂર સુધી નાખે છે, પણ રાંધે છે ચૂલા ઉપરનું જ, તેમ સ્વદેશી-ધર્મની નજર ત્રિભુવન-વ્યાપક છે; પણ તેનું પ્રત્યક્ષ કાર્ય સાધારણ હાથ દેહની આસપાસ જ છે.

સ્વદેશી ધર્મ એટલે દયાભાવને અમલમાં મૂકવો તે, આ મુદ્દો ધ્યાનમાં લઈએ તો સ્વદેશી ધર્મની બાબતમાં જે અનેક ગૂંચવણભર્યા પ્રશ્નો ઊભા થાય છે તેનો ઉકેલ આવે. દયાની અમુક કોઈ ચોક્કસ વ્યાખ્યા નથી. તેથી સ્વદેશી-ધર્મનું એક જ કાયમી સ્વરૂપ શું છે તે કહેવું મુશ્કેલ છે. માતાનું હૃદય બાળક માટે સદા પ્રેમની લાગણીથી ભરેલું હોય છે. તેથી 'ભૂખ' કહેતાની સાથે જ માતા તેને ખાવાનું તૈયાર કરી આપે છે. પણ માતાની દયા આટલામાં જ પરિસમાપ્ત થતી નથી. બાળક ખાવા માગે ત્યારે તેને ખાવાનું આપવું એ જેમ માતાનું 'દયાળુ' કર્તવ્ય છે, તેમ ઘણી વાર બાળકની તબિયત ધ્યાનમાં લઈને બાળક ખાવા માગે તોપણ તેને કશું ન આપવું એ પણ એ જ માતાનું એટલું જ દયાળુ કર્તવ્ય બને છે. આ કડુ કર્તવ્ય કરવા જે માતા તૈયાર નથી થતી તેનામાં 'દયા' નથી, પણ 'માયા' છે. સ્વદેશી-ધર્મ માયાળુ નથી, દયાળુ છે.

' मऊ मेणाहूनि आम्ही विष्णुदास । कठिण वज्रास भेदूं ऐसें ' ( અમે વિષ્ણુના દાસ મીણ કરતાં પણ નરમ છીએ; પણ તેની સાથે જ વજ્રને પણ ભેદીને આરપાર જઈએ એવા કઠણ છીએ.) એવું વિષ્ણુદાસ જેવું દયાનું સ્વરૂપ છે. દયાનો નિશ્ચિત એકવડો કાયદો નથી. માયાનો કાયદો એકવડો છે. આંધળાને માટે પૂર્ણિમા-અમાવાસ્યાનો ભેદ નથી હોતો. તેને માટે સીધું સાદું એકધારું, કશી ભાંજગડ વિનાનું ' અદ્વૈત ' હોય છે. દયાને તારતમ્ય જોયા વિના ન ચાલે. કારણકે તેની આંખ સાબૂત છે. સ્વદેશી-ધર્મ પણ એ દયાભાવનો હોવાથી તારતમ્યથી વર્તનારો છે. તેથી મૅંચેસ્ટરનું કપડું લેવામાં જેમ સ્વદેશીધર્મને બાધ છે તેમ ચીનને અફીણ પાવામાં પણ બાધ છે. દેશી દારૂ ' દેશી ' હોય તોપણ સ્વદેશી ધર્મને ગ્રાહ્ય નથી. ઊલટું સ્વિટ્ઝરલૅંડની ઘડિયાળો ( ખરેખરી જરૂર હોય તો ) પરદેશી હોય તોપણ વેચાતી લેવામાં બાધ નથી.

૭૭

# મહારાષ્ટ્રની સરસ્વતી

ઇન્દ્રાયણી નદીના મહારાષ્ટ્ર ઉપર અનંત ઉપકાર થયેલા છે. ભૂગોળની આંધળી દૃષ્ટિને ઇન્દ્રાયણી એક સામાન્ય નજીવી નદી દેખાશે, અને તેની લંબાઈ જ જો માપીએ તો ખરે જ તે એક અતિ સામાન્ય નદી છે. અથવા નદી શાની? તે એક મોટું ઝરણું છે એમ જ કહો ને! પણ તે ઝરણું કેવળ પાણીનું ઝરણું નથી. તે આધ્યાત્મિક સ્ફૂર્તિનું ઝરણું છે.

જે પાણી સ્વાદમાં મીઠું અને લાકડાં ખાઈએ તોપણ જીરવી નાખે તે ઉત્તમ પાણી ગણાય. ઇન્દ્રાયણીનું પાણી આ બેવડી કસોટીમાંથી પાર ઊતર્યું છે. જ્ઞાન જેવું પાચક અને ભક્તિ જેવું રોચક બીજું શું હોઈ શકે? ઇન્દ્રાયણીના પાણીમાં પાચક જ્ઞાન અને રોચક ભક્તિ ભરપૂર ભરેલાં છે, એવી ઇતિહાસ સાક્ષી પૂરે છે. 'જ્ઞાનીઓના ગુરુ' જ્ઞાનેશ્વર મહારાજ અને ભક્તોના મુગટમણિ તુકારામ મહારાજ બન્ને ઇન્દ્રાયણીનું પાણી પીને જ પુષ્ટ બનેલા.

'જ્ઞાનબા–તુકારામ'* આ ભાવિક મનને મુગ્ધ બનાવનારો મહામંત્ર ઇન્દ્રાયણીના પવિત્ર પાણીમાંથી જ જન્મ પામ્યો. દેહૂ અને આળંદી ઇન્દ્રાયણીને જ કાંઠે એકબીજાની પંચક્રોશીમાં

---

* જ્ઞાનેશ્વર અને તુકારામના નામની ધૂન. જ્ઞાનેશ્વરનું જ જ્ઞાનબા રૂપ થયેલું છે.

આવેલાં ક્ષેત્રો છે. જ્ઞાનોબાની આળંદીએ જ્ઞાનનો પાયો રચ્યો અને તુકોબાના દેહૂએ ભક્તિનો કળશ ચડાવ્યો. એક જ પંચક્રોશીમાં આટલી વિશાળ ઊંચાઈના બે મહાપુરુષો ગાજ્યાનું ઉદાહરણ ભાગ્યે જ મળી આવે છે. નદીની આસપાસનો પ્રદેશ મોટે ભાગે ફળદ્રુપ હોય છે. પણ ઇન્દ્રાયણીના કાંઠાની જમીને તો ફળદ્રુપતાની કમાલ કરી. જ્ઞાનેશ્વર મહારાજ એટલે જ્ઞાનનો કસ કાઢનારા, અને તુકોબા એટલે તો મૂર્તિમાન ભક્તિરસ જ. આટલો કસ અને આટલો રસ જે પાણીમાં ભરેલાં છે તે પાણીની યોગ્યતા અપૂર્વ જ કહેવી જોઈએ.

ઇન્દ્રાયણી નદી દેહૂ થઈને જ આળંદી તરફ વહે છે. પણ ભાગવત ધર્મની નદી આળંદી તરફથી દેહૂ તરફ વહેતી આવી છે. એટલે કે તુકોબાએ જ્ઞાનેશ્વર મહારાજના હાથમાં ઇન્દ્રાયણીનાં બોર આપી તેમની પાસેથી ભાગવત ધર્મનાં અમૂલ્ય ઘરેણાં પડાવ્યાં હોય એમ જણાય છે! તુકોબા જાતે કણબી, પણ વાણિયાનો ધંધો કરતા. એ ધંધો એમને બરાબર ફાવ્યો નહિ એમ કહેવાય છે. પણ ખરા 'સ્વહિતના ધંધા'માં એ આબાદ રીતે ફાવ્યા એમાં શંકા નથી. આ ધંધો કરતાં એમને જો ન આવડચો હોત તો પૂર્વજોની મિલકત ઉપર તેમણે કળશ ચડાવ્યો તે કેવી રીતે ચડાવી શકત? અને પોતાના વંશજો માટે 'અભંગ' મિલકત કેવી રીતે મૂકી શક્યા હોત?

'જ્ઞાનબા–તુકારામ' એ એક જાતનો મધ્યમપદલોપી સમાસ છે. એટલે કે એમાં ભાગવત ધર્મના બધા સાધુસંતોનો સમાવેશ થાય છે. ટૂંકાણમાં બેનો જ ઉચ્ચાર કરેલો છે. જ્ઞાનોબા આચાર્ય અને તુકોબા પ્રચારક. તુકારામ મહારાજના અભંગ ઠેઠ ભંગીને મોઢે ચડી ગયેલા છે. મહારાષ્ટ્રમાં જ્ઞાનનો

સાર્વત્રિક પ્રચાર તુકોબા જેટલો કોઈએ કર્યો નથી. જ્ઞાનો' જ્ઞાનનો ભંડાર ભરી મૂક્યો. તુકોબાએ 'હમાલી' ક સ્વીકારીને એ ભંડાર ખોલ્યો અને શેઠનો માલ ગરીબ સુધી પહોંચાડ્યો. તેથી જ મહારાષ્ટ્રની જનતા કૃતજ્ઞતાપ આ એના નામની જય બોલાવે છે.

'જ્ઞાનબા-તુકારામ' એ મધ્યમપદલોપી સમાસ એમાં બીજા સાધુસંતો આવી જાય છે એ તો ખરું જ. આ જ એનો ઉચ્ચાર કરવામાં ખાસ હેતુ છે. સત્પુરુષે સાર્વરાષ્ટ્રીય પરિષદ ભરવાનું નક્કી થાય તો મહારાષ્ પક્ષ રજૂ કરવા માટે આ જ બે પ્રતિનિધિઓને મોકલવા એ બંને મહારાષ્ટ્રની બાજુ ઉત્તમ રીતે સાચવશે એવી ખાત્ર હોવાથી મહારાષ્ટ્ર જનતા તરફથી એમને જ ચૂંટવામાં આ છે. ઇન્દ્રાયણી એ મહારાષ્ટ્રની સરસ્વતી છે, કારણ એને જ સારસ્વતના આ બે બગીચાઓ તૈયાર થયેલા છે અને તેમાં 'ફૂલ-ફળ-છાયાનો' આનંદ આખું મહારાષ્ટ્ર લૂંટી રહ્યું છે.

જ્ઞાનોબાએ જોકે જ્ઞાનેશ્વરી ગોદાવરીને તીરે લખી તોપણ જ્ઞાનોબાની સમાધિ ઇન્દ્રાયણીને કાંઠે હોવાથી જ્ઞાનો ઉપર ઇન્દ્રાયણીનો જ હક માનવો જોઈએ. સંતોનો બ પ્રયત્ન 'છેવટનો દિવસ આનંદનો થાય' તેટલા માટે હોય તેથી સંતોની મૃત્યુતિથિ જ પુણ્યતિથિ હોય છે. સંતો મૃત્યુતિથિની પેઠે જ તેમની મૃત્યુભૂમિ મહત્ત્વની હોય અવતારોની જન્મભૂમિ, વીર પુરુષોની કર્મભૂમિ અને સંતો મૃત્યુભૂમિ પવિત્ર માનવામાં આવેલી છે. તેથી જ્ઞાનેશ્વરી ઇન્દ્રાયણીને કાંઠે ન લખાઈ હોય તોય તેનું ફળ ઇન્દ્રાયણી જ મળવાનું. તેથી મહારાષ્ટ્રની સરસ્વતી ઇન્દ્રાયણી જ છે.

અને તુકોબાનું તો લગભગ આખું જીવન દેહૂમાં જ વ્યતીત થયું. તેથી તેમનાં ઘણાંખરાં સંભારણાં ઇન્દ્રાયણીના પાણી ઉપર લખાયેલાં છે. દેહૂ ગામ આખું જ તુકોબાના ચરિત્રનું સ્મારક છે. તુકોબાનું રહેવાનું ઘર, તેમના પૂર્વજ વિશ્વંભર બોવાની ઓસરી, તુકોબાએ જે દેવળનો જીર્ણોદ્ધાર કર્યો અને જેમાં તેઓ ભજન કરતા તે વિઠોબાનું દેવળ, તે દેવળ પાસેની અને આજે દેવળના ચોગાનમાં દાખલ થયેલી અંબાજી બાવાની જગ્યા, તુકોબા જ્યાં પ્રભુનું નામસ્મરણ કરતા તે ભંડારા ડુંગર, તેમણે પોતાના અભંગના ચોપડા જ્યાં ડુબાવી દીધા તે ઇન્દ્રાયણીનો ધરો, ઈશ્વરના દર્શન માટે તેર દિવસ સુધી તુકોબા જ્યાં ધરણું લઈને બેઠા હતા તે શિલા, અન્તે જે વૃક્ષતળે તુકોબાએ 'ह्याच देहीं ह्याच डोळां' (આ જ દેહે અને આ જ આંખે) મુક્તિનો કોડ અનુભવ્યો તે પીપરનું વૃક્ષ, — એ તુકોબાના ચરિત્રના સાક્ષીઓ દેહૂમાં જોવા મળે છે. તેથી તુકોબાના અભંગોની માલકી જે ઇન્દ્રાયણીને કાંઠે તે લખાયા, જે ઇન્દ્રાયણીમાં તુકોબાએ તે જાતે ડુબાવ્યા, જે ઇન્દ્રાયણીએ તે ડુબાવવાનો ઇનકાર કરી કાગ ને કોરા પોતાના પૃષ્ઠભાગ ઉપર ઊંચકી રાખ્યા તે ઇન્દ્રાયણીની જ છે એ સ્પષ્ટ છે.

ઇન્દ્રાયણી એ મહારાષ્ટ્રની સરસ્વતી હોવાથી વૈદિક ઋષિઓ જે મંત્રથી સરસ્વતીની પ્રાર્થના કરે છે તે જ મંત્રથી આપણે પણ ઇન્દ્રાયણીની પ્રાર્થના કરીએ :

अम्बितमे नदीतमे देवीतमे सरस्वती ।
अप्रशस्ता इव स्मसि प्रशस्तिमम्ब नस्कृधि ॥ — ऋग्वेद

હે ઉત્તમ, ઉત્તમ નદી, ઉત્તમ દેવિ, હે 'સરસ્વતિ,' આજ અમારું જીવન અપ્રશસ્ત જેવું બન્યું છે. માતા, તેં તું પ્રશસ્ત કર.

## ૩૪

## જીવન અને શિક્ષણ

હાલની વિચિત્ર શિક્ષણપદ્ધતિને લીધે જીવનના બે ભાગલા પડી જાય છેઃ જિંદગીનાં પહેલાં પંદર વીસ વરસ માણસે જીવવાની ભાંજગડમાં ન પડતાં એકલું શિક્ષણ લેવાનું. અને તે પછી શિક્ષણ સંકેલીને કોરે મૂકી દઈ મરતાં સુધી જીવવાનું.

આ રીત કુદરતી યોજનાથી વેગળી છે. એક હાથ લંબાઈનું બાળક સાડાત્રણ હાથનો માણસ કઈ રીતે બને છે એ તેના પોતાના કે બીજાઓના ધ્યાનમાં આવતું નથી. શરીરનો રોજ વિકાસ થયા જ કરે છે. આ વિકાસ ધીમે ધીમે, ક્રમે ક્રમે, થોડો થોડો થયા કરે છે. તેથી કરીને તે થાય છે એનું ભાન પણ થતું નથી. આજ રાત્રે સૂતાં સુધી બે ફૂટ ઊંચાઈ હતી, અને કાલે ઊઠીને જુઓ તો અઢી ફૂટ થઈ, એમ કદી બનતું નથી. અમુક એક વરસના છેક છેલ્લા દિવસ સુધી માણસ જીવન વિષે સાવ બેજવાબદાર રહે તોય ચાલે, બલ્કે તેણે બેજવાબદાર રહેવું જોઈએ; અને પછીના વરસનો પહેલો દિવસ ઊગે કે તરત તેણે જીવનની સંપૂર્ણ જવાબદારી ઉપાડવા તૈયાર થવું જોઈએ; એવી હાલની શિક્ષણ-પદ્ધતિની યોજના છે. સંપૂર્ણ બેજવાબદારીમાંથી સંપૂર્ણ જવાબદારીમાં કૂદકો મારવાનો એટલે એ એક હનુમાન-કૂદકો

જ થયો કહેવાય. આવો હનુમાન-કૂદકો મારવાના પ્રયત્નમાં હાથપગ ભાંગી જાય તો તેમાં શી નવાઈ?

ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કુરુ-ક્ષેત્રમાં ભગવદ્ગીતા કહી. ભગવદ્ગીતા અગાઉ વર્ગો લઈને પછી તેને કુરુક્ષેત્રમાં ધકેલ્યો નહિ. તેથી જ તે ગીતાને પચાવી શક્યો. આપણે જેને જીવનની તૈયારીનું "જ્ઞાન કહીએ છીએ તેને જીવનથી સાવ અસ્પૃષ્ટ રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. તેથી કરીને એ જ્ઞાનથી મરણની તૈયારી જ થાય છે.

વીસ વરસનો એક ઉત્સાહી યુવક અભ્યાસમાં મગ્ન છે; અનેક જાતના ઉચ્ચ વિચારોના હવાઈ કિલ્લાઓ બાંધી રહ્યો છે- 'હું શિવાજી મહારાજની જેમ માતૃભૂમિની સેવા કરીશ; હું વાલ્મીકિ જેવો કવિ થઈશ; હું ન્યૂટનની જેમ શોધખોળ કરીશ,' એવી એક બે તો શું પણ અનેક કલ્પનાઓ તે કરે છે. આવી કલ્પનાઓ કરવાનું ભાગ્ય પણ થોડાને જ પ્રાપ્ત થાય છે. પણ જેમને તે મળે છે તેમની જ વાત લેવાની. એ કલ્પનાઓનું આગળ પછી શું થાય છે? 'विती एवढें पोट' પણ 'कोण तयाचा बोभाट!' (વેંત જેટલું પેટ પણ તેને માટે શી ધમાલ!) એ પેટનો સવાલ નજર આગળ ખડો થયો કે બિચારો દીન બની જાય છે. જીવનની જવાબદારી એટલે 'क्या चीज है' એની આજ સુધી તેને કલ્પના સરખી પણ ન હતી. અને હવે તો મોટો પહાડ આગળ ઊભો. પછી કરે છે શું? પછી ક્યારેક પેટ માટે રખડતો ભટકતો શિવાજી, ક્યારેક દુઃખના રોદણાં રડતો વાલ્મીકિ, અને ક્યારેક નોકરની તો ક્યારેક બૈરીની, ક્યારેક છોકરી માટે વરની અને છેવટે સ્મશાનની શોધ કરતો ન્યૂટન, એવી વિવિધ ભૂમિકાઓ

બગ્વીને પોતાની કલ્પનાઓનું સમાધાન કરે છે. આ હનુમાન-કૂદકાનું પરિણામ છે!

'કેમ ભાઈ! તમે પછી શું કરવાના છો?' એમ એક મેટ્રિકના વર્ગના વિદ્યાર્થીને પૂછ્યું.

'પછી શું, એટલે? પછી કૉલેજમાં જવાનો.'

'હા. કૉલેજમાં જવાના ખરા. પણ તે પછી શું? એ સવાલ તો રહે જ છે.'

'પ્રશ્ન રહે છે ખરો. પણ તેનો અત્યારે જ શું કામ વિચાર કરવો? આગળ ઉપર જોઈ લેવાશે.'

ત્રણ વરસ પછી એ જ વિદ્યાર્થીને એ જ પ્રશ્ન પૂછ્યો.

'હજી કશો વિચાર થયો નથી.' એનો જવાબ મળ્યો.

'વિચાર થયો નથી એટલે? પણ તમે વિચાર કર્યો હતો ખરો?'

'ના ભાઈ, વિચાર કર્યો જ નથી. શો વિચાર કરવાનો? કશું સૂઝતું નથી. તેમાં હજી દોઢ વરસ વાર છે. પછી જોઈ લેવાશે.'

'પછી જોઈ લેવાશે' એ શબ્દો તો ત્રણ વરસ પહેલાં ઉચ્ચાર્યા હતા તે જ હતા. પણ તે વખતના અવાજમાં બેફિકર વૃત્તિ હતી; આજના અવાજમાં થોડીક ચિંતાની છાયા હતી.

દોઢ વરસ પછી ફરીથી તે જ પૃચ્છક તે જ વિદ્યાર્થીને — અથવા હવે 'સદ્‌ગૃહસ્થ'ને કહો — તે જ પ્રશ્ન પૂછ્યો. એ વખતે તેનો ચહેરો ચિન્તાક્રાન્ત હતો; અવાજમાંનું બેફિકરપણું સાવ ઊડી ગયું હતું. 'ततः किम् ततः किम् ततः किम्' એ શંકરાચાર્યે પૂછેલો સનાતન સવાલ હવે તેના ભેજામાં સારી પેઠે ઘોળાવા

માંડ્યો હતો. પણ તેનો જવાબ તો હજી પણ તેની પાસે ન હતો.

આજનું મરણ કાલ ઉપર ઠેલતાં ઠેલતાં છેવટે એક દિવસ એવો ઊગે છે કે જે દિવસે મરવું જ પડે છે. આ પ્રસંગ તેમનાં ઉપર આવતો નથી કે જેઓ 'મરણ પહેલાં જ' મરીને રહે છે, જેઓ પોતાનું મરણ પોતાની આંખે જોઈ લે છે. જેઓ મરણનો અગાઉ અનુભવ લે છે તેમનું મરણ ટળે છે. જે મરણનો અગાઉ અનુભવ લેતાં અચકાય છે તેમની છાતી ઉપર મરણ આવીને અથડાય છે. સામે થાંભલો છે તેનું ભાન આંધળાને જ્યારે તે થાંભલો તેની છાતી સાથે અથડાય છે ત્યારે થાય છે. દેખતા માણસને તે થાંભલો આગળથી દેખાય છે. તેથી તેનો ધક્કો તેની છાતીને લાગતો નથી.

જીવનની જવાબદારી એટલે કંઈ ઠેઠ મરણ નથી. અને મરણ પણ એવું શું ભારે 'મરણ' (મહાસંકટ,) છે? અનુભવને અભાવે જ તે કોઈ મોટા હાઉ જેવું ભાસે છે. ખરું જોતાં જીવન અને મરણ બન્ને આનંદના વિષયો હોવા જોઈએ. કારણ આપણા પરમ પ્રિય પિતાએ — પરમેશ્વરે — તે આપણને બક્ષેલા છે. ઈશ્વરે કંઈ જીવન દુઃખનું બનાવેલું નથી. પણ આપણને જીવતાં માત્ર આવડવું જોઈએ. કયો બાપ પોતાના છોકરાનું જીવન હાડમારીનું હોય એમ ઇચ્છે? તેમાંય ઈશ્વરની કરુણાને, પ્રેમને કંઈ પાર છે? તે પોતાનાં પ્રિય બાળકો માટે સુખનું જીવન નિર્માણ કરશે કે કષ્ટનું જીવન નિર્માણ કરશે? કલ્પના કરવાની શી જરૂર છે? પ્રત્યક્ષ જ જુઓ ને. જે વસ્તુ આપણને જેટલી વધારે જરૂરની તેટલી જ તે સહેલાઈથી મળી શકે એવી ઈશ્વરે યોજના કરેલી છે. પાણી કરતાં હવાની જરૂર વધારે;

તેથી ઈશ્વરે પાણી કરતાં હવા વધારે સુલભ બનાવી છે. જ્યાં નાક હોય ત્યાં હવા હોય જ. પાણી કરતાં અન્નની જરૂર ઓછી, તેથી પાણી મેળવવાના કરતાં અન્ન મેળવવા માટે વધારે મહેનત કરવી પડે છે. 'આત્મા' એ વસ્તુ તો સૌથી વધારે મહત્ત્વની છે; એટલે તે તેણે દરેક જણને કાયમને માટે આપી દીધેલી છે. આવી ઈશ્વરની પ્રેમાળ યોજના છે. તેનો વિચાર ન કરતાં આપણે નિરુપયોગી જડ ઝવેરાત ભેગું કરવા જેટલા 'જડ' બની જઈએ તો આપણી છાતી ફાટવાની જ. પણ એ આપણી જડતાનો દોષ છે. તેનો દોષ ઈશ્વરને માથે ન ઢોળાય.

જીવનની જવાબદારી એ ભયાનક વસ્તુ નથી તે આનંદથી ભરેલી છે; પણ જો ઈશ્વરે નિર્માણ કરેલી જીવનની આ સરળ યોજના ધ્યાનમાં લઈને ગમે તેવી વાહિયાત વાસનાઓને રોકી શકીએ તો જ. પણ જેમ તે આનંદથી ભરેલી વસ્તુ છે તેમ જ શિક્ષણથી પણ ભરેલી છે. જે જીવનની જવાબદારીથી વંચિત થયા તે બધા શિક્ષણથી વંચિત થયા એમ ચોક્કસ જાણવું. ઘણાઓની એવી માન્યતા છે કે, નાનપણથી જીવનની જવાબદારીનું ભાન જો છોકરાને રહે તો તેનું જીવન કરમાઈ જાય. પણ જીવનની જવાબદારીના ભાનથી જીવન કરમાઈ જતું હોય તો જીવન એ વસ્તુ જ જીવવાને લાયક નથી એમ કહેવું પડશે. પણ આજે આ માન્યતા ઘણા શિક્ષણશાસ્ત્રીઓ પણ ધરાવે છે. અને એનું મુખ્ય કારણ તેમની જીવન વિષેની દૂષિત કલ્પના છે. જીવન એટલે 'કલહ', એવો મત બંધાયો. ઈસપનીતિમાંના, 'અરસિક' મનાયેલા, પણ વસ્તુતઃ મર્મજ્ઞ એવા, કૂકડા પાસેથી બોધ લઈ

જુવારના દાણા કરતાં મોતીના દાણાને માન આપવાનું છોડી દઈએ તો 'જીવનમાંનો કલહ' નષ્ટ થશે અને તેને ઠેકાણે જીવનમાં સહકાર દાખલ થશે. 'માંકડાના હાથમાં મોતીની માળા' એ કહેવત જેણે બનાવી તેણે મનુષ્યનું મનુષ્યત્વ સિદ્ધ ન કરતાં સાચે જ માણસના પૂર્વજો વિષેનો ડાર્વિનનો સિદ્ધાન્ત જ સિદ્ધ કર્યો. 'મારુતિના હાથમાં મોતીની માળા' વાળી વાત જેમણે રચી તેમણે પોતાના મનુષ્યત્વનું સાચું ભાન બતાવ્યું.

જીવન જો સાચે જ એક ભયાનક વસ્તુ હોય, 'કલહ' હોય, તો છોકરાઓને તેમાં દાખલ કરતા નહિ અને પોતે પણ તે જીવતા નહિ. પણ તે જો જીવવા લાયક વસ્તુ હોય તો છોકરાઓને તેમાં અવશ્ય દાખલ કરો. તે વિના તેમને શિક્ષણ નહિ મળી શકે. ભગવદ્ગીતા જેમ કુરુ-ક્ષેત્રમાં કહેવાઈ તેમ શિક્ષણ જીવન-ક્ષેત્રમાં જ અપાવું જોઈએ — આપી શકાય. 'આપી શકાય' એમ કહેવું પણ બરાબર નથી; બલ્કે ત્યાં જ તે મળી શકે.

અર્જુનની આગળ તે પ્રત્યક્ષ કર્તવ્ય કરતો હતો તે વખતે સવાલ ઊભો થયો. તેનો જવાબ આપવા માટે ભગવદ્ગીતાનો જન્મ થયો. એનું નામ તે શિક્ષણ. છોકરાઓને ખેતરમાં કામ કરવા દો. તેમાં કોઈ પ્રશ્નો ઊભા થાય તો તેનું નિરાકરણ કરવા માટે સૃષ્ટિજ્ઞાનની કે પદાર્થવિજ્ઞાનની કે બીજી જે જોઈએ તે માહિતી તેમને આપો. એ સાચું શિક્ષણ થશે. છોકરાઓને રસોઈ કરવા દો. તેમાં તેમને જરૂર રસાયનશાસ્ત્ર શીખવો. પણ કહેવાનો મુખ્ય મુદ્દો એ કે તેમને જીવન જીવવા દો. વ્યવહારમાં કામ કરનારા માણસને પણ શિક્ષણ મળ્યા જ કરે છે. તેવી રીતે નાના બાળકને પણ મળવું જોઈએ. ફરક એટલો

જ હોય કે બાળકોની આસપાસ જરૂર પડે ત્યાં માર્ગદર્શન કરનારા માણસો હાજર હોય. આ માણસો 'શીખવનારા' માણસો તરીકે 'નિયોજિત' ન હોવા જોઈએ. એ માણસો પણ વ્યવહારમાં પડેલા માણસોની જેમ જ જીવન જીવતા હોવા જોઈએ. ફેર માત્ર એટલો જ કે આ શિક્ષક કહેવડાવનારાઓનું જીવન વિચારમય હોવું જોઈએ અને તે વિચારો પ્રસંગ પડ્યે છોકરાઓને સમજાવવાની પાત્રતા તેમનામાં હોવી જોઈએ. પણ શિક્ષક તરીકે જુદો ધંધો ન હોવો જોઈએ. 'વિદ્યાર્થી' કરીને કોઈ 'માણસો'થી બહારનો પ્રાણી ન જોઈએ. અને શું કરો છો એમ પૂછીએ તો ભણું છું અથવા ભણાવું છું એવો જવાબ આપવાનો ન હોવો જોઈએ. 'ખેતી કરું છું' અથવા તો 'વણાટનું કામ કરું છું' એના જેવો શુદ્ધ ધંધાદારી કહો, કે વ્યાવહારિક કહો, પણ જીવનદર્શક જવાબ મળવો જોઈએ. આનો દાખલો વિદ્યાર્થી રામ લક્ષ્મણ અને ગુરુ વિશ્વામિત્રનો છે. વિશ્વામિત્ર યજ્ઞ કરતા હતા. તેના રક્ષણ માટે તેમણે દશરથ રાજા પાસેથી તેના પુત્રોની માગણી કરી. તે જ કામ કરવા પૂરતા દશરથે છોકરાઓ મોકલ્યા. છોકરાઓને પણ પોતે યજ્ઞરક્ષણના કામ માટે જાય છે એવી જવાબદારીનું ભાન હતું. તેમાં તેમને અપૂર્વ શિક્ષણ મળ્યું. પણ રામલક્ષ્મણે શું કર્યું એમ જો પૂછો તો તેનો જવાબ તેમણે 'યજ્ઞરક્ષણ કર્યું' એમ જ અપાય. 'શિક્ષણ મેળવ્યું' એમ ન અપાય. પણ શિક્ષણ મળ્યું ખરું. તેનો શો ઉપાય!

શિક્ષણ એ કર્તવ્ય કર્મનું આનુષંગિક ફળ છે. જે કોઈ કર્તવ્ય કર્મ કરે છે તેને તે જાણ્યે અજાણ્યે પણ મળે જ છે. છોકરાઓને પણ તે તેવી રીતે જ મળવું જોઈએ. બીજાઓને તે

ટૈસો ખાતાં ખાતાં મળે છે. નાનાં બાળકોમાં હજી તેટલી શક્તિ આવેલી હોતી નથી તેથી ઘણી ટૈસો ખાવી ન પડે એવું વાતાવરણ તેમની આસપાસ ઊભું કરવું જરૂરનું છે. તેથી ધીમે ધીમે તેઓ સ્વાવલંબી અને એવી અપેક્ષા અને તે મુજબ યોજના હોવી જોઈએ. શિક્ષણ એ ફળ છે, અને 'मा फलेषु कदाचन' એ મર્યાદા આ ફળને પણ લાગુ પડે છે. 'શિક્ષણ-પ્રાપ્તિ માટે કોઈ કામ કરાય તો તે સકામ કર્મ થયું કહેવાય. એટલે તેમાં પણ 'इदमद्य मया लब्धम्,' (આજે મેં આ મેળવ્યું) 'इदं प्राप्स्ये' (કાલે હું પેલું મેળવીશ), વગેરે વાસનાઓ આવી જ જાણવી. તેથી આ શિક્ષણ-મોહમાંથી છૂટવું જ જોઈએ. આ મોહમાંથી જે છૂટયો તેને જ સર્વોત્તમ શિક્ષણ મળ્યું જાણવું. બા માંદી છે. તેની સારવાર કરવાથી મને ઘણું શિક્ષણ મળશે. પણ આ શિક્ષણને લોભે મારે સેવા ન કરવી જોઈએ. પણ એ મારું પવિત્ર કર્તવ્ય છે એ ભાવનાથી મારે બાની સેવા કરવી જોઈએ. અથવા બા માંદી છે, અને તેની સેવા કરવાથી મારું બીજા કશાનું — જેને હું 'શિક્ષણ' માનું છું તેનું — નુકસાન થવાનું છે; તો તે શિક્ષણના નુકસાનના ડરથી હું બાની સેવા કરવાનું ટાળું તે ન ચાલે.

પ્રાથમિક મહત્ત્વના જીવનોપયોગી શરીરશ્રમને શિક્ષણમાં સ્થાન હોવું જોઈએ એ વાત માન્ય રાખનાર કેટલાક શિક્ષણશાસ્ત્રીઓ એ બાબત વધારામાં એમ કહે છે કે એ પરિશ્રમ 'શિક્ષણની દૃષ્ટિથી' દાખલ કરવામાં આવે, નહિ કે 'પેટ ભરવાની' દૃષ્ટિથી. આજે 'પેટ ભરવાનો' જે હીન અર્થ પ્રચલિત છે તેને વિષેની ચીડથી તેઓ આમ કહે છે અને તેટલા પૂરતું તે યોગ્ય છે. પણ માણસને પેટ આપવામાં

ઈશ્વરનો હેતુ છે. પ્રમાણિકપણે પેટ ભરવાની કળા માણસને જો આવડી જાય તો સમાજનાં ઘણાંખરાં દુઃખો અને પાતકોનો અંત આવે. અને તેથી જ મનુએ 'योऽर्थशुचिः, स हि शुचिः' (જે આર્થિક દૃષ્ટિથી પવિત્ર તે જ પવિત્ર) એવા યથાર્થ ઉદ્‌ગાર કાઢેલા છે. 'सर्वेषामविरोधेन' કેમ જીવવું એ શીખવામાં બધું શિક્ષણ આવી જાય છે. અવિરોધવૃત્તિથી શરીરયાત્રા ચલાવવી એ માણસનું આદ્ય કર્તવ્ય છે. આ કર્તવ્ય કરવાથી જ તેની આધ્યાત્મિક ઉન્નતિ થવાની છે. તેથી શરીરયાત્રા ચલાવવા માટે ઉપર જણાવ્યા મુજબ પરિશ્રમ કરવો એને જ શાસ્ત્રકારોએ 'યજ્ઞ' એ નામ આપ્યું છે. 'उदरभरण नोहे जाणिजे यज्ञकर्म' (આ કેવળ પેટ ભરવાનું કામ નથી, આ એક યજ્ઞકર્મ છે એમ જાણ.) એ વામન પંડિતનું વચન પ્રસિદ્ધ જ છે. તેથી હું શરીરયાત્રા ચલાવવા ખાતર પરિશ્રમ કરું છું એ ભાવના યોગ્ય જ છે. 'શરીરયાત્રા' એટલે મારા સાડા ત્રણ હાથની યાત્રા એમ ન સમજતાં, સમાજશરીરની યાત્રા, એવો ઉદાર અર્થ ચિત્તમાં ઠસવો જોઈએ. મારી શરીરયાત્રા એટલે સમાજની સેવા, અને એટલે જ ઈશ્વરની પૂજા, એટલું સમીકરણ દૃઢ થવું જોઈએ. અને આ ઈશ્વરસેવામાં દેહ ઘસી નાખવો એ મારું કર્તવ્ય છે અને તે મારે કરવું જોઈએ એવું ભાન દરેક જણને હોવું જોઈએ.

અર્થાત્ એ ભાન નાના છોકરાને પણ થવું જોઈએ. તે માટે તેને તેની મગદૂર પ્રમાણે જીવનમાં ભાગ લેવાને પૂરતો અવકાશ આપવો જોઈએ. અને જીવનને જ મુખ્ય કેન્દ્ર બનાવીને તેની આસપાસ જરૂર જણાય તે મુજબ બધું શિક્ષણ ગોઠવવું જોઈએ.

આથી જીવનના બે ભાગલા નહિ પડે. જીવનની જવાબદારી એકદમ ઓચિંતી આવી પડવાથી જે મુશ્કેલીઓ ઊભી થાય છે તે ઊભી નહિ થાય, શિક્ષણ આપોઆપ, જાણ્યામાંય ન આવે એવી રીતે મળ્યા કરશે, પણ 'શિક્ષણ-મોહ' નહિ વળગે; અને નિષ્કામ કર્મ કરવાની ટેવ પડશે.

## ૩૫

## માત્ર શિક્ષણ

'કેમ ભાઈ! તમે કયું કામ સરસ રીતે કરી શકો એમ તમને લાગે છે?' એક દેશસેવેચ્છુને કોઈકે પ્રશ્ન પૂછ્યો.

'મને લાગે છે કે હું માત્ર શિક્ષણનું કામ કરી શકીશ, અને મને તેની જ હોંશ છે.' મજકૂર યુવકે જવાબ આપ્યો.

'એ તો બરાબર જ છે. કારણ ઘણી વખત જે આવડતું હોય છે તેની હોંશ હોયા વિના બીજો ઉપાય જ નથી હોતો. પણ બીજું કંઈ કામ તમે કરી શકશો કે નહિ?'

'ના જી, હું બીજું કોઈ પણ કામ કરી શકીશ નહિ. હું માત્ર ભણાવવાનું કામ કરી શકીશ. અને એ કામ માત્ર હું સરસ રીતે કરી શકીશ એવો મને વિશ્વાસ છે.'

'અરે ભાઈ! તમે સારું શીખવી શકશો એ તો સમજ્યો, પણ સારું 'શું' શીખવી શકશો? કાંતવાનું, પીંજવાનું, વણવાનું સારું શીખવી શકશો?'

'ના જી, એ નહિ શીખવી શકું.'

'તો પછી સીવણકામ, રંગકામ, સુથારી શીખવી શકો?'

'ના, એમાંનું કશું જ નહિ'

'રસોઈ કરવાનું, દળવાનું, વગેરે ઘરનું કોઈ કામ શીખવી શકો?'

'ના. કોઈ પણ જાતનું કામ એવું મેં આજ લગી કદી કર્યું જ નથી. હું ફક્ત શિક્ષણનું......'

'અરે ભાઈ! જે જે પૂછું તેની તો ના પાડો છો. અને 'માત્ર' શિક્ષણનું કામ કરી શકીશ એમ કહો છો. એનો અર્થ શો? બાગકામ શીખવી શકશો?'

'આ શું પૂછો છો? મેં પહેલેથી જ તમને કહી દીધું ને કે હું બીજું કોઈ પણ કામ કરી શકીશ નહિ. હું મરાઠી સાહિત્ય શીખવી શકીશ,' દેશસેવેચ્છુએ જરા ચિડાઈને જવાબ આપ્યો.

'આ તમે ઠીક કહ્યું. આનાથી કંઈક સમજણ પડી. જ્ઞાનેશ્વરી જેવો ગ્રંથ કેમ લખવો તે શીખવી શકશો?' પૃચ્છકે વિનોદમાં પૂછ્યું.

હવે સાત્ર દેશસેવેચ્છુ ખૂબ જ ચિડાયેલા જણાયા, અને મિજાજ ગુમાવીને કાંઈક બોલવા જતા હતા એટલામાં પૃચ્છક મહાશય વચ્ચે જ બોલ્યા:

'શાંતિ, ક્ષમા, તિતિક્ષા કેમ રાખવી તે શીખવશો?'

બસ. બળતામાં ઘી હોમાયું. તેથી સંવાદનો મોટો ભડકો થવાનો હતો, પણ પૃચ્છકે તરત જ પાણી રેડી તે હોલવી દીધો. 'તમારું કહેવું હું સમજ્યો. તમે લખતાં વાંચતાં વગેરે શીખવી શકશો; અને તેનો પણ જીવનમાં થોડો ઘણો ઉપયોગ છે; નથી એમ ન કહેવાય. પણ વણાટકામ શીખવાની તૈયારી છે તમારી?'

હવે નવીન કશું શીખવાની હોંશ થતી નથી. તેમાંય પણ વણાટકામ તો મને નહિ જ આવડે. કારણ આજ લગી હાથને એવું કામ કરવાની ટેવ નથી.'

'હા ખરું, તેથી શીખતાં થોડીક વાર લાગશે. પણ નહિ આવડે એમ કેમ બને?'

'મને તો લાગે છે નહિ જ આવડે. પણ માની લો કે ઘણો પ્રયાસ કર્યો પછી કદાચ આવડી જાય, તોય તેનો મને કંટાળો છે. તેથી તે મારાથી નહિ બની શકે એમ જ તમે માની લો.'

'વારુ. ત્યારે લખતાં શીખવવાનું કામ કરી શકશો; તેમ જ પ્રત્યક્ષ લખવાનું કામ પણ કરી શકશો ?'

'હા કરી શકીશ ખરો. પણ એટલું લખવા જ કરવાનું આવે તો તે પણ કંટાળો ઉપજાવનારું જ થઈ પડે. તોપણ તે કરવાને હરકત નથી.'

આ સંવાદ અહીં જ અટક્યો. પછી એની ફલશ્રુતિ શી થઈ તે જોવાની આપણને જરૂર નથી.

શિક્ષકનું માનસશાસ્ત્ર કેવું બન્યું છે એની કલ્પના ઉપલા સંવાદ ઉપરથી આવે એવી છે.

શિક્ષક એટલે, —

કોઈ પણ જાતની જીવનોપયોગી કાર્યશક્તિ જેણી પામે નથી એવો,

નવીન કાર્યશક્તિ પ્રાપ્ત કરવા માટે સ્વભાવથી જ અસમર્થ,

કોઈ પણ જાતના કામથી સદાય કંટાળેલો,

'માત્ર શિક્ષણ'નો ઘમંડ રાખનારો,

પુસ્તકોમાં દટાયેલો,

આળસુ પ્રાણી; એવો અર્થ થયો.

'માત્ર શિક્ષણ' એટલે જીવનમાંથી કાપીને જુદું કાઢેલું મુડદાલ શિક્ષણ. અને શિક્ષક એટલે 'મૃત-જીવી' માણસ !

'મૃત-જીવી'ને જ કેટલાક લોકો 'બુદ્ધિ-જીવી' કહે છે. પણ એમાં વાણીનો વ્યભિચાર છે. 'બુદ્ધિ-જીવી' કોને કહેવાય ? કોઈ એકાદ ગૌતમ બુદ્ધ, કોઈ સૉક્રેટીસ, શંકરાચાર્ય,

અથવા જ્ઞાનેશ્વર બુદ્ધિજીવનની જ્યોત પ્રગટાવી આપે છે. બુદ્ધિગ્રાહ્ય જીવન એટલે અતીન્દ્રિય જીવન એવો ગીતામાં અર્થ કહ્યો છે. જે ઇન્દ્રિયોનો ગુલામ છે, જે ઇન્દ્રિયાસક્તિથી હણાયેલો છે, પામર બન્યો છે, તે બુદ્ધિજીવી ન કહેવાય. બુદ્ધિનો પતિ આત્મા. તેને છોડીને જે બુદ્ધિ દેહના ઘરની બાંદી બની છે તે વ્યભિચારિણી બુદ્ધિ છે. આવી વ્યભિચારિણી બુદ્ધિવાળું જીવન એટલે જ મરણ અને એવું જીવન જીવનારો તે મૃત-જીવી કહેવાય. આ 'ફક્ત શિક્ષણ' ઉપર જીવનારાઓને મનુએ 'મૃતકાધ્યાપક' ઉર્ફે 'પગારદાર શિક્ષક' એવું નામ આપ્યું છે અને શ્રાદ્ધના કામમાં તેમનો નિષેધ કહ્યો છે. અને એ વાજબી જ છે. શ્રાદ્ધમાં મૃત પૂર્વજોની સ્મૃતિ જાગ્રત કરવાની હોય છે. જેમણે પ્રત્યક્ષ જીવન જ મૃત કરી બતાવ્યુ તેમનો એ કામમાં શો ઉપયોગ?

શિક્ષકને અગાઉ 'આચાર્ય' કહેતા. આચાર્ય એટલે આચારવાન. પોતે આદર્શ જીવન જીવીને રાષ્ટ્ર પાસેથી તેનું આચરણ કરાવનાર તે આચાર્ય. આવા આચાર્યોના પુરુષાર્થને લીધે જ રાષ્ટ્રો નિર્માણ થયાં — ઘડાયાં છે. આજે હિન્દુસ્તાનની નવેસર ઘડી બેસાડવાની છે. રાષ્ટ્રઘડતરનું કાર્ય આજે આપણી આગળ છે આચારવાન શિક્ષકો વિના તે થઈ શકવાનું નથી.

તેથી રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન આજે સૌથી વધારે મહત્ત્વનો છે. તેની વ્યાખ્યા અને વ્યાપ્તિ આપણે બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ. રાષ્ટ્રમાંનો સુશિક્ષિત વર્ગ નિરગ્નિ અને નિષ્ક્રિય બનતો જાય છે. એને માટે ઉપાય રાષ્ટ્રીય શિક્ષણનો અગ્નિ પ્રગટાવવો એ જ છે.

પણ તે અગ્નિ હોવો જોઈએ. અગ્નિની બે શક્તિઓ માનેલી છે. એક 'સ્વાહા' અને બીજી 'સ્વધા'. આ બે શક્તિઓ જ્યાં હોય ત્યાં અગ્નિ છે. 'સ્વાહા' એટલે આત્માહુતિ આપવાની, આત્મત્યાગની શક્તિ; અને 'સ્વ-ધા' એટલે આત્મ-ધારણની શક્તિ. આ બન્ને શક્તિઓ રાષ્ટ્રીય શિક્ષણમાં જાગ્રત હોવી જોઈએ. આ શક્તિઓ જાગ્રત હોય તો જ તે રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય. બાકીનું બધું હંડું હિમ જેવું—ફક્ત-શિક્ષણ.

અત્યાર સુધી આપણા રાષ્ટ્રીય શિક્ષકોએ સારી પેઠે આત્મત્યાગ કર્યો છે એમ ઉપર ઉપરથી દેખાય છે. પણ તેમાં જોઈએ તેટલું વજૂદ નથી. સાધારણ સ્વાર્થત્યાગ અથવા તો અર્પિત ત્યાગ એ કંઈ આત્મત્યાગ ન કહેવાય. તેની કસોટી પણ છે. જ્યાં આત્મત્યાગની શક્તિ હોય ત્યાં આત્મ-ધારણાની શક્તિનો જ જો અભાવ હોય તો ત્યાગ કોણે શાનો કરવાનો? જે આત્મા પોતે ટટાર ઊભો જ નથી રહી શકતો તે ફૂદકો શી રીતે મારવાનો હતો? તેથી આત્મત્યાગની શક્તિમાં આત્મ-ધારણ માની જ લીધેલું હોય છે. આ આત્મધારણની શક્તિ—'સ્વધા'—રાષ્ટ્રીય શિક્ષકોએ હજી પ્રાપ્ત કરી નથી. તેથી જે આત્મત્યાગ કર્યાનું ભાસ્યું તે મોટે ભાગે ભાસ જ હતો.

પ્રથમ સ્વ-ધા હોય તો પછી સ્વાહા આવે. રાષ્ટ્રીય શિક્ષણે, એટલે કે રાષ્ટ્રીય શિક્ષકોએ, હવે 'સ્વ-ધા' પ્રાપ્ત કરવાની તૈયારી કરવી જોઈએ.

શિક્ષકોએ 'ફક્ત-શિક્ષણ'ની ભ્રામક કલ્પનાઓ છોડી દઈ સ્વતંત્ર જીવનની જવાબદારી—જેવી ખેડૂતને શિરે હોય

છે તેવી — માથે લેવી જોઈએ. અને વિદ્યાર્થીઓને પણ તેમાં જ જવાબદારીનો ભાગ આપીને તેમની આસપાસ શિક્ષણની રચના કરવી જોઈએ, અથવા કુદરતી રીતે થવા દેવી જોઈએ. 'गुरोः कर्मातिशेषेण' — ગુરુનું કામ સમાપ્ત કરીને વેદાભ્યાસ કરવો, એ વાક્યનો આવો જ અર્થ લેવો ઘટે. નહિ તો ગુરુની વ્યક્તિગત સેવા એટલો જ જો 'गुरोः कर्म' નો અર્થ લઈએ તો ગુરુથી સેવા તે વળી થઈ થઈને કેટલી હોવાની હતી? અને તેને માટે કેટલા છોકરાને આટલો બધો વખત કામ કરવું પડવાનું હતું? તેથી 'गुरोः कर्म' કરવું એટલે ગુરુના જીવનમાં જવાબદારીપૂર્વક ભાગ લેવો એવો જ અર્થ થઈ શકે. એવી રીતે જવાબદારીભર્યો ભાગ લઈને તેમાં જ જે શંકાઓ વગેરે ઊઠે તે ગુરુજીને પૂછવી, અને ગુરુએ પણ પોતાના જીવનની જવાબદારી સંભાળીને અને તેનું જ એક અંગ માનીને તે શંકાઓનું યથાશક્તિ નિરાકરણ કરતા રહેવું. આ થયું શિક્ષણનું સ્વરૂપ. એમાં જ થોડો સ્વતંત્ર સમય પ્રાર્થનાના સ્વરૂપના વેદાભ્યાસ માટે જુદો રાખવો. હરકોઈ કામ ઈશ્વરની ઉપાસનાનું જ કરવું, પણ તેમ કરીને પણ સવારે તથા સાંજે થોડો વખત ઉપાસના માટે આપવો પડે. એ જ ન્યાય વેદાભ્યાસને અથવા શિક્ષણને લાગુ કરીએ તો જીવનની જવાબદારીવાળાં કામો જ દિવસના મુખ્ય ભાગમાં કરવાં અને તે બધાં શિક્ષણનાં જ કામો સમજવાં; પણ રોજ એકાદ એ સમય સ્વતંત્ર 'શિક્ષણ માટે' કરીને રાખવા.

રાષ્ટ્રીય જીવન કેવું હોય એનો આદર્શ પોતાના જીવનમાં ઉતારવો એ રાષ્ટ્રીય શિક્ષકનું કર્તવ્ય છે. આ કર્તવ્ય પાર પાડતો હોય તે વખતે તેના જીવનમાંથી કુદરતી રીતે જ તેની

આસપાસ શિક્ષણનાં કિરણ ફેલાશે. અને એ કિરણોના પ્રકાશ વડે આસપાસના વાતાવરણનું આપોઆપ કામ થઈ જશે.

આવી જાતનો શિક્ષક એ સ્વતઃસિદ્ધ સ્વયંભૂ શિક્ષણ-કેન્દ્ર છે અને તેની પાસે રહેવું એ જ શિક્ષણ મેળવવા સમાન છે.

માણસે પવિત્ર જીવન જીવવાની કાળજી લેવી જોઈએ. શિક્ષણની કાળજી લેવા એ જીવન જ સમર્થ છે. તેને માટે 'માત્ર-શિક્ષણ'ની પાછળ પડવાની જરૂર નથી.

૩૬

## ભિક્ષા

માણસની આજીવિકા ચલાવવાના ત્રણ પ્રકાર હોઈ શકે છે: (૧) ભિક્ષા, (૨) ધંધો યા વ્યવસાય, અને (૩) ચોરી.

ભિક્ષા એટલે, — સમાજની વધારેમાં વધારે સેવા કરી સમાજ પાસેથી કેવળ શરીરયાત્રા ચલાવવા પૂરતું ઓછામાં ઓછું લેવું તે. અને તે પણ નછૂટકે અને ઉપકાર માનીને.

ધંધો એટલે, — સમાજની કોઈ વિશેષ પ્રકારની સેવા કરવી અને તે માટે યોગ્ય બદલો માગી લેવો તે.

ચોરી એટલે, — સમાજની ઓછામાં ઓછી સેવા કરીને, અથવા સેવા કર્યાનો ડોળ કરીને, અથવા બિલકુલ સેવા કર્યા વિના, અને ક્યારેક તો સમાજનું પ્રત્યક્ષ નુકસાન કરીને પણ સમાજ પાસેથી વધારેમાં વધારે ભોગવિલાસનાં સાધનો મેળવવાં તે.

પ્રત્યક્ષ ચોર, લુટારુ, ખૂની તેમ જ તેમનો 'બંદોબસ્ત' કરનારા પોલીસ, લશ્કરી સિપાહીઓ, ન્યાયાધીશો, વગેરે સરકારી સાથીદારો; બંદોબસ્તના કામની બહારના વકીલો, વૈદ્યો, શિક્ષકો, ધર્મોપદેશકો ઇત્યાદિ ઉચ્ચોદ્યોગી લેખાતા લોકો; અને અવ્યાપારેષુ-વ્યાપાર કરનારાઓ, — આ બધા ઉપર જણાવેલા ત્રીજા વર્ગમાં આવી જાય છે.

માતૃ-ભૂમિની મગ્નાગન કરનારા ખેડૂતો અને જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડનારા કામદારો યાં મજૂરો એ બીજા વર્ગના ઉમેદવારો ગણાય; તેઓ તેમાં ' આવે છે ' એમ ન કહી શકાય. કારણ તેમની ' ગ્રાહ્ય ' બદલો લેવાની ઇચ્છા હોય તોપણ ત્રીજા વર્ગની કરામતને કારણે તેમનામાંથી ઘણાઓને યોગ્ય બદલો મળતો નથી અને તેઓ પરાણે પહેલા વર્ગમાં ધકેલાય છે. પણ જેઓ પરાણે પહેલા વર્ગમાં ધકેલાય છે તે અચૂક ત્રીજા વર્ગમાં આવીને બેસે છે.

પહેલા વર્ગમાં દાખલ થઈ શકે એવા બહુ જ ઓછા સાચી દાનતવાળા, સાધુ પુરુષો છે. બહુ જ થોડા, પણ છે ખરા; અને તેમને જ પ્રતાપે દુનિયા ટકી રહી છે. તેઓ થોડા ભલે હોય, પણ તેમનું બળ અદ્ભુત છે. ' ભિક્ષા-વૃત્તિનો લોપ થતો જાય છે, તેનો પુનરુદ્ધાર થવો જોઈએ.' એમ સમર્થ રામદાસ કહે છે, એમાં તેમનો ઉદ્દેશ આ પહેલા વર્ગનો પ્રસાર કરવાનો છે

આને જ ગીતામાં ' યજ્ઞશિષ્ટ ' અમૃત ખાવું એમ કહે છે. અને એ અમૃત ખાનારો માણસ મુક્ત થાય છે એવું ગીતાનુ આશ્વાસન છે.

આજે હિંદુસ્તાનમાં બાવન લાખ ' ભીખ માગનાગઓ ' છે. એવા જ સમર્થના વખતમાં પણ ઘણા ' ભિક્ષુકો ' હતા. એમ છતાં ભિક્ષાવૃત્તિનો જીર્ણોદ્ધાર કરવાની જરૂર સમર્થને શાથી જણાઈ ?

આનો જવાબ ભિક્ષાની કલ્પનામાં છે. બાવન લાખ બાવાઓની ભિક્ષાનો જે અર્થ થાય છે તે ભિક્ષા તો ચોરીનો જ એક પ્રકાર છે.

"ભિક્ષા એટલે વધારેમાં વધારે પરિશ્રમ અને ઓછામાં ઓછો બદલો. એટલો બદલો પણ બિલકુલ લીધો ન હોત; પણ શરીરનું કામ ચાલે નહિ, એટલે તેટલા પૂરતો લેવો રહ્યો. પણ તે હકની ભાવનાથી નહિ. સમાજનો પોતાના ઉપર આ ઉપકાર છે એ ભાવનાથી. ભિક્ષામાં પરાવલંબન નથી, ઈશ્વરાવલંબન છે, સમાજની સદ્ભાવનામાં શ્રદ્ધા છે. ભિક્ષા એ યદૃચ્છા-લાભ-સંતોષ છે; કર્તવ્યપરાયણતા છે; ફલનિરપેક્ષ વૃત્તિ કેળવવાનો પ્રયત્ન છે.

લોકસેવકનું શરીર-રક્ષણ એ એક સામાજિક કાર્ય છે. અને ખાદીપ્રચારના સામાજિક કાર્ય માટે જો કોઈને અમુક રકમ આપી હોય તો તે રકમનો ઉપયોગ યોગ્ય રીતે, હિસાબ રાખીને, એ જ કાર્ય માટે તે કરે. હું લોક-સેવક હોઉં તો મારું શરીર-ધારણ-કાર્ય એ પણ ખાદીકાર્યના જેવું જ સામાજિક કાર્ય છે; અને તેને માટે જરૂર જોગી નક્કી કરેલી રકમ મને સમાજ આપે છે. એ રકમનો ઉપયોગ મારે તે જ કાર્યમાં કરવો જોઈએ, યોગ્ય રીતે કરવો જોઈએ, તેનો હિસાબ રાખવો જોઈએ, અને એ હિસાબ સમાજની તપાસણી માટે ખુલ્લો હોવો જોઈએ. એટલે કોઈ પંચ (trustee) જેમ પોતાના કબજામાં સોંપાયેલી મિલકતનો વહીવટ કરે — બરાબર તેવી જ રીતે 'નિર્મળ' ભાવનાથી મારે મારા શરીરનો વહીવટ કરવો જોઈએ. આનું નામ તે ભિક્ષા-વૃત્તિ.

કેટલાક સેવકો એમ કહેતા જણાય છે કે, 'અમારા પોતાના પૈસાનો ઉપયોગ અમે અમને ફાવે તેવો કરીશું, સામાજિક પૈસાનો હિસાબ બરાબર રાખીશું, લોકોને બતાવીશું, તેમની ટીકા નોતરીશું, તેના યોગ્ય જવાબ આપીશું, ન આપી શકીએ તો

ક્ષમા માગીશું. પણ અમારા પોતાના પૈસાનો હિસાબ રાખવાને અમે બંધાયેલા નથી, અને બતાવવાને બંધાયેલા તો નથી જ નથી. જે પ્રામાણિકપણે સમાજસેવા કરનાર કોઈ માણસ આમ કહે તો તેની સેવા એ 'ધંધો' થયો. પ્રામાણિક ધંધો ખરો, પણ આખરે એ 'ધંધો' જ કહેવાય. એ 'ભિક્ષા-વૃત્તિ' નથી.

ભિક્ષા કહે છે: 'તારો' પૈસો ક્યાંથી? જેવી રીતે ખાદીના કાર્ય માટે, તું ખાદીનો જાણકાર એટલે તને પૈસો સોંપ્યો, તેવી જ રીતે તારા શરીરના કાર્ય માટે, તું તે બાબત જાણકારી ધરાવે છે એટલે જ તને પૈસા સોંપ્યા. ખાદી માટે આપેલા પૈસા જો તારા નથી તો તારા શરીરના કામ માટે આપેલા પૈસા 'તારા' શી રીતે કહેવાય? બન્ને કાર્યો સામાજિક જ છે.

'તમારી જરૂરિયાત કેટલી છે?' એક ખાદીપ્રચારકને પૂછ્યું.

'માસિક ૩૦ રૂપિયાની'

'તમે તો એકલા છો. ત્યારે આટલા પૈસાની શી જરૂર?'

'બે ત્રણ ગરીબ વિદ્યાર્થીઓને હું મદદ કરું છું.'

'ગરીબ વિદ્યાર્થીઓને આવી રીતે મદદ કરવી અનુચિત નથી એમ આપણે માની લઈએ. પણ ધારો કે ખાદીના કામ માટે તમને પૈસા આપ્યા હોય તો તમે તેમાંથી રાષ્ટ્રીય શિક્ષણના કાર્ય માટે ખરચ કરશો ખરા?'

'ના જી, તેમ નહિ કરી શકાય.'

'તો પછી તમારું શરીર-પોષણ એ જો એક સામાજિક કાર્ય તે કાર્ય માટે તમને અપાતી રકમમાંથી ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી. એ જો બીજું એક સામાજિક કાર્ય તેને માટે કેવી રીતે ખરચ કરી શકાય?'

આ પણ "ભિક્ષા-વૃત્તિ'માં રહેલો એક મહત્ત્વનો મુદ્દો છે. ભિક્ષા-વૃત્તિના માણસને દાન કરવાનો અધિકાર નથી. દાન થયું તોય 'હું' જ કરનારો, અને ભોગ થયો તોય 'હું' જ ભોગવનારો. ભિક્ષામાં 'હું'ને જ સ્થાન નથી. એટલે કે બન્નેને નથી.

नको गुंफो भोगीं नको पडो त्यागीं !, (ભોગમાં લપટાઈશ નહિ તેમ જ ત્યાગમાં પણ પડીશ નહિ) આ ભિક્ષાવૃત્તિનું સૂત્ર છે. ભિક્ષાવૃત્તિ એટલે 'ઘર મોટું કરવું', મોટી જવાબદારી માથે લેવી તે. ભિક્ષા બેજવાબદાર નથી.

ભિક્ષા માગવી એટલે 'માગવાનુ' છોડી દેવું'. 'માગો એટલે મળશે' એવું બાઈબલમાં એક વાકય છે. તેનો અર્થ પ્રભુ પાસે માગો એટલે મળશે એવો છે. પણ સમાજ પાસે ? 'માગશો નહિ, એટલે મળશે.'

'ભિક્ષા માગવી' એ શબ્દો વિસંવાદી છે. કારણ ભિક્ષા એટલે જ ન માગવું તે.

'ભિક્ષા માગવી' એ શબ્દમાં પુનરુક્તિ છે. કારણ ભિક્ષા એ જ સ્વતઃસિદ્ધ માગવું છે. ભિક્ષા માગવી પડતી નથી. કર્તવ્યની ઝોળીમાં નાણાં તો પડેલાં જ છે.

# पूर्णात् पूर्णम्

શ્રુતિનું વચન છે, पूर्णात् पूर्णमुदच्यते । 'पूर्णात् पूर्णम्' (પૂર્ણમાંથી પૂર્ણ) એ નૈસર્ગિક વિકાસનો નિયમ છે. આનો અર્થ શો ? જો પહેલાંનોય પૂર્ણ અને પછીનો પણ પૂર્ણ, તો તેમાં વિકાસ શાનો ? અપૂર્ણમાંથી પૂર્ણ કહીએ તો 'વિકાસ' સમજાય છે. પણ 'પૂર્ણમાંથી પૂર્ણ' એ કહેવું જ અર્થહીન લાગે છે.

અર્થહીન લાગે છે ખરું, પણ તેમાં ઊંડો અર્થ રહેલો છે. 'પૂર્ણમાંથી પૂર્ણ' એટલે નાના પૂર્ણમાંથી મોટું પૂર્ણ. નવું જન્મેલું બાળક પણ પૂર્ણ છે. ત્રીસ વરસનો યુવક પણ પૂર્ણ જ છે. પહેલો દાખલો નાના પૂર્ણનો છે, બીજો મોટા પૂર્ણનો. બાળકને એક આંખ હતી, અથવા તો અર્ધું નાક હતું, અને યુવકને બે આંખો ઊગી યા તો અર્ધાનું આખું નાક બન્યું એમ નથી. બન્નેને બે આંખ અને બે આંખ વચ્ચે એક જ નાક છે. બન્નેય પૂર્ણ છે. ફેર એટલો જ કે એક નાનું અને બીજો મોટો.

બે ઇંચની સુરેખા એ પણ પૂર્ણ સુરેખા કહેવાય અને ચાર ઇંચની સુરેખા પણ પૂર્ણ સુરેખા જ કહેવાય. પહેલી નાની, બીજી મોટી. બે ઇંચ વ્યાસનું વર્તુળ પણ પૂર્ણ વર્તુળ છે અને ચાર ઇંચ વ્યાસનું વર્તુળ પણ પૂર્ણ વર્તુળ જ છે. પહેલું નાનું અને બીજું મોટું.

પાટિયા ઉપર દોરેલું આમળા જેવડું વર્તુળ વિકાસક કાચમાંથી જોઈએ તો કોળા જેવડું દેખાય. એટલે વિકાસક

કાચે શું કર્યું ? શાનો ' વિકાસ '. કર્યો ? અપૂર્ણ વર્તુળનું પૂર્ણ વર્તુળ બનાવ્યું ? કે નાના પૂર્ણ વર્તુળનું મોટું પૂર્ણ વર્તુળ બનાવ્યું ? વિકાસક કાચે એટલું જ કર્યું કે જે આમળા જેવડું વર્તુળ હતું તેનું તેણે કોળા જેવડું વર્તુળ બનાવ્યું.

અને સાચે જ શિક્ષણશાસ્ત્ર આથી વધારે કશું કરી શકતું નથી. શિક્ષણશાસ્ત્રની વ્યાખ્યા જ કરવી હોય તો ' આમળાં જેવડા મીંડામાંથી કોળા જેવડું મીંડું ઉપજાવવાનું શાસ્ત્ર એ શિક્ષણશાસ્ત્ર એમ કહેવામાં કશો વાંધો નથી. શિક્ષણથી આમળાનું કોળું બને અથવા, સમર્થ રામદાસની ભાષામાં કહીએ તો, મૂર્ખનો પઢત-મૂર્ખ બને, અથવા બહુ બહુ તો અર્ધો ડાહ્યાનો દોઢડાહ્યો બની શકે.

પણ આ વિનોદની વાત છોડી દઈને તેમાંનો ભાવાર્થ ગ્રહણ કરીએ, તો ' પૂર્ણમાંથી પૂર્ણ ' એ કુદરતના વિકાસનું સૂત્ર શું છે તે ધ્યાનમાં આવશે. મળસકે પાંચ વાગ્યે સામેનું વૃક્ષ મને ઝાંખું દેખાય છે. આખું દેખાય છે, પણ ઝાંખું. સાડાપાંચ વાગ્યે થોડુંક સ્પષ્ટ દેખાય છે. પહેલા જેવું જ આખું દેખાય છે, પણ થોડુંક સ્પષ્ટ. સૂર્યોદય થયા પછી પણ આખું વૃક્ષ દેખાય છે; પણ પૂરેપૂરું સ્પષ્ટ. પાંચ વાગ્યે પા વૃક્ષ દેખાયું, સાડાપાંચે અર્ધું દેખાયું, અને સૂર્યોદય પછી આખું દેખાયું એમ નથી બનતું. ત્રણે વખતે આખું વૃક્ષ દેખાય છે. પણ પહેલી વખત અસ્પષ્ટ સંપૂર્ણ, બીજી વખત કંઈક સ્પષ્ટ પણ સંપૂર્ણ, અને ત્રીજી વખત તદ્દન સ્પષ્ટ અને સંપૂર્ણ. ' અસ્પષ્ટ, કંઈક સ્પષ્ટ, તદ્દન સ્પષ્ટ ' આ વિકાસ સૂર્યપ્રકાશે કર્યો. પણ ત્રણેય વખત સંપૂર્ણનો જ વિકાસ કર્યો. નાના પૂર્ણમાંથી મોટું પૂર્ણ, અસ્પષ્ટ પૂર્ણમાંથી સ્પષ્ટ પૂર્ણ, એ કુદરતી વિકાસ થયો.

'અપૂર્ણમાંથી પૂર્ણ' એટલે શું અને 'પૂર્ણમાંથી પૂર્ણ' એટલે શું એ સમજવા માટે આપણે એક બીજો દાખલો લઈએ. ધારો કે આપણે દરિયાને કિનારે ઊભા છીએ. આપણને દરિયામાં હવે વહાણ વગેરે કશું દેખાતું નથી. થોડા વખત પછી એક જહાજ દેખાવા લાગ્યું. એટલે કે જહાજની ફક્ત ઉપરની ટોચ દેખાવા લાગી. થોડા વધુ વખત પછી વચલો ભાગ દેખાવા લાગ્યો. — હવે સંપૂર્ણ જહાજ દેખાવા લાગ્યું. સંપૂર્ણ પણ દૂર હોવાને લીધે અસ્પષ્ટ. તે પછી જેમ જેમ તે પાસે આવતું ગયું તેમ તેમ તે વધારે ને વધારે સ્પષ્ટ દેખાવા લાગ્યુ. પહેલવહેલું સંપૂર્ણ જહાજ દેખાયું ત્યાં સુધીનાં દર્શનને આપણે 'અપૂર્ણમાંથી પૂર્ણ' કહીશું. પછીનાં દર્શનને આપણે 'પૂર્ણમાંથી પૂર્ણ' કહીશું.

એક શિક્ષક વિદ્યાર્થીઓને હિંદુસ્તાનની ભૂગોળ શીખવી રહ્યો છે. તેણે છોકરાઓને પ્રથમ આખા હિંદુસ્તાનનો નકશો બતાવ્યો. પછી તેણે તેમાંના જુદા જુદા પ્રાન્તો બતાવ્યા પછી બધા પ્રાન્તોમાંની નદીઓ બતાવી. પછી બધા પ્રાન્તોમાંનાં ઐતિહાસિક, ધાર્મિક તથા વેપારી મહત્ત્વનાં સ્થળો બતાવ્યાં. અને આવી રીતે જ તે વધારે સૂક્ષ્મ માહિતી આપતો ગયો. એ શિક્ષક વિદ્યાર્થીઓના જ્ઞાનને 'પૂર્ણમાંથી પૂર્ણ તરફ' દોરી રહ્યો છે.

બીજો એક શિક્ષક છે. એ પણ વિદ્યાર્થીઓને હિંદુસ્તાનની ભૂગોળ શીખવી રહ્યો છે. પણ પ્રથમ તેણે એક જિલ્લાની સાવ ઝીણામાં ઝીણી માહિતી વિદ્યાર્થીઓને આપી; પછી બીજા જિલ્લાની. એમ કરતાં કરતાં આખરે એક પ્રાન્તની માહિતી ભેગી થઈ. હવે આ વિદ્યાર્થીઓને એક પ્રાન્તની સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવી માહિતી મળી ગઈ. પણ

બીજા પ્રાન્તોની-શૂન્ય. પછી બીજા પ્રાન્તોની આવી જ ઝીણી ઝીણી સૂક્ષ્મ માહિતી આપી. અને આખરે હિંદુસ્તાનની માહિતી આપી. 'હિંદુસ્તાનની ભૂગોળ શીખવવી' એ મુદ્દા પૂરતું કહીએ તો આ શિક્ષક વિદ્યાર્થીઓના જ્ઞાનને 'અપૂર્ણમાંથી પૂર્ણ' તરફ લઈ જવા માગે છે એમ કહી શકાય.

આત્માના વિકાસનું 'પૂર્ણમાંથી પૂર્ણ તરફ' એ સનાતન સૂત્ર છે. કોઈ પણ આત્મવાન વસ્તુના વિકાસને એ જ સૂત્ર લાગુ પડી શકે.

ક્લે મોડેલિંગની (એટલે કે માટીનાં પૂતળાં ઇત્યાદિ બનાવવાની) કળા વિષેના એક પુસ્તકમાં, પૂતળાને અપૂર્ણમાંથી પૂર્ણ તરફ લઈ જવાની રીતનો નિષેધ કરેલો છે. શરૂઆતમાં માટીને ગમે તેવો આકાર આપી છેવટે જોઈતો આકાર મળ્યો એટલે થયું, એવી કલ્પનાથી કામ કરવું નહિ. તદ્દન શરૂઆતથી છેવટ સુધી ગમે ત્યારે કોઈ પણ માણસ જોવા આવે તો શું ચાલે છે એનો તેને ખ્યાલ આવે એવી રીતે કામ કરવું જોઈએ. તો જ પૂતળામાં કળા ઊતરે છે એવો અનુભવ એ પુસ્તકમાં નોંધેલો છે. નહિ તો ઘણાય ચિત્રકાર એમ કહેતા મળી આવે છે કે, 'અત્યારે શું જુઓ છો? આખું તૈયાર થાય ત્યારે જોજો.' શરૂઆતમાં ગમે તેવો વાંકોચૂકો આકાર આપીને તેને થાબડ્યા કરવાથી કળા સિદ્ધ ન થઈ શકે. કળા એટલે આત્માનો અમર અંશ. તેથી 'પૂર્ણમાંથી પૂર્ણ' એ આત્મવિકાસના સૂત્રનું પાલન કરવામાં આવે તો જ કળાનો અવતાર થવો શક્ય છે.

રાષ્ટ્ર-ઘડતર પણ એક ભારે મોટી કળા છે. '**પૂર્ણાત્ પૂર્ણમ્**' એ સૂત્ર નજર આગળ કાયમ રાખીને રચના કરવામાં આવે તો જ તેમાં યશ મળી શકે.

## ૩૮.

# કૈલાસવાસી રાજવાડે

મરાઠાઓના ઇતિહાસના એકનિષ્ઠ ઉપાસક થી. રાજવાડેનું ઐહિક જીવન હવે તો જ ઇતિહાસમાં સદાને માટે સામેલ થઈ ગયું છે. અનાદિ ભૂત અને અનંત ભવિષ્યકાળ એ એના સકંજામાં સપડાયેલો વર્તમાનકાળ ક્યાં સંતાઈને બેઠેલો હોય છે તે ધ્યાનમાંય આવતું નથી. જોતજોતામાં તે ભૂતકાળમાં વિલીન થાય છે. તેથી તેના તરફ જોવાનું છોડી દઈને તેને કર્મયોગની ધૂંસરીમાં જોડી તેની પાસેથી સેવાય તેટલું કામ લેવું એ જ તેને અંગે માણસનું કર્તવ્ય છે. એ જે કરે છે તે જ સાચો ઇતિહાસજ્ઞ છે. દશ્ય-પુરુષની ચપળતાનું, માણસના શારીરિક જીવનની ક્ષણિકતા અને આત્માની અમરતાનું ભાન કરાવવું એ જ ઇતિહાસજ્ઞાનનું કાર્ય છે. ઇતિહાસજ્ઞાનનું આ કાર્ય જેના જીવનમાં પુરેપૂરું ઊતરેલું દેખાય તેને જ ઇતિહાસ-જ્ઞાન થયું છે એમ માનવું જોઈએ. પછી ભલે તેણે ઇતિહાસનાં પોથાં કેંદાં હોય કે ન હોય. વાસ્તવિકપણે ઇતિહાસ તેણે જ જોયો કહેવાય કે જેણે વર્તમાન વાપરી જાણ્યો હોય. રાજવાડેએ પોતાની જિંદગીની ક્ષણે ક્ષણ વાપરવાનો પ્રયત્ન કર્યો. અને તેથી જ તેઓ ઇતિહાસ-જ્ઞ કહેવાય. તેમને ભાગે આવેલી ક્ષણોનો તેમણે જનતા આગળ ચોખ્ખો હિસાબ ગણાવ્યો છે. 'ત્રીસ વરસમાં ત્રીસ મૌલિક ગ્રંથ' એમ ટૂંકમાં તે હિસાબ ચૂકતે થયો. રાજવાડેના અથાગ પરિશ્રમથી તૈયાર થયેલા ગ્રંથો

વાંચીને સમજવાની યોગ્યતા આપણામાં કદાચ ન હોય, અથવા તો તે વાંચવા જેટલી ફુરસદ આપણને કદાચ ન હોય; પણ 'रिकामा जाऊं नेदि क्षण' (એક ક્ષણ પણ ખાલી જવા ન દે) એટલો બોધ જો આપણે તેમના ચરિત્રમાંથી લઈએ તો તેમના બધા ગ્રંથો વાંચ્યાનું શ્રેય આપણે મેળવ્યું જાણવું.

રાજવાડેની આટલી અદ્ભુત બુદ્ધિમત્તા, પણ મરાઠી સાહિત્યનો અભ્યાસ તેમની આખી જિંદગી તેમણે કર્યો તોય પૂરો ન થયો. 'મરાઠી તો આપણી માતૃભાષા છે, તેનો અભ્યાસ કરવાની શી જરૂર?' એમ જેમને લાગતું હોય તેમણે રાજવાડેનું લખાણ જરા જોવું, એટલે તેમની આંખ ઊઘડશે. તેમ જ 'મરાઠીમાં આટલું અભ્યાસ કરવા જેવું શું છે?' એનો જવાબ જોઈતો હોય તોય એના ખુલાસા માટે પણ રાજવાડેનું લખાણ ઉપયોગી થાય તેવું છે. રાજવાડેનો દાખલો લઈને આપણે મરાઠી ભાષા વિષેની આપણી ઉદાસીનતા અથવા તુચ્છબુદ્ધિ છોડી દેવી જોઈએ.

રાજવાડેએ પોતાનું બધું લખાણ મરાઠીમાં જ કર્યાથી તેમની આખી કીર્તિના પાયામાં કચાશ રહી ગઈ છે એમ ઘણાને લાગે છે. પણ એ મોટો ભ્રમ છે. રાજવાડેએ કીર્તિની જરાય પરવા કર્યા વિના પોતાના અજાણ દેશબંધુઓને ધ્યાનમાં લઈને મરાઠીમાં જ લખાણ કર્યું એથી જ તેમણે પોતાની કીર્તિનો ઘણો જ મજબૂત પાયો નાખ્યો છે. એમ કરવાને બદલે તેમણે જો અંગ્રેજીમાં ગ્રંથરચના કરી હોત તો માત્ર તેમણે કીર્તિનો પાયો મજબૂત ન બનાવતાં 'तांतडीची भित पाया विण' (ઉતાવળની ભીંત પાયા વિના રચી) એમ કહેવું પડત. તેમણે મરાઠીમાં લેખનકાર્ય કર્યું તેથી તેમની

પાસેથી તરુણોને એટલા ઇતિહાસસંશોધનની જ નહિ પણ બીજી જાતની સેવા કરવાની પણ સ્ફૂર્તિ થઈ અને દીક્ષા મળી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. જો તેમણે અંગ્રેજીમાં જ લેખનકાર્ય કર્યું હોત તો આવી સ્ફૂર્તિ તરુણોને મળવાનો સંભવ ઘણો ઓછો રહેત. કદાચ તેમની પોતાની કીર્તિ દુનિયામાં ગાજતી રહી હોત, પણ નક્કર કાર્ય ન થાત. રાજવાડેએ કીર્તિના મોહનો ત્યાગ કર્યો એ તેમનો બારે ત્યાગ ગણાય. મજકૂર લેખકે પોતાની ઉમરને મોળમે વરસે તે વખત સુધી પ્રસિદ્ધ થયેલું રાજવાડેનું ઘણુખરું લખાણ ઘણા રસથી વાંચ્યુ હતું. તે વખતે જોકે તે પૂરતું સમજાતુ ન હતું તોપણ સ્ફૂર્તિ પેદા થવા જેટલું જરૂર સમજાતુ હતું. એ જ લખાણ જો અંગ્રેજીમાં હોત તો તેનો શો ઉપયોગ થાત?

રાજવાડે આપણી પ્રાચીન સંસ્કૃતિના અભિમાની હતા. પણ તેથીય તેઓ સત્યના વધારે અભિમાની હતા. તેથી આપણી સંસ્કૃતિમાં જે જે દોષો તેમને જણાયા તે તેમણે સ્પષ્ટપણે રજૂ કર્યા છે. આપણુ બધુ જ સારું હતું એમ કહીએ તો આજની ગુલામીની દશા શી રીતે આવી તેનો કશો જ ખુલાસો આપી શકાતો નથી. એટલા માટે આપણી ક્યાંક તો ભૂલ થઈ હતી. એ ઓળખવું જરૂરનું છે.

'આજની આ આપણી ગુલામીની દશા શાથી?' એ સવાલનો જવાબ શોધી કાઢતાં રાજવાડેની સૂક્ષ્મ બુદ્ધિને પણ થાક ચડયો, અને નિરાશ થઈને આખરે તેમણે એની બધી જવાબદારી સંતો ઉપર ઢોળી દીધી! 'સંતોએ રાષ્ટ્રને દુર્બળ બનાવ્યુ' એમ તેમની થાકેલી બુદ્ધિને ભાસ્યુ, અને એમ ભાસતાં જ તેમણે એ વાત છડેચોક જાહેર કરી. તે પછી તેમનો

અનુવાદ ઘણાઓએ કર્યો. પણ તદ્દન પહેલી વાર કોઈની પણ શરમ રાખ્યા વિના રાજવાડેએ જ એ વાત રજૂ કરી. તેમનો નિષેધ પણ અનેક શાસ્ત્રો પીને પચાવેલા બીજા એક ઇતિહાસજ્ઞે જ કર્યો. રાજવાડેનો હલ્લો અને રાનડેનો બચાવ બન્નેય જોવા જેવા છે. બન્નેમાં યશ રગેરગે ભરેલી છે. અને તેથી રાનડેનો બચાવ સંતોને જેટલો પ્રિય થશે, તેટલો જ રાજવાડેનો હુમલો પણ પ્રિય થાય તેવો છે. અર્જુને ચઢાવેલી બાણોની વૃષ્ટિ કિરાતવેશધારી શંકરને ભક્તોએ ચઢાવેલી ફૂલોની વૃષ્ટિની જેમ જ નહોતી ગમી ગઈ?

અને સંતોને એની શી પરવા? 'तुका म्हणे माझें सर्वांचें संतावरी ओझें' (તુકારામ કહે છે કે મારો બધો ભાર સંતો ઉપર છે.) એ તેમની જ ઉક્તિ મુજબ તેમના ઉપર કોઈ ગમે તેટલો બોજો લાદે તોય તેનો તેમને ભાર થોડો જ લાગવાનો હતો? સંતો આખી સૃષ્ટિને આત્મરૂપ લેખે છે. તેથી દુનિયાની કોઈ પણ વ્યક્તિનું પાપ એ પોતાનું પાપ છે એમ તેઓ માને છે. આવી સ્થિતિમાં રાષ્ટ્ર ગમે તેણે પાયમાલ કર્યું હોય તોય 'તમે જ તેને પાયમાલ કર્યું છે' એમ જો કોઈ તેમને આવીને કહે તો તેની એ વાત સંતો સહેલાઈથી સ્વીકારશે. તેમાંય રાજવાડે જેવા દેશદાઝવાળા રાષ્ટ્રપ્રેમી પુરુષે બધી બાજુથી નિરાશ થયા પછી કાઢેલા ઉદ્ગારોનો ભાવ સંતો નહિ સમજે એમ કેમ બને?

શું રાનડે કે શું રાજવાડે, બન્ને જણા દેશની સેવા કરનારા હતા. બન્ને પોતપોતાની રીતે સંત જ હતા. છતાં પણ સંતોના કાર્ય વિષે તેમનામાં મતભેદ હતો એમ જણાય છે. પણ તે મતભેદ ઉપરછલ્લો હતો, ઊંડો ન હતો. મંબાજીબાવા

પણ તુકારામ મહારાજને ગાળો દેતા અને તેમની પોતાની પત્ની આવલી પણ ગાળો દેતી. એ કહેતી કે 'મુઆ દુષ્ટે (તુકારામે) મારા સંસારની ધૂળધાણી કરી.' પણ આવલીની ગાળોમાં અને મંબાજીબાવાની ગાળોમાં ફેર હતો. આવલીની ગાળો ઉપર ઉપરથી દેખવા પૂરતી હતી. તેનું હૃદય તો તુકારામ મહારાજ માટેના પ્રેમથી ભરેલું હતું. તેમને રોટલો પહોંચાડ્યા વિના તેનાથી ખવાતું નહિ. રાજવાડેનું પણ એમ જ હતું. તેમને સંતો માટે અંદરખાનેથી પ્રેમ હતો. સંતોના ગ્રંથોનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો. સંતોને ઠેકાણે વસતા કેટલાક સદ્‌ગુણો તેમનામાં પણ હતા. પણ આપણા રાષ્ટ્રની આજની દયામણી દશા, આળસ અને પુરુષાર્થહીનતા જોઈને તેમનું હૃદય બેચેન થતું. તેમાંય સંતોનાં વચનોનો આ દુર્ગુણોના સમર્થન માટે આધાર ટાંકવામાં આવે છે એમ જ્યારે તેમણે જોયું ત્યારે 'इन्द्राय स्वाहा तक्षकाय स्वाहा' એ ન્યાયે તેમણે સંતો ઉપર જ હુમલો કર્યો.

રાષ્ટ્રના આળસુ લોકો સંતોનાં વચનોનો દુરુપયોગ કરે તો એમાં કંઈ તે વચનોનો દોષ નથી. એનો સાચો ઉપાય તો એ જ હોઈ શકે કે ઉદ્યમી માણસોએ સંતોનાં વચનોનો સદુપયોગ કરી બતાવવો. પણ માણસ તપી જાય છે ત્યારે તેને ભાન રહેતું નથી. ત્યારે તે 'इन्द्राय तक्षकाय स्वाहा' કહેવા મંડી પડે છે. એમ કરતાં તે ઇંદ્રને તો મારી શકતો જ નથી, —(કારણ એક તો એનો તેમ કરવાનો ઇરાદો જ નથી હોતો, પણ ઇરાદો હોય તોય તે મરવો અશક્ય હોય છે,)— પણ તક્ષકની આવરદા માત્ર વિનાકારણ વધી જાય છે. 'બુદ્ધ, શંકરાચાર્ય અને તુકારામે દેશનું સત્યાનાશ વાળ્યું,' એ બોલ ગમે તેટલી લાગણીથી નીકળેલા હોય તોપણ તે બોલનારના

જ હેતુને અચૂક મારક બને છે. પણ માણસ ત્રાસી જાય છે ત્યારે તે આવું જ કંઈક બોલી બેસે છે. તેનો અક્ષરશઃ અર્થ ન લેતાં માત્ર ભાવ ધ્યાનમાં લેવો ઘટે.

પણ આવી રીતે નિરાશ થઈને ચીડમાં નીકળેલા બોલ બાદ કરીએ તો લગભગ બધા જ પ્રસંગોએ રાજવાડેની સૂક્ષ્મ પ્રજ્ઞામાં પરિસ્થિતિનું અચૂક નિદાન કરવાની શક્તિ હતી એમ જણાઈ આવે છે. આવી શક્તિ દીર્ઘ ચિંતન વિના પ્રાપ્ત થતી નથી. પણ રાજવાડેનું જીવન ચિંતનમય હોવાને લીધે કોઈ પ્રવૃત્તિમાં તેમણે જાતે ભાગ લીધો ન હોય તોય તે વિષેના તેમના વિચાર સ્પષ્ટ અને નિર્ણાયક સ્વરૂપના બનતા. આના એક દાખલા તરીકે અસહકારની ચળવળ વિષેનો 'ચિત્રમય જગત'માં તેમણે લખેલો લેખ ટાંકી શકાય. મજકૂર લેખમાં અસહકારની ચળવળમાં રહેલી નૈતિક શક્તિનો તેમણે છૂટથી જયજયકાર કરી તેને વધાવી હતી.

રાજવાડેને મરાઠી ભાષા માટે ભારે પ્રેમ હતો. અને એ ભાષાની યોગ્યતા વધે તેટલા માટે એમણે આખી જિંદગી તનતોડ પ્રયત્ન કર્યો. આમ છતાંય તેમને અંગ્રેજી માટે પણ વેર ન હતું. અંગ્રેજી ભાષાના વૈભવનો તેમને પૂરતો ખ્યાલ હતો. અંગ્રેજી ભાષામાંના ઉત્તમોત્તમ વિચાર પોતાની ભાષામાં આવે એમ તેમને લાગતું. એટલા માટે તેમણે 'ભાષાંતર' નામનું માસિક કેટલોક વખત ચલાવ્યું હતું. તેમાં તેઓ પ્લેટોના 'રિપબ્લિક' વગેરે જેવા ગ્રંથોનું ભાષાંતર આપતા. રાજવાડેની પોતાની યોગ્યતા પાશ્ચાત્ય વિચારકોમાંના પહેલા દરજ્જાના વિચારકની બરોબરીની હતી. આવો માણસ 'ભાષાંતર'નું કામ હાથમાં લે

એ ઉપરથી 'દરેકોઈ પ્રયત્ન કરીને માતૃભાષાનો વૈભવ વધારવા' વિષે તેમને કેટલી તાલાવેલી હતી તેની કલ્પના થાય છે.

'અને માતૃભાષાનો વૈભવ શા માટે વધારવો?' તે 'આપણી' ભાષા છે માટે? આટલો જ ઉદ્દેશ એની પાછળ હોય એમ માનીએ તો 'हें विश्वचि माझें घर' (આ આખું વિશ્વ જ મારું ઘર છે) જેવી ઉદારવૃત્તિ બનેલા જ્ઞાનેશ્વર મહારાજ જેવા મહાપુરુષે 'माझा मराठा बोल' (મારો મરાઠી બોલ) જેવા ઉદ્ગાર શા રીતે કાઢ્યા હોત? જ્ઞાનેશ્વરે મરાઠી ભાષા માટે શું કામ ભગીરથ પ્રયત્ન કર્યો? તે શું સંકુચિત અભિમાનને વશ હતા?' આવી કલ્પનાને સ્થાન જ નથી. તો પછી તેમણે મરાઠી ભાષાની હિમાયત શું કામ કરી? તેમણે હિમાયત કરી તે એટલા માટે કે તે હતી અજ્ઞ જનોની ભાષા, સ્ત્રીશૂદ્રોની ભાષા. તેનો વૈભવ ન વધારવામાં આવે તો દીન જનોનો ઉદ્ધાર શા રીતે થાય? અને આખો જન્મારો મરાઠી ભાષાની સેવા કરવામા રાજવાડેનો પણ બીજો શો હેતુ હોઈ શકે?

સુજ્ઞોને ગરીબોનો ઉદ્ધાર થાય તેની હંમેશ તાલાવેલી હોય છે. તેથી જ રાજવાડે સાદાઈથી રહેતા. તદ્દન સુશિક્ષિત મનાતા લોકો બે હરફ શીખ્યા કે નકામો રોફ કરવા માંડે છે, એથી તેમને દુઃખ થતું. 'પ્રયોગશાળામાં લંગોટી પહેરીને કામ કર્યું હોય તો ઑક્સિજન કામ નથી કરતો શું?' એવું પણ તેમનું એક વચન છે. સુશિક્ષિતોએ મંદર પર્વતની જેમ જ્ઞાનસમુદ્રનું ઊંડાણ ખેડવું અને તે જ્ઞાન ખેડૂતની ભાષામાં લોકો આગળ રજૂ કરવું. ખેડૂતની જેમ લંગોટી પહેરી સુશિક્ષિતોએ જ્ઞાન-ક્ષેત્રનું ખેડાણ કરવું, તેમાં મહેનત મશાગત કરીને ભરપૂર પાક કાઢવો, અને જે અભણ લોકોની મહેનતને

લીધે આપણું જીવન ચાલે છે તેમને એ જ્ઞાન આપી તેમનું દેવું ચૂકવી દેવું, આવી તેમની શીખ હતી.

પહેલાં એક વખત "મહારાષ્ટ્રના 'કર્તા' પુરુષોની ગણતરી" મહારાષ્ટ્ર આગળ કરી બતાવીને આપણે કયા કયા ક્ષેત્રમાં કેટકેટલું કામ કરવાનું છે, અને એકંદરે આપણે કેટલા પછાત છીએ એ તરફ તેમણે ધ્યાન ખેચ્યું હતું. તેમાં તેમણે જે 'કર્તા' પુરુષોનાં નામ ગણાવ્યાં હતાં તેમાંના ઘણા તો રાજવાડેની સરખામણીમાં સાવ જ નજીવા ગણાય એવા હતા. તોપણ 'अर्भकाचे सार्ठी। पंतें हार्तीं धरिली पाटी ( બાળકને કાજે પંતોજી પોતે જ હાથમાં પાટી લે છે ) એ ન્યાયથી જે કોઈ નાના મોટા કાર્યકર્તા માણસો તેમને જણાયા તે બધાનાં નામ તેમણે પોતાની યાદીમાં ગણાવ્યાં હતાં. એ જ ઉપરથી રાષ્ટ્રમાં ચાલતા નાનામાં નાના પ્રયત્નો તરફ પણ તેઓ કેટલું ધ્યાન આપતા તે જણાઈ આવે છે.

રાજવાડેના ગુણો મોટા હતા. તેમનું કાર્ય પણ મોટું જ હતું. તેમનું અનુકરણ કરવાનો યથાશક્તિ પ્રયત્ન આપણે કરીએ.

૩૯

# ગ્રામસેવાનું કાર્ય

અસહકારની ચળવળના વખતથી ગામડાં તરફ બધાનું ધ્યાન ખેંચાયું છે. ગામડાંનું મહત્ત્વ સમજાવા લાગ્યું છે. કેટલાક સેવકો ગામડાંઓમાં કામ કરવા લાગ્યા છે, અને થોડાકને તેમાં યશ પણ મળ્યો છે. પણ ઘણાઓને યશ મળ્યો નથી.

આ પહેલાં સુશિક્ષિતોની નજર ગામડાં તરફ વળી જ ન હતી. શરૂઆતમા તો તેમની નજર પારકાઓ તરફ હતી. ઇંગ્લંડની જનતા અનુકૂળ થાય તેમ કરવું જોઈએ, સરકારને પરિસ્થિતિ સમજાવવી જોઈએ, એમ તેઓ કહ્યા કરતા. આગળ જતાં નજર સ્વકીયો તરફ વળી. પણ તે શહેરો તરફ, ભણેલાઓ તરફ. ભણેલાઓમા રાષ્ટ્રીય આકાંક્ષાઓ ઉત્પન્ન કરવી જોઈએ. એ લક્ષ્ય નજર આગળ રાખી આખી ચળવળ ચાલતી હતી અસહકાર વખતે ગામડાં તરફ ધ્યાન ગયુ. પછી રચનાત્મક કાર્યક્રમની હિલચાલ શરૂ થઈ તે વખતે ગામડાંમાં પ્રવેશ કરવાની, ગામડાંની જનતાની સેવા કરવાની પ્રત્યક્ષ પ્રેરણા થઈ. અને આજે જે થોડુંઘણું ફળ મળેલું દેખાય છે તે એ પ્રેરણાનું જ પરિણામ છે. આટલાં વરસના લાંબા અનુભવ પછી 'तुझें आहे तुजपाशीं । परि तूं जागा चुकलासी' (તારું તો તારી પાસે જ છે, પણ તું જગ્યા ભૂલ્યો છે) એટલી વસ્તુ ગળે

ઊતરી. તોપણ કામની નવી જ શરૂઆત હોવાથી ઘણે ઠેકાણેનું ગામડાનું કામ નિષ્ફળ ગયું છે.

આમાં કાંઈ નવાઈ નથી. શરૂઆતમાં આમ થવાનું જ. તેથી નિરાશ થવાનું કશું કારણ નથી, અને નિરાશ થવા જેવી સ્થિતિ પણ નથી. કારણ થોડે ઠેકાણે ગામડાંના પ્રયોગો સફળ પણ થયા છે. ઉપરાંત જે પ્રયોગો અયશસ્વી થયાનું દેખાય છે તે પણ તેવા દેખાય છે જ. પથ્થર ભાગતી વખતે મારેલા શરૂઆતના કેટલાક ઘા વ્યર્થ ગયેલા દેખાય છે. પણ તેમની અસર અચૂક થયા જ કરે છે. પ્રસ્તુત બાબતમાં ભાગવાનો પથ્થર એટલે ગામડાંની જનતા નહિ, પણ આપણા સુશિક્ષિતોનું ભાવનાવિહોણું ઉદાસીન હૃદય — હૈયાસૂનાપણું.

હવે ક્યાંક આપણા મનમાં ગામડાંમાં જવાનું ભાન ઊગ્યું છે. પણ ગામડાંમાં જઈએ છીએ તે હજી શહેરી ઠાકમાઠ સાથે જવા માગીએ છીએ. તેથી કરીને આપણા કામનો મેળ ખાતો નથી. એ જ આપણા અપયશનું મુખ્ય કારણ છે. ગામડાંમાં ગામડિયા બનીને જવું જોઈએ.

ગામડામાં ગયેલો સુશિક્ષિત માણસ હજી ગામડિયો તો નથી જ બની શક્યો. પણ આજે તો 'પરોપકાર' ની હોંશમાં તે ત્યાં જાય છે. ગામડાના લોકો પાસેથી પોતાને કશું શીખવાનું છે એનું તેને ભાન સરખું નથી.

'કેવા ગાઢ અજ્ઞાનમાં આ લોકો પડેલા છે,' એમ તેને લાગે છે. તેનું પોતાનું ઘોર અજ્ઞાન તેને દેખાતું નથી; અને તેથી પોતે શું કરવું જોઈએ એ ભૂલી જઈ તે કામ કરાવવાની ધૂનમાં પડે છે. અને તેથી તે ગામડાના જીવનથી નદ્દન અળગો પડી જાય છે.

એને માટે નીચે જણાવેલા ત્રણ મુદ્દા આપણે ધ્યાનમાં રાખવા જોઈએ :

(૧) આપણી બધુંબાઓની શહેરી ટેવો છોડી દઈને આપણે ગામડામાં જવું જોઈએ.

(૨) ગામડાના લોકોને 'શિક્ષણ આપવાની' વૃત્તિ રાખીને ન જવું જોઈએ.

(૩) આપણે જાતે કામે લાગી જવું જોઈએ.

કેટલીક વખતે કોઈ માણસ એકાદ ગામડામાં જઈને બેસે છે અને પોતે એકલ હાથે જ જે કામ – ગામના લોકોની મદદ વિના – તે કરી શકશે કે'ન તે કામ ગામભરમાં ધમાલ મચાવીને તે કરી શકતો નથી એમ જણાઈ આવે છે. પોતાના કામનો પૂરો હિસાબ — ક્ષણેક્ષણનો — તેણે રાખવો જોઈએ. ગામડાના માણસોને ઉદ્યમી માણસો માટે માન હોય છે. જો કોઈ સુશિક્ષિત માણસ ગામડામાં જઈને કોઈને કંઈક શીખવવાનું છે એ વિચાર છોડી દઈ દિવસ રાત કામમાં પરોવાયેલો રહે અને પોતાના ચારિત્ર્યની ચોકી કરે તો તે ગામડામાં આપોઆપ ઉપયોગી નીવડશે. 'नभासाजि तारागणें। तैसे लोक' (આકાશમાં જેમ તારાઓ, તેવા લોકો) એની આસપાસ ભેગા થશે. હિંદુસ્તાનની ગામડાંની જનતા કૃતજ્ઞ છે અને ગુણની કદર કરવાની શક્તિ તેનામાં ભરપૂર છે.

ગ્રામરચનાનું કાર્ય ચારિત્ર્યબળ વિના થવાનું નથી. અને ગામડાંની જનતાનું ચારિત્ર્યનું માપ 'પ્રાથમિક' સદ્‌ગુણો ઉપર આધાર રાખે છે. અને એ જ સાચું માપ છે. પ્રાથમિક સદ્‌ગુણ એટલે નીતિના મૂળભૂત સદ્‌ગુણ. દાખલા તરીકે

આળસનો અભાવ, નિર્ભયપણું, પ્રેમ ઇત્યાદિ. વક્તૃત્વ, વિદ્વત્તા વગેરે જેવા ઉપરઉપરના ઉપાર્જિત ગુણો ગામડામાં બહુ કામમાં નથી આવતા. ગામડાંમાં કામ કરવા માગનારમાં ભક્તિની ભીનાશ જોઈએ, ભાવના જોઈએ. પ્રાથમિક સદ્ગુણોમાં એ ગુણ રાજા સમાન છે.

પણ આપણા લોકોની પવિત્ર ભાવનાઓ સાથે હજી આપણે તલ્લીન થયા નથી. એ આપણી નિષ્ફળતાનું બહુ જ મોટું કારણ છે. લોકોના વહેમો — તેમની ભૂલભરેલી માન્યતાઓ આપણામાં ન હોવી જોઈએ. પણ તેમનામાં જે મૂલ્યવાન ભાવનાઓ છે તે તો આપણામાં હોવી જ જોઈએ. પણ તે નથી હોતી. ભજનનો આપણને કંટાળો હોય છે. ઈશ્વરના નામોચ્ચારણથી આપણા હૃદયમાં ભાવનાનો ઊભરો આવવો જોઈએ તે નથી આવતો. દેવ-ધર્મ-સંત વિષે જેમને કોઈ બરાબર ચોક્કસ કલ્પના નથી હોતી એવા ગામડાંના અણઘડ લોકોનાં મનમાં એ બધા વિષે જે ભક્તિભાવ હોય છે, તેના કરતાં તેમને વિષે યથાર્થ જ્ઞાન જેમને છે તેમના મનમાં સો ગણો અધિક હોવો જોઈએ. પણ આપણને ઈશ્વર વિષે કે સાધુસંતો વિષે બિલકુલ જ્ઞાન નથી હોતું એટલું જ નહિ, પણ ભાન પણ નથી હોતું; અને જો કંઈ કે જ્ઞાન હોય જ તો વિપરીત જ્ઞાન ભરપૂર હોય છે. તેથી કરીને જનતાના હૃદય સાથે આપણું હૃદય એક થઈ શકતુ નથી. અસ્પૃશ્યતા જેવી જે વિપરીત માન્યતાઓ ધર્મને નામે જનતામાં રૂઢ થયેલી છે, તે કાઢી નાખવાનો તેનો જ પ્રયત્ન સફળ થઈ શકે અથવા તો તેણે પ્રયત્ન કરવો ઘટે કે જેના હૃદયમાં જનતાના હૃદયની પવિત્ર ભાવનાઓનો સાદ ઊઠતો હોય. જનતામાં રહેલી યોગ્ય કે ઇષ્ટ

ભાવનાઓનો જેનામાં અભાવ છે તે જનતાની અયોગ્ય કે અનિષ્ટ ભાવનાઓ કે માન્યતાઓ શી રીતે દૂર કરી શકવાનો હતો?

*લોકોની યોગ્ય ભાવનાઓ સાથે સમરસ ન થઈ શકવું એ* જેમ એક દોષ છે, તેમ જ લોકોનો શારીરિક પરિચય સાધવાની વધારેપડતી આકાંક્ષા રાખવી એ પણ એક દોષ જ છે અને તે આપણા કાર્યને હાનિ પહોંચાડે છે. ગમે તે રીતે પણ લોકો સાથે ખૂબ પરિચય થવો જોઈએ એ માટે ખૂબ આગ્રહ રાખી આડાંઅવળાં કામોમાં નકામુ માથું મારવાથી પોતાનું કામ બગડે છે. અતિપરિચય કેળવ્યાથી આપણને લોકો માટે લાગતો આદર ઓછો થાય છે. લોકોની ઝીણી ઝીણી બાબતોમાં વગરબોલાવ્યે માથું મારવાથી આપણે તેમની સેવા નથી કરી શકતા. સેવકને પરિચય કરતાં પ્રેમ અને આદરની વધારે જરૂર છે. લોકો સાથે પરિચય થોડો ઓછો હોય અને તેમને વિષે આદર અધિક રહે તો તે સેવકને માટે ઇષ્ટ જ છે.

પણ 'લોકો સાથે ખૂબ પરિચય થવો જોઈએ,' એમ આપણે માગ સારા જાણીતા એવા સેવાભાવી લોકો પાસેથી પણ સાંભળીએ છીએ. પણ એના મૂળમાં અહંકાર સંતાયેલો હોય છે. સેવકે સેવાવૃત્તિની મર્યાદા ઓળખવી જોઈએ. આપણે કોઈ એવા મોટા પારસમણિ નથી કે કોઈનો પણ કોઈ પણ રીતે આપણી સાથે સબંધ આવ્યો કે તેનું સોનું જ થઈ જવાનું. સેવાને કારણે લોકોની સાથે જેટલો પરિચય થાય તેટલો જરૂર થાઓ, પણ પરિચયનાં સાધનો ખોળી કાઢવાની સેવકને જરૂર ન હોય. સાચા સેવક પાસે સેવા આપો-આપ આવીને હાજર થાય છે, તેને તે માટે પ્રસંગો શોધવા નથી જવું પડતું. શરીરથી પરિચય વધારવો અને તેની

સાથે જ મનથી જનતા વિષે અનાદર વધારતા જવું એમાં કશો લાભ નથી.

આ ઉપરાંત આપણામાં એક દોષ છે તે ત્યાગના ભાનનો. આપણે થોડોઘણો ત્યાગ કરેલો હોય છે ખરો; પણ ત્યાગનું ભાન ત્યાગને મારી નાખે છે. ત્યાગ કરીને આપણે કંઈ કોઈના ઉપર ઉપકાર કરતા નથી. બીજું, આપણો ત્યાગ શહેરમાં ત્યાગ ગણાતો હોય તોપણ ગામડાને હિસાબે તેની ખાસ કશી કિંમત નથી હોતી. ગામડામાં ખૂબ મોટા ત્યાગની અપેક્ષા હોય છે. ખુદ ગામડાના લોકો પોતે, ફરજિયાત ભલે હો પણ, ત્યાગ કરીને જ રહેતા હોય છે. તેમના ત્યાગના પ્રમાણમાં આપણો ત્યાગ કંઈ ભારે હોતો નથી. અને તેનું વળી પાછું 'ભાન'. તેથી સેવા બરાબર થઈ શકતી નથી.

આ દોષ કાઢી નાખવાનો પ્રયત્ન કરીએ તો આપણું ગામડાનું કામ નિષ્ફળ નહિ જાય.

४०

## દાસ-નવમી

માઘ વદ નવમીનો દિવસ દાસ-નવમી તરીકે મહારાષ્ટ્રમાં ઓળખાય છે. એ દિવસે રામદાસ સ્વામીએ સજ્જનગઢ ઉપર દેહ છોડયો.

દાસ-નવમીનો ઉત્સવ જૂનો છે. તેનું સ્વરૂપ અગાઉ સાંપ્રદાયિક હતું. પણ રાષ્ટ્રીય જાગૃતિનો ઉદય થયો ત્યારથી તેને સાર્વજનિક સ્વરૂપ મળ્યું છે.

માઘ વદ નવમીને જ દિવસે સિંહગઢ ઉપર વીર તાનાજી માલુસરેનો દેહ પડ્યો. તેથી એ તિથિને 'વીર-નવમી' એ નામ પણ શોભે તેમ છે.

'દાસ' અને 'વીર', એમાં ફેર શો? રામદાસને મારુતિની મૂર્તિઓ બનાવવાનો શોખ હતો. તેઓ બે જાતની મૂર્તિઓ બનાવતા. એક 'દાસ' મારુતિ, અને બીજો 'વીર' મારુતિ. રામની ચરણસેવા કરતો હોય તે 'દાસ'-મારુતિ અને લંકામાં પરાક્રમ ગજાવનારો તે 'વીર'-મારુતિ. એક છોકરાને પૂછ્યું, 'તને દાસ-મારુતિ ગમે છે કે વીર-મારુતિ?' તેણે કહ્યું, 'દાસ-મારુતિ.' 'શાથી?' 'મારુતિ દાસ હતો તેથી જ તે વીર થયો.' આ તે છોકરાનો જવાબ અક્ષરેઅક્ષર સાચો હતો. મારુતિનું સાચું પરાક્રમ પણ તેણે દાસ્ય-ભક્તિને જોરે રામને છત્યા એમાં જ છે. જેણે રામને છત્યો

તેણે રાવણને જીત્યો તેમાં શી મોટી ધાડ મારી? રાવણને જીતનારો તે 'વીર', અને રામને જીતનારો તે 'દાસ', એવી વ્યાખ્યાઓ કરીએ તો 'દાસ' એ જ સાચો વીર ઠરે એમાં શી શંકા? 'हें चि शूरत्वाचें अंग । हारि आणिला श्रीरंग ।' (સાક્ષાત શ્રીરંગ-વિષ્ણુ-ને જીતી લાવ્યો, એ જ ખરા પુરુષાર્થનું કામ છે) એમ તુકોબાએ કહ્યું જ છે ને?

અને આપણે તાનાજીને વીર કહેતા હોઈએ તોપણ તે પોતે તો પોતાને દેશની અલ્પશી સેવા કરનારો અદનો સેવક જ માનતો હતો, તેને 'દાસ' કહેવડાવવામાં જ ભૂષણ લાગતું હતું. તેથી 'વીર-નવમી' એ નવા શબ્દની — તે ગમે તેટલો ઉચિત હોય તોપણ તેની — આપણને જરૂર નથી. 'દાસ-નવમી'માં જ દાસ-નવમી અને વીર-નવમી બન્ને આવી જાય છે.

તાનાજીને વિશેષ લખતાં વાંચતાં આવડતું ન હતું. 'વિશેષ' કહું છું; નહિ તો કાલે કોઈ ઇતિહાસસંશોધક ખોજવાઈ પડે અને તે તાનાજીને સહી કરતાં આવડતી હતી એમ સિદ્ધ કરવા બેસી જાય. પણ ગમે તેમ હોય તોય તાનાજી વિદ્વાન ન હતો એમાં જરાય શંકા નથી. મરાઠી ભાષા પણ તેને કદાચ 'શુદ્ધ' બોલતાં નહિ આવડતી હોય. પણ તેને આત્માની ભાષા આવડતી હતી. એ ભાષામાં તે નિષ્ણાત હતો. અને એ જ ભાષામાં તેણે પોતાનો અદ્ભુત ગ્રંથ સિંહગઢ ઉપર લખી રાખ્યો છે.

સમર્થ રામદાસે 'દાસબોધ' ગ્રંથ લખ્યો. તાનાજીએ તેનું પઠન કર્યું ન હતું પણ તે તેના આચરણમાં હતો.

"देवाच्या सख्यत्वा साठीं । पडाव्या जिवलगा तुटी ।
सर्व अर्पावें सेवटीं । प्राण तो हि वेंचावा ।"

(પ્રભુના સખ્ય માટે નિકટના મિત્રો કે સંબંધીઓનો પણ વિયોગ વહોરી લેવો. અંતે તો બધું જ પ્રભુને અર્પણ કરવું — પ્રાણ પણ તેને ચરણે ધરવા.)

આ થયો સમર્થ રામદાસના ઉપદેશનો સાર. તાનાજીએ જેમ તેનું આચરણ કર્યું તેમ આચરનારા કોણ છે? સમર્થે 'પ્રથમ કર્યું અને પછી કહ્યું.' તાનાજીએ 'પ્રથમ કર્યું' અને 'પછી?' પછી પણ 'કર્યું' જ. કરનારાના શબ્દમાં જોર હોય છે; અને તેના મૌનમાં તે નથી હોતું શું? હે મારા દેશ! તાનાજીના મૌનનો અર્થ તને સમજાય છે ને?

તાનાજીની સ્વકાર્યનિષ્ઠા અદ્ભુત હતી. શિવાજી મહારાજને તેમના દરેક કામમાં તાનાજીએ સાથ આપ્યો. તાનાજીનું ચરિત્ર એ શિવાજીના ચરિત્રનો 'સુંદર-કાંડ' છે. તાનાજી વિના શિવાજીનું ચરિત્ર 'મોળું' લાગે. તાનાજી જેવા સ્વકાર્યનિષ્ઠ સેવક મળ્યા એટલે જ સ્વરાજ્યની ઇમારત ઊભી થઈ.

પરમાર્થમાં પ્રયત્ન-વાદ અને સંસારી જીવનની બાબતમાં દૈવ-વાદ સ્વીકારવો એવી વ્યવસ્થા સંતોએ આંકી આપેલી છે. તાનાજીએ આ વ્યવસ્થાને અનુસરીને જ પોતાનો સંસાર પ્રભુને સોંપ્યો હતો. ઘરનું લગન છોડી દઈને ધર્મક્ષેત્ર સિંહગઢ ઉપર એ પહોંચી ગયો. 'લગન દેવ જોઈ લેશે; મારે મારું કર્તવ્ય કરવું જોઈએ,' એવી વૃત્તિ તેણે રાખી. આજે લગન પતાવી દઈને કાલે કિલ્લા તરફ જઈશું એ વાત એને સહન થઈ નહિ. આજનો દિવસ કર્તવ્યનો છે એ જેણે ઓળખ્યું તેણે જીવનનું રહસ્ય ઓળખ્યું કહેવાય.

તાનાજીનું સ્મરણ એના ભાઈ સૂર્યાજીનું સ્મરણ કર્યા વિના અધૂરું જ રહ્યું કહેવાય. તાનાજી પડયા પછી બેબાકળા બનેલા માણસો પાછા ફરીને નાસવા લાગ્યા. જે દોરડાની મદદથી તેઓ ગઢ ઉપર ચડયા હતા, તે દોરડાની આશાથી તે પાછા જવા માગતા હતા. સૂર્યાજીએ એ દોરડું જ કાપી નાખ્યું. 'એ દોરડું મેં ક્યારનુંય કાપી નાખ્યું છે' એ મંત્રવડે તેણે કિલ્લો સર કર્યો. ફતેહ મેળવવાનો આ મહામંત્ર સૂર્યાજીએ દુનિયાને આપ્યો. આશાનું દોરડું કાપી નાખ્યા વિના આગળ પગલું પડતું નથી. તેથી પાછળનું બધું સાફ કરીને જ બહાર પડવું જોઈએ. પાછળ કંઈ પણ વળગાડ રાખ્યે ન ચાલે. ગીતામાં પણ ભગવાન શ્રીકૃષ્ણે આ જ વસ્તુ કહેલી છે.

अश्वत्थमेनं सु-विरूढ-मूलम् । असंग-शस्त्रेण दृढेन छित्त्वा ।
ततः पदं तत्परिमार्गितव्यम् —

વૈરાગ્યના શસ્ત્ર વડે પ્રથમ આશાનુ વૃક્ષ સમૂળ કાપી નાખીને પછી આગળના પદની શોધમાં નીકળી પડવું.

તાનાજી પડયો ત્યારે શત્રુને ક્ષણભર પોતાનો જય થયો એમ લાગ્યુ. પણ દડો જમીન ઉપર પડે તોય તે ફરી ઉપર ઊછળવા માટે જ પડે છે. તે પ્રમાણે મૃત્યુ પછી પણ તાનાજીએ ફરી ઉછાળો માર્યો. તેને ઇતિહાસદૃષ્ટિવાળા ઇતિહાસકારો સૂર્યાજીની સ્ફૂર્તિ કહે છે. પણ તે વખતનો તે સૂર્યાજી એટલે તાનાજીનો જ અવતાર હતો. 'ગઢ આવ્યો પણ સિંહ ગયો,' એ શિવાજી મહારાજના સ્મારક વચનમાં આ જ ભાવ હતો.

તાનાજી જેવાના પવિત્ર ચરિત્રનુ ગમે તેટલું રટન્ કરીએ તોય તે થોડું જ ગણાય; અને થોડું પણ જો આચરીએ તોપણ તે ઘણું થયું કહેવાય.

पाइकावांचून नव्हे कधीं सुख ।
प्रजांचें दुःख न सरे पीडा ॥
तरि व्हावें पाइक जीवाचे उदार ।
सकळ त्यांचा भार स्वामी वाहे ॥

—तुकाराम

(સેવક થયા વિના કદી સુખ ન મળી શકે. પ્રજાનાં દુઃખ અને પીડાનો અંત પણ સેવક થઈને સેવા કર્યા વિના ન આવી શકે. તેથી પ્રાણ પાથરવાની તૈયારી કરી પ્રભુના ચાકર કે સિપાહી થવું. એ પ્રભુ જ એવા સેવકોનો બધો બાર પોતે ઉપાડે છે.)

## ૪૧

# પ્રાસંગિક નોંધો

**રાષ્ટ્રીય છાત્રાલય**

રાષ્ટ્રીય વિદ્યાલયમાં હરિજનોને સ્થાન હોવું જ જોઈએ. જે વિદ્યાલયમાં હરિજનોને પ્રવેશ ન મળતો હોય તેને ‘રાષ્ટ્રીય’ વિદ્યાલય કહી શકાય નહીં એ દેખીતું છે. પણ રાષ્ટ્રીય છાત્રાલયને આ જ નિયમ લાગુ છે કે કેમ એ વિષે ઘણાને શંકા છે. વાસ્તવિકપણે આ શંકા અસ્થાને છે. વિદ્યાર્થીઓના જીવન સાથે વિદ્યાલય કરતાં છાત્રાલયનો સંબંધ જ અધિક નિકટનો હોય છે. વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય છાત્રાલયમાં ઘડાય છે. ત્યાં અસ્પૃશ્યતાનિવારણની ખાસ આવશ્યકતા છે. ભોજન-વ્યવહારમાં જુદાપણું રહે તો ભલે રહ્યું; વિદ્યાર્થીઓના બીજા બધા વ્યવહારો એકત્ર થવા જ જોઈએ. હરિજનોના સંસર્ગથી બીજા છોકરાઓ બગડશે એ ધાસ્તી વૃથા છે. ગુણોનો કે દોષોનો ઇજારો કોઈ એક જાતિને મળેલો નથી. હરિજનોના બાળકો જાણે દોષોથી ભરેલા ભંડારો અને બીજા બાળકો બધા નિર્દોષ એ માન્યતા ભૂલભરેલી છે. આ માન્યતા નાબૂદ કરવી એ જ અસ્પૃશ્યતાનિવારણનો અર્થ છે. હરિજનોના સંસર્ગથી બ્રાહ્મણના બાળકો ગંદા બનશે એ જેમ એક સંભવ છે, તેવો જ બ્રાહ્મણોના સંસર્ગથી હરિજન બાળકો દાંભિક બનશે એ પણ બીજો એક સંભવ હોઈ શકે. ‘बरा देवा कुणबी केलो ।

નાહીં હર આપણાં ઇંસે મેલો।' (હે પ્રભુ, ઠીક થયું કે તેં મને કણબી જાતિમાં જન્મ આપ્યો. નહિ તો બ્રાહ્મણ વગેરે ઉચ્ચ વર્ણનો હોત તો દંભને લીધે મારું જીવન બરબાદ થયું હોત.) એમ તુકારામ મહારાજે નથી કહ્યું શું? પણ એ બીજા સંભવનું કારણ આપી હરિજનોના અને બ્રાહ્મણોના બાળકો એકત્ર ન આવવાં જોઈએ એવી દલીલ અમે નથી કરવા માગતા. એમાં ઝેર છે. કોઈ પણ બે વ્યક્તિઓ એકત્ર જોવા લાગે એટલે એકબીજાના ગુણદોષનો ચેપ અરસપરસ લાગવાનો જ. એવી સ્થિતિમાં એકબીજાના દોષનો એકબીજાને ચેપ ન લાગે અને ગુણનો જ ચેપ લાગે એવી કાળજી લેવી એ શિક્ષણશાસ્ત્રીનું કામ છે. એ કામ ટાળીને બે છોકરાઓ એકત્ર ન આવે એની સાવચેતી રાખવી હોય તો તે માટે છાત્રાલયની કશી જરૂર નથી. કોઈ પણ બે બાળકોને એકત્ર રાખવામાં જેટલું જોખમ હોય તેથી વધારે જોખમ હરિજન અને બીજા છોકરાઓને એકત્ર રાખવામાં છે એમ માનવાને કશું કારણ નથી. નાના છોકરાઓ તો બધા સરખા જ હોય છે. નાનપણમાં આપણે ઈશ્વરની નજીક હોઈએ છીએ. તેથી જેમ સત્પુરુષોની તેમ જ બાળકોની પણ એક નોખી જાત હોય છે. તેમને ભેદનાં શીંગડાં ઊગેલાં હોતાં નથી. એ શીંગડાં પાછળથી મોટપણમાં ઊગવાનાં હોય છે. તેને ઊગવા ન દેવાં એ જ શિક્ષણનું ધ્યેય. તેથી શિક્ષણના ક્ષેત્રમાં નકામા ભેદભાવોને સ્થાન આપવું એટલે શિક્ષણના મૂળ ઉપર જ ઘા કરવા જેવું છે.

**સવ્યસાચી**

શરીર, ઇન્દ્રિયો અને બુદ્ધિ એ બધા પાસેથી વધારેમાં વધારે કામ કેવી રીતે લઈ શકાય એ તરફ કર્મયોગી માણસનું

ધ્યાન હોવું જોઈએ. એ દૃષ્ટિએ જોતાં ‘જમણા હાથ પાસે આપણે જેમ કામ લઈ શકીએ છીએ તેમ ડાબા હાથ પાસેથી પણ લેતાં આપણને આવડવું જોઈએ,’ એ ગાંધીજીની સૂચના વિચાર કરવા જેવી છે. ડાબા જમણા હાથમાંનો ફેર જાણે ઈશ્વરે કરી મૂકેલો છે એમ માનીને આપણે તે વિષે વિચાર જ કરતા નથી. પણ કર્મયોગનું સતત આચરણ કરનાર માણસને આ વિષમતાનું દુઃખદ ભાન થયા વિના રહેતું નથી. જેલમાં પથરા ભાગતી વખતે ડાબે હાથે પણ પથરા ભાગતાં આવડતું હોત તો સારું થાત એમ ક્યારેક થઈ જાય છે. પણ એ દિશામાં આપણે પ્રયત્ન કરતા નથી. દળતી વખતે જમણા હાથની જેમ ડાબે હાથે પણ ઓરીને દળતાં આવડવું જોઈએ. તે વિના સારું દળતાં આવડયું એમ ન કહેવાય. ડાબા હાથને યોગ્ય કેળવણી મળે તો થોડા વખતમાં વધારે કામ થઈ શકે. કપાસ લોઢવાના આશ્રમમાંના ચરખાને બન્ને બાજુએ હાથા છે; તેથી બન્ને હાથ પાસે વારાફરતી કામ લઈ શકાય છે, અને તેટલા જ વખતમાં લગભગ દોઢગણું કામ થાય છે એવો અનુભવ છે. શરીરનો સંપૂર્ણ વિકાસ થવા માટે પણ આ વસ્તુ જરૂરની છે. બન્ને અંગોને સરખો વ્યાયામ મળે તો શરીરનો સુંદર વિકાસ થાય. મલખમ ઉપર જમણી બાજુથી કૂદકો માર્યા પછી ડાબી બાજુથી પણ મારવાનો રિવાજ છે. એક વ્યાયામશાસ્ત્રી વિષે એમ કહેવાય છે કે એક વખતે તે મલખમનો વ્યાયામ કરતો હતો તે વખતે પગ લપસીને તે જમણી બાજુ ઉપર પડ્યો; ત્યારે વિષમતાનો દોષ ટાળવા ખાતર તે જાણીબૂજીને બીજી બાજુ ઉપર તેવી જ રીતે પડ્યો. આ તો જાણે અતિરેક કહેવાય. પણ તેમાંય

મુદ્દો રહેલો છે. મહાભારતમાંનો આદર્શ કર્મયોગી તે અર્જુન. બન્ને હાથે શસ્ત્ર ચલાવવાની કળા તેણે સિદ્ધ કરેલી હતી. તેથી તેને મહાભારતકારે 'સવ્ય-સાચી' એ પદવી આપેલી છે. એ ઉપરથી અર્જુન તે કાળમાં અપવાદરૂપ હતો એ તો દેખીતું છે. પણ એટલા ખાતર એનો દાખલો છોડી દેવાની જરૂર નથી. તેનું બને તેટલું અનુકરણ કરવામાં હિત રહેલું છે. શિક્ષણશાસ્ત્રે આ તરફ ધ્યાન આપવું જોઇએ.

**ભાષાની શુદ્ધિ**

મરાઠી ભાષામાં ઘણા ઉર્દૂ શબ્દો દાખલ થયેલા છે. તે બધા કાઢી નાખીને મરાઠી ભાષાની શુદ્ધિ કરવી જોઈએ એવો આગ્રહ રાખનાર એક પંથ નીકળ્યો છે. ભાષાશુદ્ધિનો આવો પ્રયત્ન અગાઉ શિવાજી મહારાજના વખતમાં થયો હતો, અને એ જ પરંપરા આજે આપણે ચલાવવી જોઈએ એમ આ વિચારકોનું કહેવું છે. શિવાજી મહારાજના વખતમાં આવો ઘાતક પ્રયત્ન થયો હતો એમ કહેવાને ઇતિહાસનો આધાર નથી. શિવાજી મહારાજના ગુરુસ્થાને હતા એવા રામદાસના પોતાના ગ્રંથમાં 'મુસલમાની' શબ્દો સારી પેઠે છે. થોડાક જ દાખલા લઈએઃ 'राजी राखावे सकळाला। कठिण आहे' આમાંનો 'राजी' શબ્દ, અને 'एकांती नाजुक कारभार' આમાંનો 'नाजुक' શબ્દ, મુસલમાની જ છે. આવા બધા શબ્દોની તપાસ કરીએ તો મુસલમાની શબ્દો ટાળવાને બદલે જાણીજોઈને જાણ્યામાં ન આવે એવી રીતે તે વાપરવાનો પ્રયત્ન દેખાઈ આવશે.

'शिवतां होतसे ओंवळें' (અડકવા માત્રથી અભડાઈ જાય) એવું રામદાસનું અભોટ ન હતું. પારકા શબ્દો ભાષામાં

દાખલ થવાથી ભાષા બગડે છે એમ કહેવું ઠીક છે, પણ તેમાં વિવેક રાખવો જોઈએ. 'મારે સ્ટેશન ઉપર જવું છે' આ વાક્યમાંનો સ્ટેશન શબ્દ ભાષા બગાડતો નથી. પણ 'આ મારા ફાધર છે' એમાંનો 'ફાધર' શબ્દ ભાષાને જરૂર બગાડે છે; 'ફાધર' શબ્દ વાપરવામાં પિતાની 'શરમ' લાગતી જણાય છે. તેથી તે શબ્દને લીધે મરાઠી ભાષા બગડે છે. આવા શબ્દો, જે આપણા જેવા ભણેલાઓની ગુલામી મનોવૃત્તિને લીધે ભાષામાં દાખલ થતા દેખાય છે, તે ભાષામાંથી જરૂર કાઢી નાખવા જોઈએ. ભાષાનો સ્વભાવ સ્વીકારીને તેની સાથે તદ્દન પૂર્ણપણે ભળી ગયેલા કે ભળી જાય તેવા શબ્દો કાઢી નાખવામાં મુદ્દો શો? મત્સ્યેન્દ્રનાથે ગોરખનાથને કહ્યું, 'બચ્ચાકો ધો ડાલો,' તો તેણે બચ્ચાને ધોતિયાની પેઠે ઝીકો પાડીને છબછબાવીને ધોઈ કાઢ્યો અને દોરી ઉપર સૂકવી પણ દીધો! એના જેવું જ આ થયુ ને?

**રેંટિયાનો અભ્યાસ**

સૂતર કાંતવાના ધંધાનું રાષ્ટ્રીય મહત્ત્વ ઓળખીને તેનો અભ્યાસ રાષ્ટ્રીય શાળાઓમાં થવો જોઈએ, એ વાત હવે ઘણાને ગળે ઊતરી છે, અને તે મુજબ કેટલીક શાળાઓમાં સૂતર કાંતવાનો અભ્યાસ કરાવવામાં આવે પણ છે. પણ એ અભ્યાસમાં પદ્ધતિસરનું ધોરણ દાખલ થવું જોઈએ. ઠરાવેલા વખતમાં ગમે તેવી રીતે સૂતર કાંતવું બસ નથી. કર્મ યથાસાંગ થાય તો જ તેનો ઉપયોગ થાય છે. નહિ તો તેનું ફળ હાથમાં આવતું નથી. આવો કર્મનો વિચિત્ર સ્વભાવ છે. શાળામાં શિક્ષણની દૃષ્ટિથી રેંટિયાનો અભ્યાસ થવો જોઈએ. તે અભ્યાસના મુખ્ય મુદ્દાઓ અહીં રજૂ કરું છું.

(૧) ધંધાનો અભ્યાસ — એટલે લોઢવું, પીંજવું, પૂણી બનાવવી, કાંતવું એ બધી ક્રિયાઓ વધારેમાં વધારે ગતિથી કરતાં આવડવું. (લોઢવું, પીંજવું, પૂણી બનાવવી તથા સૂતર કાંતવું એ ચારેયનો કાંતવામાં સમાવેશ કરવો જોઈએ.)

(૨) કળાનો અભ્યાસ—એટલે વધારેમાં વધારે ઝીણું સૂતર કાંતવું, માત્ર હાથ વતી જ સૂતર કાંતવું, સાદી ત્રાક ઉપર સૂતર કાંતવું, બધા રેસા સમાંતર થાય તેવી રીતે પીંજવું, પૂણી ન બનાવતાં કાંતવું, વગેરે.

(૩) ઉપાંગોનો અભ્યાસ — એટલે ચરખો, પીંજણ, રેંટિયો તથા ત્રાક સમી કરવા જેટલું સુથારી અને લુહારી વગેરેનું જ્ઞાન.

(૪) યંત્રશાસ્ત્રનો અભ્યાસ — ચરખા, પીંજણ અને રેંટિયામાં રહેલી ખૂબીઓ સમજવા જેટલું યંત્રશાસ્ત્રનું જ્ઞાન. ઘર્ષણ એટલે શું, તે કેમ ટાળી શકાય, ચક્રનો ત્રાક સાથેનો સંબંધ, ત્રાક શાથી ધ્રૂજે છે, વગેરે.

(૫) રેંટિયાના અર્થશાસ્ત્રનો અભ્યાસ — ગ્રામરચના, સંપત્તિની વહેંચણી, બેકારીનો સવાલ, પરદેશી કાપડનો બહિષ્કાર, કપાસની દુનિયામાં હિંદુસ્તાનનું સ્થાન અને કાર્ય, સ્વાવલંબન, સ્વરાજ ઇત્યાદિ અનેક દૃષ્ટિથી કાંતવાનો ઉદ્યોગ તપાસવો.

(૬) કાંતણના ઇતિહાસનો અભ્યાસ—કાંતવાની કળાની ઉત્પત્તિ અને વિકાસ કેવી રીતે થયાં? હિન્દુસ્તાનમાંથી આ કળા કેવી રીતે લુપ્તપ્રાય થઈ? વગેરે.

(૭) ધાર્મિક દૃષ્ટિથી અભ્યાસ—હિન્દુ, બૌદ્ધ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે ધર્મોની કાંતવાની કળા વિષે વૃત્તિ, સ્વદેશીધર્મ, અવિરોધવાળું જીવન, સાદાઈ, ગરીબો માટે

દાઝ, અંગમહેનતની પ્રતિષ્ઠા, અસ્પૃશ્યતાનિવારણ, સ્ત્રીઓનું શીલ, ઇ.

આ કેટલાક મુદ્દાઓ રજૂ કર્યા છે. આ બધા મુદ્દાઓનો બરાબર અભ્યાસ થવો જોઈએ. કાંતવાના ઉદ્યોગનો એક બાજુથી ખેતી સાથે અને બીજી બાજુથી વણાટકામ સાથે સંબંધ છે. તેથી કપાસ પૂરતી ખેતી અને વણાટકામની સામાન્ય માહિતી કાંતવાના જ્ઞાનમાં ઉમેરી લેવી ઘટે.

**અસ્પૃશ્યતાનિવારણનો યજ્ઞ**

અસ્પૃશ્યતાનિવારણનો સવાલ નીકળે ત્યારે કેટલાક લોકો કહે છે: 'અરે ભાઈ, આ વસ્તુઓ તો હવે થવાની જ છે. કાળનો પ્રવાહ જ એવો છે. એને માટે આટલો આગ્રહ રાખવાની શી જરૂર?' કાળનો પ્રવાહ અનુકૂળ હોય ત્યારે પ્રયત્ન કરવાની જરૂર જ નથી; અને કાળનો પ્રવાહ પ્રતિકૂળ હોય ત્યારે પ્રયત્ન કરવાનો કશો ઉપયોગ નથી. 'કાળ જ જ્યાં પ્રતિકૂળ ત્યાં આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ તેથી શું વળવાનું?' એટલે બન્ને બાજુથી 'પ્રયત્ન ન જોઈએ' એ એનો ભાવાર્થ! સંસાર પ્રયત્નપૂર્વક કરવો જોઈએ અને ધર્મ માત્ર દૈવ ઉપર છોડીએ તો પણ ચાલે, એનો અર્થ શો? આ ધર્મની છેતરપિંડી નથી શું? પણ ધર્મ કદી છેતરાવાનો નથી. ધર્મને છેતરવાનો પ્રયત્ન કરીને માણસ પોતાના આત્માને જ છેતરતો હોય છે. ધર્મની બાબતમાં 'ઓછામાં ઓછું શું કરવું જોઈએ'ની કૃપણ-વૃત્તિ જેમ અયોગ્ય, તેમ જ 'થાય છે', 'થવાનું જ છે' એવો દૈવવાદ પણ અયોગ્ય જ. 'થવાનું જ છે એટલે શું?' કર્યા વિના થવાનું છે? છોકરાનું લગ્ન કર્યા વિના થતું નથી, તો અસ્પૃશ્યતાનિવારણ કર્યા વિના શી

રીતે થવાનું ? અને 'કાળનો પ્રવાહ' એટલે પણ શું ? સમાજના સામુદાયિક પુરુષાર્થને જ 'કાળનો પ્રવાહ' કહે છે, તેમાંથી મારો પુરુષાર્થ જો હું કાઢી લઉં તો તેટલા પ્રમાણમાં તે સામુદાયિક પુરુષાર્થ નબળો પડવાનો. અને મારા જેવી જ નીતિ બધા અખત્યાર કરે તો તે સાવ ઊંડી પણ જશે. પણ 'કાળનો પ્રવાહ અસ્પૃશ્યતાનિવારણને માટે હવે અનુકૂળ છે' એનો અર્થ 'હરિજનો હવે જાગ્યા છે, તેઓ આપણી પાસેથી અસ્પૃશ્યતાનિવારણ કરાવી લેવાના જ છે. તો આપણે શું કામ કરવું ?' એવો હોય તો ઠીક જ છે. તેમ પણ થશે. પણ તેથી આત્મશુદ્ધિનું પુણ્ય મળશે નહિ. જ્ઞાનદેવે કહ્યું તેમ દૂધ ઊભરાઈ જવાથી હોમ કર્યાનું શ્રેય મળતું નથી. અગ્નિ આહુતિ લે અને આપણે અગ્નિને આહુતિ આપીએ એ બેમાં ફેર છે. પહેલી ક્રિયાને આગ લાગવી કહે છે, બીજીને યજ્ઞ કરવો કહે છે. આપણે આત્મશુદ્ધિના યજ્ઞકુંડમાં અસ્પૃશ્યતાની આહુતિ ન આપીએ તો સામાજિક બળવાની આગ સળગીને અસ્પૃશ્યતા બળી જશે એ વાત ચોક્કસ છે. પરમેશ્વર આપણને સદ્બુદ્ધિ આપો.

**માણસ યંત્ર નથી**

ઘણી વાર સતત કામ કરવાનો પ્રશ્ન નીકળે છે ત્યારે ઘણું કરીને આવા ઉદ્ગાર કાને પડે છે: 'માણસ કંઈ યંત્ર નથી.' આ વાક્ય તે આળસનો મહામંત્ર થઈ બેઠું છે. માણસ યંત્ર નથી એ કહેવું ઠીક છે. પણ એનો અર્થ શો ? માણસ યંત્ર કરતાં ઓછો છે એ એનો અર્થ ? માણસ યંત્રથી ઊતરતો કેવી રીતે હોઈ શકે ? યંત્ર જડ છે. માણસ ચેતનવાળો છે. ચેતનવાળો માણસ જડ યંત્રથી ઊતરતો કેવી રીતે હોઈ શકે ? યંત્ર બિચારું, વખતસર તેલ ન મળ્યું કે

અવાજ કરવા લાગ્યું જ. એંજિનમાં કોલસા ઓછા થયા કે એંજિન બંધ પડયું જ. માણસનું તેમ નથી. માણસને પણ વખત લાગે છે, કોલસો પણ જોઈએ. પણ કોલસો ન મળે તોય માણસ લાંબો વખત ટકી રહી શકે છે. એકવીસ દિવસના ઉપવાસ દરમ્યાન પણ મહાત્માજી ઠેઠ સુધી કાંતતા હતા જ ને? 'માણસ યંત્ર નથી.' પણ એનો અર્થ એ કે એ યંત્ર કરતાં ચડે છે. તે યંત્રી છે. તે યંત્રની જેમ કામ કરી શકે છે એટલું જ નહિ, પણ જ્યાં યંત્ર અટકી પડે છે ત્યાં પણ તે કેટલીક વખત કામ ચાલુ રાખી શકે છે. માત્ર તેની પોતાની ઇચ્છા હોવી જોઈએ. બીજો લાદે તે નહિ ચાલે. અને બીજાને લાદવાનો અધિકાર પણ નથી.

## અગસ્ત્ય ઋષિ



શિયાળામાં મળસકામાં દક્ષિણ તરફ અગસ્ત્યનો તારો નજરે પડે છે. સ્પષ્ટ દેખાય તેવો મોટો તારો છે. એકસરખો ચમકતો હોય છે.

ગ્રહ બાદ કરતાં જે તારા છે તે બધા ચમકે છે. પણ અગસ્ત્યની ચમક વિશેષ છે. એ હંમેશ દક્ષિણ તરફ રહેનારો તારો છે. અગસ્ત્ય વૈદિક ઋષિ હતા. ઋગ્વેદના પહેલા મંડળમાં એમનાં ઘણાં સૂક્તો છે. એ ભારે તપસ્વી હતા. એમની પત્ની લોપામુદ્રા. તે પતિને તેમના કાર્યમાં હંમેશ સાથ આપનારી હતી. તેણે પોતાની સ્વતંત્ર 'મુદ્રા' જેવી નોખી વસ્તુ બાકી જ રહેવા દીધી ન હતી. એટલી તે પતિરૂપ થઈને પતિની મુદ્રામાં 'લોપ' પામી હતી. પતિની સાથે તે પણ તપશ્ચર્યા કરતી. એક વાર તેણે પતિને પૂછયું,

'આપણે આટલી બધી તપશ્ચર્યા કરીએ છીએ તેનું ફળ શું? અગસ્ત્યે જવાબ આપ્યો, 'આપણાં કષ્ટ કંઈ નકામાં ગયા નથી. કારણ દેવો રક્ષણ કરે છે!' તેઓ હંમેશ કોદાળીથી ખોદવાનું કામ કરતા એમ વેદમાં વર્ણન કરેલું છે. તેઓ મૂળ ઉત્તર તરફના, પણ કોદાળીને જોરે તેમણે દક્ષિણ દિશા તરફ વસાહત કરી. ઐતિહાસિક કાળના પહેલા વસાહત કરવાવાળા તે અગસ્ત્ય. એમણે પ્રથમ વિન્ધ્ય પર્વતમાંથી રસ્તો ખોદી કાઢ્યો. તેથી જ તેમનું 'અગ-સ્ત્ય' એટલે કે પહાડ તોડી કાઢનારો એવું નામ પડ્યું. બધા પર્વતોમાં હિમાલય મોટો છે પણ ઉંમરે તે બધામાં નાનો છે એમ શાસ્ત્રજ્ઞો કહે છે. 'આ ગઈ કાલનું છોકરું' ઘરડા વિન્ધ્યની સાથે હરીફાઈ કરવા લાગ્યું. વિન્ધ્યથી તે સહન થયું નહિ; એટલે તે પણ ઊંચો વધવા માંડ્યો. બન્નેની સ્પર્ધામાં બિચારી હિન્દુસ્તાનની હવા ગૂંગળાવા લાગી. એટલામાં કોદાળીથી ખોદતા ખોદતા અગસ્ત્ય ઋષિ વિન્ધ્ય પર્વત પાસે આવી પહોંચ્યા. મહાન ઋષિને નજીક આવેલા જોઈ વિન્ધ્યે તેમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. ઋષિને થયું, આને નમ્રતાનો પાઠ આપીએ. તેથી તેમણે તેને ઊઠવા માટે અનુજ્ઞા આપી નહિ અને એમને એમ જ ત્યાંથી સીધા દક્ષિણ તરફ તેઓ ચાલ્યા ગયા. તેથી તે પર્વતની ઊંચાઈ કાયમની ઓછી થઈ. આવી આ ઋષિના કર્તૃત્વ વિષે આખ્યાયિકા છે. 'આ ઉગ્ર ઋષિએ બન્ને વર્ણોનું પોષણ કર્યું,' એવું તેમના જીવનનું રહસ્ય વેદમાં કહેલું છે. આ બે વર્ણો તે ક્યા? સમાજમાં કેટલાક શરીરકષ્ટ કરનારા અને કેટલાક બુદ્ધિપ્રધાન કામ કરનારા એમ બે જાતના માણસો હોય છે. તે જ આ બે વર્ણો. અગસ્ત્ય એ એક મંત્રદ્રષ્ટા ઋષિ અને કોદાળી ચલાવતા

પોતાની આજીવિકા ચલાવનારા મજૂર પણ હતા. એવી રીતે બન્ને વર્ણોનો સુંદર મિલાપ એમનામાં થયો હતો.

આજના બ્રાહ્મણ બ્રાહ્મણેતર પ્રશ્નનો ઉકેલ આણવા માટે અગસ્ત્ય ઋષિનો દાખલો ઘણો ઉપયોગી છે. બધાએ મજૂરીનો મંત્ર સ્વીકારવો જોઈએ. અગસ્ત્યની કોદાળી એ મજૂરીની મૂર્તિ છે. આ દેવતાની બધાએ ઉપાસના કરવી જોઈએ. આ સિદ્ધાન્ત હંમેશ નજર આગળ રહે એટલા ખાતર અગસ્ત્ય ઋષિને તારામંડળમાં સ્થાન આપેલું છે. આ દક્ષિણના તારાનો સંદેશ આપણે અવશ્ય ગ્રહણ કરવો જોઈએ.

**પૂતળું કેમ નથી ?**

સિકંદર બાદશાહની રાજધાનીમાં એક સુંદર બગીચો હતો. તેમાં પ્રાચીન અને વિદ્યમાન પરાક્રમી પુરુષોનાં પૂતળાં ઊભાં કરેલાં હતાં. એક વાર સિકંદરની રાજધાની જોવા સારુ કોઈ એક મહાન પરદેશી મુસાફર આવ્યો. સિકંદરના મહેમાન તરીકે તે સિકંદરના અતિથિગૃહમાં ઊતર્યો હતો. સિકંદર તેને પોતાનો જાણીતો ઐતિહાસિક બગીચો બતાવવા લઈ ગયો. સિકંદર પૂતળું બતાવે અને મહેમાન 'આ પૂતળું કોનું ?' એમ પૂછે. આ ફલાણા ફલાણા 'સુપ્રસિદ્ધ' પુરુષનું પૂતળું છે, એમ સિકંદર માહિતી આપે. એવો ક્રમ ચાલ્યો. છેવટે બધાં પૂતળાં જોઈ રહ્યા પછી મહેમાને પૂછ્યું, 'મહારાજ, આપનું પૂતળું કેમ ક્યાંય દેખાતું નથી ?' સિકંદરે કહ્યું, "મારું પૂતળું ઊભું કરવામાં આવે અને પાછળની પેઢીઓ 'આ કોનું પૂતળું છે ?' એમ સવાલ પૂછે તે કરતાં તે ઊભું ન કરવામાં આવે અને 'સિકંદરનું પૂતળું કેમ નથી ?' એમ લોકો પૂછે એ મને વધારે ગમે છે."

**માણસનો ધર્મ**

થોડા દિવસ પર એક જૈન છોકરાને પ્રશ્ન પૂછ્યો, 'તું કોણ છે ? જૈન કે માણસ ?' પ્રશ્ન સાંભળીને છોકરાને જરા ગંમત પડી. પણ જરાય વિચાર કર્યા વિના તેણે સીધો જવાબ આપ્યો, 'માણસ'. એક નાનો સરખો છોકરો પણ આ વાત સમજી શકે છે કે હું પ્રથમ માણસ છું અને પછી બીજું બધું. પણ મોટા માણસો આ સાદી વાત સમજી શકતા નથી. માણસનો પરમ ધર્મ કયો એની ચર્ચા કરી કરીને નીતિશાસ્ત્રે જવાબ આપ્યો, 'માણસાઈ'. પેલા છોકરાએ પણ શું કહ્યું ? આ જ. માણસાઈનો મુખ્ય ધર્મ સંભાળીને આપણે દુનિયામાં રહેવું જોઈએ. હિન્દુ, મુસલમાન, બ્રાહ્મણ, બ્રાહ્મણેતર, બધાએ આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, આપણે 'માણસો' છીએ. માણસાઈને ફગાવી દઈ આપણે હિન્દુ અથવા મુસલમાન, બ્રાહ્મણ કે બ્રાહ્મણેતર રહી શકતા નથી. હિન્દુ પણ એક માણસ જ હોય છે. જે માણસ નથી તે હિન્દુ શી રીતે હોઈ શકે ? એ જ ન્યાય મુસલમાનને તેમ જ બીજાઓને પણ લાગુ પડે છે. લડવાની જરૂર પડે તો ભલે લડો ઝઘડો. એમાં કોઈને હરકત કરવાપણું ન હોય. પણ માણસાઈ છોડશો નહિ. પેલો છોકરો કદાચ પૂછે, 'કેમ ભાઈ, માણસાઈમાં લડવાને સ્થાન છે શું ?' તેને આપણે શો જવાબ આપી શકીએ. પણ માણસાઈમાં લડવું ન આવતું હોય તોપણ ઓછામાં ઓછું લડવામાં તો માણસાઈ રાખો.

## ૪૨

## વાચકોને વિજ્ઞાપના

સંતોની સાથે સાત પગલાં ચાલવાથી પણ મિત્રતા થાય છે એવું વૃદ્ધોનું વચન છે. તો પછી 'મહારાષ્ટ્ર-ધર્મ'ને નિમિત્તે જે સજ્જનો સાથે આજ આટલાં વરસ પરિચય થયો તેમની મિત્રતાની અપેક્ષા હું રાખું તો તેમાં શું ખોટું ?

જો ખોટું ન હોય તો તેમની પાસે એટલી જ માગણી છે કે તેઓ હવે પછી મારી સાથે વ્યક્તિગત સ્નેહસંબંધ રાખે અને યોગ્ય તે સેવા મારી પાસેથી લે :

नमावे पाय हे माझें उचित ।
आशीर्वादें हित तुमचिया ॥

(તમારા ચરણોનુ વંદન કરવું એ મારે માટે યોગ્ય છે. કારણ તમારા આશીર્વાદે કરીને મારું હિત જ થવાનું છે.)

૧

# આઝાદીની લડતની રચનાત્મક તૈયારી

આજકાલ હિંદુસ્તાનમાં આઝાદીની લડતની ચર્ચા ઊપડી છે. કેટલાક કહે છે કે હવે જે લડત થશે તે છેવટની હશે; અને દ્રષ્ટાઓની ભવિષ્યવાણી છે કે કેટલાંય કારણોને લીધે સ્વરાજ્ય આપણી દૃષ્ટિ સમીપ આવી ગયું છે એટલું જ નહિ, પણ હવે હાથવેંતમાં છે.

અનેક કારણોને લીધે સ્વરાજ્ય ભલે નજીક આવી ગયું હોય, પણ સ્વરાજ્યના સંબંધમાં મુખ્ય પ્રશ્ન તો એ રહેલો છે કે, 'સ્વ'ને કારણે તે કેટલું નજીક આવ્યું છે? સ્વરાજ્ય અનેક કારણોથી નથી મળતું; એ તો એકલા 'સ્વ-કારણ'થી જ મળે છે.

યુરોપમાં મહાયુદ્ધ ચાલી રહ્યું છે. વરુઓનું એક ટોળું કહે છે કે, વિરોધી પક્ષે ગળેલાં ઘેટાંને, બને તો જીવતાં અને કંઈ નહિ તો મરેલી હાલતમાં, છોડાવવા માટે અમે આ યુદ્ધ આદર્યું છે. અત્યારે આઠ મહિનાથી તો વરુનું પેટ ચીરીને જૂનાં ઘેટાંને બહાર કાઢવાને બદલે નવાં ઘેટાં હજમ કરવાનો ક્રમ ચાલુ છે. બીજી બાજુ, વિરોધી પક્ષના પેટમાં પહેલેથી પડેલાં મોટાં મોટાં અધમૂઆં હૃષ્ટપુષ્ટ ઘેટાં, 'વરુઓની આ બાથંબાથામાં આપણને જરૂર ઓકી કાઢવામાં આવશે.' એવી આશામાં રાચી રહ્યાં છે.

આવી આ ઇસપનીતિની કહાણી છે. એનું તાત્પર્ય કાઢવાનો ભાર ઇસપને જ સોંપીને આપણે આગળ ચાલીએ.

યુરોપની લડાઈ હિંસક સાધનો વડે હિંસક ઉદ્દેશ પૂર્ણ કરવા માટે લડાય છે. આપણી લડાઈ અહિંસક સાધનોથી અહિંસક ઉદ્દેશોની પૂર્તિ માટે હશે. આ બંને વચ્ચે બારે અંતર હોવા છતાં, એ હિંસક લડાઈ પરથી આપણે ઘણી વસ્તુઓ શીખી શકીએ. લડાઈનાં સાધનો ભલે ગમે તેવાં હોય, પણ અત્યારનું યુદ્ધ સામુદાયિક અને સર્વાંગી સહકારનો એક જબરદસ્ત પ્રયત્ન હોય છે. આ પ્રયત્નનું પરિણામ વિનાશક હોય છે ખરું, અને એ પણ માની લઈએ કે એનો ઉદ્દેશ પણ વિનાશક હોય છે, તોપણ એ પ્રયત્ન પોતે લગભગ આખોયે રચનાત્મક જ હોય છે. કહે છે કે જર્મનીએ સત્તર લાખનું લશ્કર ઊભું કર્યું છે. આઠ કરોડના રાષ્ટ્રે આટલું મોટું લશ્કર ઊભું કરવું, આટલા મોટા પ્રમાણમાં લડવાનાં હથિયાર, ઓજાર તથા સાધનસામગ્રી તૈયાર કરવાં, ચૂંટેલા લોકોને લશ્કરમાં ભરતી કર્યા બાદ બાકીના લોકોથી રાષ્ટ્રીય જગત ચલાવવું, સંપત્તિની ધારા અબાધિત ગતિએ વહેતી રાખવા માટે ઔદ્યોગિક યોજનાઓ યથાસંભવ અખંડ ચાલુ રાખવી, તમામ શાળા કૉલેજો બંધ કરવી, રોજની જીવનની જરૂરિયાતોની વ્યક્તિગત મિલકતના અધિકાર પર સરકારી કબજો જમાવવો, વિશ્વરૂપદર્શનમાં જેમ આંખ, કાન, નાક, હાથ, પગ, માથાં, મોં અનંત હોવા છતાં હૃદય એક જ બનાવવામાં આવ્યું છે, એ જ પ્રમાણે આખા રાષ્ટ્રનું હૃદય એક કરવું,— આ એટલો વિશાળ અને એટલો સર્વતોમુખી રચનાત્મક કાર્યક્રમ છે કે, તે સંહારને માટે હોવા છતાં, આપણે તેમાંથી ઘણું શીખી શકીએ.

લોકો કહે છે, 'ગાંધીજી લડતની તૈયારી કરવાનું કહે

છે, પણ એની સાથે રચનાત્મક 'કાર્યક્રમનો સંબંધ કેમ જોડી દે છે? હિંદુ-મુસ્લિમ ઐક્ય, અસ્પૃશ્યતા-નિવારણ, ખાદી અને ગ્રામઉદ્યોગ, દારૂબંધી, ગામસફાઈ તથા નવી કેળવણી — આ બધો રચનાત્મક કાર્યક્રમ છે. એમાં લડાઈનું તત્ત્વ ક્યાં છે?' આ સવાલ એ જ લોકો પૂછે છે જેઓ માને છે કે આપણે અહિંસક સાધનોથી જ લડત કરવી જોઈએ. હિંસક લડાઈ માટે પણ મોટે ભાગે રચનાત્મક કાર્યક્રમની જ જરૂર હોય છે, એ તેઓ કેમ નથી સમજતા? સિપાઈઓ માટે બિસ્કૂટ બનાવવાથી માંડીને — નહિ, નહિ, ખેતરોમાં બટાટા રોપવાથી માંડીને — સબમરીનથી દુશ્મનોની આગબોટોમાં ગાબડાં પાડવા સુધી બધું જ લડાઈનો એક અખંડ કાર્યક્રમ હોય છે, અને એના અંતિમ અંશ સિવાય બાકીનો લગભગ બધો રચનાત્મક જ હોય છે. આ રચનાત્મક કાર્યક્રમ પર જ એ અંતિમ વિનાશક કાર્યક્રમની સફળતાનો આધાર છે. પહેલો કાર્યક્રમ ખલાસ થઈ જાય તો બીજો પણ અલોપ થઈ જાય. આ ભેદ જાણતો હોવાથી જ, દુશ્મન સામાવાળા પક્ષનો વિનાશક કાર્યક્રમ નકામો કરી દેવા માટે તેના આ રચનાત્મક કાર્યક્રમની કેડ ભાગવાની ચિંતામાં રહે છે. હિંસક લડાઈની જો આ સ્થિતિ છે, તો અહિંસક લડાઈ રચનાત્મક કાર્યક્રમ વગર થઈ જ કેમ શકે? 'સ્વરાજ્ય'નો અર્થ છે 'સર્વ-રાજ્ય' અર્થાત્ દરેકનું રાજ્ય. આ પ્રકારનું સ્વરાજ્ય સામુદાયિક સહકાર વિના, ઉત્પાદક કાર્યક્રમ વગર, સર્વોપયોગી રાષ્ટ્રીય અનુશાસન સિવાય કેવી રીતે પ્રાપ્ત કરાય? મહાસભાના ત્રીસ લાખ સભાસદો છે. તેઓ દેશ માટે રોજ માત્ર અરધો કલાક કાંતે તોપણ કેટલું મોટું સંગઠન થાય? એમાં મુશ્કેલી શી છે?

વર્ધા જિલ્લો જ લો. આ જિલ્લામાં મહાસભાના ૭ હજાર સભ્યો છે. એમની વીસ ટુકડીઓ પાડવામાં આવે તો દરેક ટુકડી ત્રણસોની થાય. દરેક ટુકડી વરસમાં ત્રણસો સભ્યોને કાંતતાં શીખવવાનો નિશ્ચય કરે તો એ કંઈ મુશ્કેલ કામ નથી. આપણી અશ્રદ્ધા એ સૌથી મોટી મુશ્કેલી છે. 'શું લોકો શીખવા તૈયાર થશે?' 'શું શીખ્યા પછી પણ કાંતવાનું ચાલુ રાખશે?' 'કાંતણનો હિસાબ રાખશે?' 'એ મહાસભાને મોકલશે?'— આવી અનેક શંકાઓ આપણને થાય છે. એને બદલે આપણે કામ શરૂ કરી દઈએ, તો અનુભવ પછી એક એક ગૂંચ ઊકલવા માંડશે.

કંઈ નહિ તો વર્ધા જિલ્લામાં આ કાર્યક્રમનો અમલ કરવાનો પ્રયત્ન કરી શકાય. મહાસભા સમિતિઓ, ચરખા સંઘ, ગ્રામસુધાર કેન્દ્રો, આશ્રમો અને બીજી સંસ્થાઓ અને ગામની અનુભવી વ્યક્તિઓના સહકારથી આ કામ થઈ શકે. કામનો વ્યવસ્થિત હિસાબ રખાવો જોઈએ. કાંતણની પ્રગતિની માહિતી પણ લોકોને વખતોવખત અપાતી રહેવી જોઈએ. કાંતણ શીખવવાનો અર્થ એ છે કે, એની સાથે સાથે બીજી પણ કેટલીયે વસ્તુઓ શીખવી શકાય, અને શીખવવી જોઈએ. કાર્યકર્તાઓ આ સૂચના પર વિચાર કરે. એ બહુ મુશ્કેલ નહિ લાગે, લાભદાયી થશે. કરી જુઓ.

૨

# બે પ્રશ્ન

બે પ્રશ્નો છે :

(૧) સર્વધર્મ-સમભાવના વિકાસ કરવા માટે ગાંધી સેવા સંઘ તરફથી ભિન્ન ભિન્ન ધર્મોના તુલનાત્મક વિચારોવાળાં પુસ્તકોના પ્રકાશનની આવશ્યકતા નથી ?

(૨) આશ્રમ તથા અન્ય સંસ્થાઓમાં ભિન્ન ભિન્ન ધર્મોના મહાપુરુષોના ઉત્સવ ઊજવીને એ પ્રસંગોએ એ ધર્મો વિષે માહિતી આપવી આવશ્યક નથી ?

(૧) કોઈ લેખક સમભાવની દૃષ્ટિએ પુસ્તક તૈયાર કરે અને ગાંધી સેવા સંઘને યોગ્ય લાગે, તો એવું કોઈ પુસ્તક પ્રસિદ્ધ કરવું સારું છે. પણ પ્રકાશન ખાતું ખોલવું મને પસંદ નથી. સાચી વાત તો એ છે કે દુનિયામાં ધર્મો વચ્ચે જે વિષમ ભાવ છે એ એટલો બધો ખરાબ નથી. ભારત-વર્ષમાં ધર્મો વચ્ચે ખૂબ વિરોધ જણાવવામાં આવે છે; પણ એ તો છાપાંની વસ્તુ છે. વાસ્તવમાં વિરોધ છે જ નહિ. આપણી કેટલાંય હજાર વરસની સંસ્કૃતિએ આપણામાં સમભાવ પેદા કર્યો છે. ગામડાંમાં એ સમભાવ હજી પણ દેખાય છે. આજકાલની નવી પ્રવૃત્તિએ વિરોધ પેદા કર્યો છે ખરો, પણ એ વિરોધ ધાર્મિક નથી. એનું સ્વરૂપ આર્થિક છે. એમાંથી ધાર્મિક નિમિત્ત ખોળી કાઢવામાં આવે છે. અને છાપાં મારફત

એને મહત્ત્વ મળી જાય છે. એ જ પ્રકાશનનું કામ આપણે આપણા હાથમાં લઈ લઈએ તો એમના જ શસ્ત્રનો ઉપયોગ કરીશું. એ નીતિ સારી નથી. જે શસ્ત્ર ચલાવવામાં પ્રતિપક્ષી નિપુણ છે તે જ શસ્ત્રનો ઉપયોગ કરવાથી આપણું કામ નહિ ચાલે. પણ એથીયે ભયંકર એક બીજી વસ્તુ છે. એ છે સર્વધર્મ-સમ-અભાવ. અભાવ વધતો જાય છે, નાસ્તિકના વધતી જાય છે. આ હું તાત્ત્વિક નાસ્તિકના વિષે નથી કહેતો. તાત્ત્વિક નાસ્તિકતાથી હું ડરતો નથી. પણ એ લખવાથી ન બની શકે. આપણે લખીએ તોપણ કેટલા વાંચશે? ગંદું સાહિત્ય વાંચનારાં તો હજારો છે. જે વસ્તુઓ આપણે આપણા જીવનમાં ઉતારી શકીશુ તેનો જ પ્રચાર થશે. પહેલાં એમ જ થતું. છાપખાનાં આવ્યે તો સો વરસ થયાં. એ ગાળામાં કોઈ નવા લેખકનુ એવુ પુસ્તક પ્રસિદ્ધ થયુ છે જેણે તુલસીરામાયણ અને તુકારામના અભંગોની જેમ જનતામાં પ્રવેશ કર્યો હોય? મુદ્રણ એક પ્રકારનું સાધન તો છે, પણ ધાર્મિક પ્રચારમાં એને ઓછામાં ઓછુ સ્થાન છે. શ્રદ્ધેય પુરુષોને મોઢે આપણે જે વસ્તુ સાંભળીએ છીએ તેની આપણા પર વધારે અસર થાય છે. એટલે પ્રકાશનથી વિશેષ લાભ થાય એમ લાગતું નથી.

(૨) જ્યાં આશ્રમ હોય ત્યાં બધા ધર્મોના પ્રવર્તકો વિષે અવારનવાર કહી શકાય. પણ મારી વૃત્તિ તો નિર્ગુણ છે. રામનવમી કે કૃષ્ણાષ્ટમી પર મેં પ્રસંગવશાત્ ભાષણ આપ્યાં છે. પણ એમને મેં પ્રોત્સાહન નથી આપ્યું. જ્યાં આવા ઉત્સવ થઈ શકે છે ત્યાં એ ચાલુ રહે એમાં કંઈ વાંધો નથી.

૩

# સ્વાધ્યાયની આવશ્યકતા

ગામડાંમાં જનારા આપણા કાર્યકર્તાઓમાં મોટે ભાગે આપણા ઉત્સાહી નવયુવકો છે. ઉત્સાહ અને શ્રદ્ધાથી તેઓ કામ શરૂ કરે છે, પણ એમનો ઉત્સાહ અંત સુધી ટકતો નથી. ગામડાંમાં કામ કરનાર એક ભાઈનો પત્ર મને મળ્યો હતો. તેમણે લખ્યું છે: 'હું સફાઈનું કામ કરું છું ખરો, પણ પહેલાં ગામલોકો પર તેની જે અસર થતી તે હવે નથી થતી એટલું જ નહિ, બલકે તેઓ માનવા લાગ્યા છે કે આને ક્યાંકથી પૈસા મળે છે તેથી એ સફાઈનું કામ કરે છે.' છેવટે એ ભાઈએ પૂછયું છે કે, 'હવે આ કામ છોડીને બીજું લઉં ?'

આમ કાર્યકર્તાઓને પોતાના કાર્ય વિષે શંકાઓ ઉત્પન્ન થવા માંડે છે. આ સ્થિતિ કેવળ કાર્યકર્તાઓની નથી, મોટા મોટા વિદ્વાનો અને નેતાઓની પણ એ જ સ્થિતિ છે. એનું મુખ્ય કારણ મને એક જ જણાય છે: સ્વાધ્યાયનો અભાવ. અહીં સ્વાધ્યાય શબ્દનો હું જે અર્થ કરું છું તે જણાવવાની જરૂર છે. સ્વાધ્યાયનો અર્થ હું એવો નથી કરતો કે, એક પુસ્તક વાંચીને ફેંકી દીધું અને પછી બીજું લીધું; અને બીજું લીધા પછી પહેલું ભૂલી પણ ગયા. આને હું સ્વાધ્યાય નથી કહેતો. 'સ્વાધ્યાય' એટલે એક એવા વિષયનો

અભ્યાસ જે બધા વિષયો ને કાર્યોનું મૂળ છે, જેના પર બાકીના બધા વિષય આધાર રાખે છે, પરંતુ જે બીજા ઉપર આધાર નથી રાખતો. દિવસમાં થોડો સમય એ વિષયમાં એકાગ્ર થવાની આવશ્યકતા છે. એટલા સમય માટે પોતાની જાતને અને કાંતણ આદિ પોતાનાં બધાં કામને તદ્દન ભૂલી જવાં જોઈએ. આપણા સ્વાર્થ-જગતમાં જેટલી અડચણો અને મુશ્કેલીઓ પેદા થાય છે તે બધી જ આ પરમાર્થી કાર્યમાં પણ ઊભી થઈ શકે છે, અને એ પણ જગતનો એક વ્યવસાય બની જાય છે. આ પરમાર્થી કાર્ય છે એટલે એ દુનિયાના ઝઘડાઓથી મુક્ત છે, એવી કલ્પના કોઈને હોય તો એ જોખમ-ભરેલી છે. આથી, જેમ થોડો સમય જગતથી દૂર થવાની આવશ્યકતા હોય છે, તે જ રીતે આ કાર્યથી પણ અલગ થવાની જરૂર છે; કારણકે સાચી વાત તો એ છે કે આ કામ કેવળ ભાવનાનું નથી, એમાં બુદ્ધિની પણ આવશ્યકતા છે. ભાવના તો ગામડિયાઓમાં પણ હોય છે; પણ એમનામાં બુદ્ધિની ન્યૂનતા છે. એ બુદ્ધિ મેળવવી જોઈએ. છતાં કોઈ એમ ન સમજે કે બુદ્ધિ અને ભાવના એ બે સર્વથા ભિન્ન વસ્તુઓ છે. આ વિષે ઘણી વાર હું એક ઉદાહરણ આપું છું:

સૂર્યનાં કિરણોમાં પ્રકાશ છે અને ઉષ્ણતા પણ છે. ઉષ્ણતા અને પ્રકાશને તાર્કિક પૃથક્કરણથી જુદાં કરી શકાય. છતાં જ્યાં પ્રકાશ હોય છે ત્યાં તેની સાથે ઉષ્ણતા પણ હોય છે. એ જ રીતે જ્યાં સાચી બુદ્ધિ છે ત્યાં સાચી ભાવના છે; અને જ્યાં સાચી ભાવના છે ત્યાં સાચી બુદ્ધિ છે જ. એમનું તાર્કિક પૃથક્કરણ આપણે કરી શકીએ, પણ ખરું જોતાં એ બંને એકરૂપ જ છે. આપણે બુદ્ધિ સાથે કંઈ લેવાદેવા નથી,

સેવા સાથે સંબંધ છે, અને તેને માટે ભાવના હોય એ પૂરતું છે — એવી કલ્પના જો કોઈને હોય તો તે ખોટી છે. આ બુદ્ધિની પ્રાપ્તિ માટે સ્વાધ્યાયની આવશ્યકતા છે. વિદ્વાનોને પણ એવા સ્વાધ્યાયની જરૂર છે. અને કાર્યકર્તા તો નમ્ર છે. એને સ્વાધ્યાયની વિશેષ કરીને જરૂર છે. આ વિષયમાં ઘણા કાર્યકર્તાઓ ધારે છે કે, વચ્ચે વચ્ચે શહેરમાં જઈને પુસ્તકાલયની મુલાકાત લેવી, મિત્રોને મળવું, વગેરે વસ્તુઓ ગ્રામસેવા માટે ઉપયોગી છે. એથી ઉત્સાહ વધે છે, અને એ ઉત્સાહ સાથે પાછું ગામમાં કામ કરવાનું અનુકૂળ પડે છે. પરંતુ તેઓ નથી જાણતા કે જ્ઞાન અને ઉત્સાહનું સ્થાન શહેર નથી. શહેરમાં થોડા જ જ્ઞાની મળી આવે છે.

ઉપનિષદમાં એક કહાણી છે: એક રાજાને કોઈએ કહ્યું કે આપના રાજ્યમાં એક વિદ્વાન બ્રાહ્મણ છે. એને શોધવા રાજાએ અનુચરો મોકલ્યા. આખું નગર શોધ્યા પછી પણ એમને પેલો વિદ્વાન ન મળ્યો. ત્યારે રાજાએ કહ્યું, 'અરે, બ્રાહ્મણોને જ્યાં શોધવા જોઈએ ત્યાં જઈને શોધો.' ત્યારે અનુચરો વનમાં ગયા અને ત્યાં એમને પેલો બ્રાહ્મણ મળ્યો. શહેરમાં કોઈ તપસ્વી મળે જ નહિ એમ નથી. સંભવ છે કે ક્યારેક શહેરમાં પણ એવો માણસ મળી આવે, પરંતુ ત્યાંનું વાતાવરણ એને અનુકૂળ નથી. આત્માનુ પોષણ અને રક્ષણ શહેરોમાં નથી થતું. ગામડાંમાં કુદરત સાથે જે પ્રત્યક્ષ સંબંધ થાય છે તે ઉત્સાહને માટે અત્યંત આવશ્યક છે. શહેરમાં કુદરત ક્યાં મળશે? જંગલમાં તો નદી, પહાડ, જમીન, બધી વસ્તુઓ સામે જ દેખાય છે; અને જંગલ પાસે તો ગામડાં હોય છે, શહેરો નથી હોતાં. ઉત્સાહ લેવા માટે પણ ગ્રામ-સેવકોને

શહેરમાં આવવું પડે એને બદલે શહેરવાળા જ થોડા દિવસ ગામડામાં જઈને કાર્યકર્તાઓને મળતા રહે તો વધારે સારું. ખરું જોતાં, ઉત્સાહ તો બીજી જ જગ્યાએ છે. એ જગ્યા તે આપણો આત્મા. એના ચિંતન માટે રોજ ઓછામાં ઓછો એક કલાક કાઢવો જોઈએ. ચિતારો ચિત્ર જોવા માટે દૂર જાય છે અને ત્યાંથી ચિત્રમાં એને જે દોષ દેખાય છે તે પાસે આવીને સુધારી લે છે. ચિત્ર તો પાસે રહીને જ બનાવવું પડે છે, પણ એમાંના દોષ જોવા માટે દૂર જવું પડે છે. આ જ પ્રમાણે સેવા કરવા માટે પાસે તો આવવું જ પડશે. પણ કાર્યનું નિરીક્ષણ કરવા માટે પોતાને તેનાથી અલગ કરવાની જરૂર પણ છે.

આ જ સ્વાધ્યાયનો ઉપયોગ છે. પોતાને અને પોતાના કાર્યને બિલકુલ ભૂલી જઈ તટસ્થ બનીને જોવું જોઈએ. પછી એમાંથી જ ઉત્સાહ મળે છે, માર્ગદર્શન થાય છે, અને બુદ્ધિની શુદ્ધિ થાય છે.

૪

## ગરીબો સાથે તન્મયતા

બે પ્રશ્નો છે :

(૧) આપણામાંથી જે લોકો આજ સુધી મધ્યમ વર્ગનું જીવન ગાળતા આવ્યા છે પણ હવે ગરીબ વર્ગ સાથે એકરૂપ થવા ઇચ્છે છે, તેઓ કયા ક્રમે પોતાના જીવનમાં પરિવર્તન કરે જેથી કરીને ત્રણ ચાર વરસમાં તેઓ નિશ્ચિત રૂપે ગરીબો સાથે એકરૂપ થઈ જાય?

(૨) મધ્યમ અથવા ઊંચ વર્ણના લોકો ગરીબો તરફ પોતાની સદ્ભાવના કઈ રીતે પ્રગટ કરી શકે? શું એવો કોઈ નિયમ બનાવવો ઉચિત છે કે, સંઘના સભ્યો કોઈ એવો ઉપાય કરે જેથી તેમના ખર્ચમાંથી દર પંદર રૂપિયામાંથી ચાર રૂપિયા ગરીબોના ઘરમાં સીધા પહોંચી જાય?

પ્રથમ તો આપણે એ સમજવું જોઈએ કે આપણે મધ્યમ અને ઊંચ વર્ગનાં મનાતાં 'પ્રાણી' છીએ, અર્થાત્ આપણે પ્રાણવાન બનવા માગીએ છીએ. જેમની સેવા કરવા માગીએ છીએ તેમના જેવા બનવા માગીએ છીએ. પાણી ગમે તે જગ્યાનું હોય, તે સમુદ્ર તરફ જ જવા માગે છે. બધું પાણી સમુદ્ર સુધી પહોંચી શકે છે એમ નથી. પણ ભલે એ મારા સ્નાનનું હોય કે ગંગાનદીનું હોય, બંનેની ગતિ સમુદ્ર

તરફ છે. બંને નિમ્નગતિક છે — નમ્ર છે. એક જગ્યાએ થોડું પાણી તેની શક્તિ ઓછી હોવાને કારણે બસે અધવચ અટકી જાય, અને કોઈ નાના વૃક્ષને જીવન અર્પવામાં એનો ઉપયોગ થાય. આ તો એનું ભાગ્ય થયું. પણ એની ગતિ તો સમુદ્ર જ છે. સમુદ્ર સુધી પહોંચવાનું ભાગ્ય તો ગંગા જેવી મહાન નદીઓને જ પ્રાપ્ત થાય છે. આ જ રીતે ઉચ્ચ અને મધ્યમ વર્ગો પહાડ અને ટેકરી જેવા છે. આપણે જેમની સેવા કરવી છે એ તો મહાસાગર છે. આ મહાસાગર સુધી બધાથી ન પહોંચી શકાય, તોપણ આપણો મનોરથ તો ત્યાં સુધી પહોંચવાનો જ હોય છે. એટલે ત્યાં સુધી પહોંચી શકીએ તેટલાથી જ સંતોષ માનીએ. આપણે જેમની સેવા કરવી છે તેમનો પ્રશ્ન નજર આગળ રાખીને આપણા જીવનની દિશા બદલતા રહેવું જોઈએ. અને પોતે નિમ્નગતિક — નમ્ર બનવું જોઈએ.

પણ આના કોઈ સ્થૂળ નિયમો ન બનાવી શકાય. બનાવી શકાય એમ હોય તોયે તે મારી પાસે નથી, અને એવા નિયમો બનાવવાનો કંઈ પ્રયત્ન કરવામાં આવે એમ હું ઇચ્છતો પણ નથી. ચાર કે પાંચ વરસમાં ઊંચ કે મધ્યમ વર્ગના લોકોને ગરીબ બનાવી દેવાનો કોઈ વિધિ નથી. આપણે ગરીબોની સેવા કરવી છે એમ સમજીને, જાગ્રત રહીને, યથાશક્તિ કામ કરવું જોઈએ. કોઈ નિયમ નથી તેથી જ બુદ્ધિ અને પુરુષાર્થને અવકાશ મળે છે. ગયાં પંદર વરસથી ગરીબો સાથે એકરૂપ થવાનો મારો પ્રયત્ન ચાલુ છે. પણ હું ગરીબાઈનું જીવન જીવવામાં સફળ થયો છું એમ માનતો નથી. પણ એનો ઉપાય શો? મને એનું કંઈ દુઃખ પણ નથી. મારે માટે તો પ્રાપ્તિના આનંદ કરતાં પ્રયત્નનો આનંદ અધિક છે.

શિવની ઉપાસના કરવી હોય તો શિવ બનો, એવું એક શાસ્ત્રીય સૂત્ર છે. એ જ રીતે ગરીબોની સેવા કરવા માટે ગરીબ બનવું જોઈએ. પણ એમાં વિવેકની જરૂર છે. એનો અર્થ એ નથી કે આપણે એમના જીવનનાં દૂષણોને પણ અપનાવી લઈએ. તેઓ જેમ દરિદ્રનારાયણ છે તેમ બેવકૂફ-નારાયણ પણ છે જ. તો એમની સેવા માટે આપણે પણ મૂરખ બનવું? શિવ બનવાનો અર્થ એ નથી. જેમનું ધન ગયું છે તેમની બુદ્ધિ તો તેથીય પહેલાં ગઈ છે. એમના જેવા બનીને આપણે આપણી બુદ્ધિ ન ગુમાવવી જોઈએ.

ગામડાંમાં ખેડૂતો તાપમાં કામ કરે છે. લોકો કહે છે, બિચારા ખેડૂતોને આખો દિવસ તાપમાં કામ કરવું પડે છે. અરે, તાપમાં અને ખુલ્લા આકાશ નીચે કામ કરવું એ જ એમનો વૈભવ બાકી રહ્યો છે. એ પણ છીનવી લેવા માગો છો? એ તાપમાં તો ઘણાં વિટામિન છે. બને તો આપણે પણ એમના જેવું કામ કરવા મંડીએ. પણ તેઓ રાત્રે ઘરને પટારા બનાવીને તેની અંદર પોતાને પૂરીને સૂએ છે, તેનું અનુકરણ આપણે ન કરવું જોઈએ. એમને આપણે કહીએ કે રાત્રે આકાશ નીચે સૂઓ. આપણે એમના પ્રકાશનું અનુકરણ કરીએ, અંધકારનું નહિ. આપણે પૂરતાં કપડાં રાખીએ. એમની પાસે પૂરતાં કપડાં ન હોય તો આપણે તેમને એટલા શક્તિશાળી કેમ ન બનાવીએ કે જેથી તેઓ પણ પોતા માટે પૂરતાં કપડાં બનાવી શકે? એમને મહિનાઓ સુધી શાક દૂધ નથી મળતાં. તો શું આપણે પણ શાક દૂધ છોડી દઈએ? આ વિચાર બરાબર નથી. એક માણસને દૂબળો જોઈને આપણને દુઃખ થાય તો શું આપણે પણ એની

પાછળ ડૂબી જઈએ ? એમાં દયા છે. સહાનુભૂતિ પણ છે પણ જો દયા અને સહાનુભૂતિમાં તારકબુદ્ધિનો અભાવ હોય તે શા કામની ? સાચી કૃપામાં તારકશક્તિ હોવી જોઈએ. તુલસીદાસજીએ એને 'कृपालु मलायक' કહી છે.

આપણે આપણા જીવનની ખામીઓ દૂર કરીને એને પૂર્ણ બનાવવું જોઈએ. એ જ રીતે તેમની ખામીઓ દૂર કરીને એમનું જીવન પૂર્ણ બનાવવામાં એમને મદદ કરવી જોઈએ. જે જીવનમાં રસ કે ઉત્સાહ છે તે પૂર્ણ જીવન છે. એમાં ભોગ અને વિલાસવૃત્તિને સ્થાન નથી. આપણે ગરીબો જેવા બનવુ જોઈએ કે પૂર્ણ જીવન તરફ આગળ વધવું જોઈએ ? લોકો કહે છે, આ બીજી વસ્તુ કરવાથી આપણું જીવન ત્યાગમય નહિ દેખાય. પણ કેવું દેખાશે એનો આપણે વિચાર નથી કરવાનો. એનું પરિણામ શું આવશે એનો પણ વિચાર ન કરીએ. આ પરિણામ-પરાયણતા છોડી દેવી જોઈએ. આપણી જીવનપદ્ધતિ એમનાથી ભિન્ન છે. આપણને દૂધ મળે છે અને એમને નથી મળતું એ બાબતનુ આપણને દુઃખ હોય તો તે ઉચિત જ છે. એ દુઃખબીજ તો આપણી હૃદયભૂમિમાં રહેવું જ જોઈએ. એ આપણી ઉન્નતિ કરશે. આપણને સ્વરાજ્ય મળી જાય તો એમાં કંઈ આનંદ નથી. આપણા પુરુષાર્થથી અને રચનાત્મક શક્તિથી તારકબુદ્ધિનો પ્રચાર થાય અને બધી ગ્રામજનતા એક તસુ પણ આગળ વધી શકે, તો આપણે સ્વરાજ્યની નજીક પહોંચ્યા. જેમ નદીઓ સમુદ્ર તરફ વહે છે તેમ આપણી વૃત્તિ અને શક્તિ ગરીબો તરફ વહેતી રહે એમાં જ કલ્યાણ છે.

## ૫

## તરણોપાય શો?

બંધારણીય ચળવળ કરવી, જનતાની ફરિયાદો સરકાર આગળ રજૂ કરવી અને મીઠા મીઠા શબ્દોથી એ ફરિયાદોની દાદ મેળવવી, અને એટલુ કરીને સંતોષ માનવો — આ જ શરૂઆતમાં મહાસભાનો કાર્યક્રમ હતો. પરંતુ એથી ફરિયાદો દૂર થતી નહિ અને સંતોષ પણ મળતો નહિ. એક પેઢીના અનુભવ પછી મહાસભા એ નિર્ણય પર આવી કે સ્વરાજ્ય વગર છૂટકો નથી. અનુભવનો આ સંદેશો યુવકોને સંભળાવીને પિતામહ દાદાભાઈ નિવૃત્ત થયા.

આગ્રહી તરુણો કામમાં જોડાઈ ગયા. ગુપ્ત ષડ્યંત્રો રચીને, સરકારી અમલદારોનાં ખૂનથી સરકારને ડરાવીને, સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનો પોતાની દૃષ્ટિએ સ્વાવલંબી એવો પ્રયોગ તેમણે શરૂ કર્યો. ચળવળ માટે પૈસાની જરૂર હોય છે જ. પૈસા ક્યાંથી લાવવા? એ માર્ગ પરાવલંબી હતો. તે ઉપરાંત, અરાજક યુવાનો માટે તે ખુલ્લો પણ નહોતો. યુવાનોએ ધાડો પાડીને પૈસા ભેગા કરવાનો સ્વાવલંબી માર્ગ લીધો. શરૂઆતમાં લોકોએ — જેમના ઘરમાં લૂંટ થઈ તેમણે નહિ, પણ જેઓ સુરક્ષિત હતા તેમણે — આ ડાકુઓની થોડીઘણી પ્રશંસા પણ કરી. એટલે સ્વાર્થી ડાકુઓ પણ તેમને માટે આ વધારે સહેલા

સાધનનો પ્રયોગ કરવા લાગ્યા. બજન જેવી લિન્ગવલ સંસ્થા પર પણ જેઓ હુમલો કરી શકે તેમને માટે લૂંટનો ધંધો લગાગન કરવો એ મુશ્કેલ તો નહોતું જ. પરિણામે બંને પ્રકારની લૂંટોથી જનતા પીડાઈ. બીજી તરફ સરકારે પણ દમનનીતિ અખત્યાર કરી. યુવાનો માટેની એની સહાનુભૂતિનું ઝરણું સુકાવા લાગ્યું. એટલામાં સમજુ અહિંસાવાદી આવ્યા. તેઓ કહેવા લાગ્યા કે, જૂનો બંધારણીય ચળવળનો માર્ગ જેમ નકામો હતો તેમ આ ગુપ્ત તરકટોનો માર્ગ પણ નકામો છે. છૂટાંછવાયાં બે ચાર ખૂન કરવાથી શો ફાયદો? હિંસા પણ કાર્યસાધક થવાને માટે સંગઠિત હોવી જોઈએ. અસંગઠિત, અવ્યવસ્થિત, સંતાઈને કરેલી હિંસા કશા કામની નથી. અને સંગઠિત હિંસા આપણે કરી શકીએ એમ નથી. એટલે આપણે અહિંસાથી જ પ્રતિકાર કરવો જોઈએ. ગાંધીજી આપણને રસ્તો બતાવવા સમર્થ છે. એમના માર્ગદર્શનનો લાભ લઈને આપણે જનતાની પ્રતિકાર-શક્તિને સંગઠિત કરવી જોઈએ. જનતાની શક્તિ સંગઠિત થવાને કારણે, સંપૂર્ણ નહિ તો થોડીઘણી સત્તા આપણા હાથમાં અવશ્ય આવશે. આ સત્તા આવ્યા પછી આગળ વિચાર કરીશું.

આ અહિંસા અલબત્ત વ્યવહાર નીતિરૂપે હતી. તે આપણા નવયુવાનોને પડ્યંત્રોની અસફળતાને કારણે અને દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીની સફળતાને કારણે કંઈક ઠીક લાગી. જેઓ પોતાના પડછાયાથી પણ ડરતા હતા એવા લોકો સિવાય આખું રાષ્ટ્ર એકત્રિત થઈને અહિંસક પ્રતિકારની આ નવી દિલચાલમાં સામેલ થયું. ગાંધીજીની નૈતિક અહિંસાના વધારા ઘટાડાથી જેટલી શક્તિ પ્રગટ થઈ શકી તેટલા પ્રમાણમાં તેનું

પરિણામ પણ આવ્યું, અને સંગઠિત હિંસાની અવ્યવહાર્યતા અન્વય-વ્યતિરેકથી સર્વમાન્ય થઈ.

એટલામાં યુરોપમાં મહાયુદ્ધ સળગ્યું. શૌર્ય, સાધન-સંપત્તિ, સંગઠન, સાહસ વગેરે ગુણો માટે પ્રસિદ્ધ શક્તિશાળી રાષ્ટ્રો પાંચ પાંચ દસ-દસ દિવસમાં પોતાની સ્વતંત્રતા ખોઈ બેઠાં. વીસ વરસ પહેલાં વૈભવના શિખરે પહોંચેલું ફ્રાન્સ જેવું રાષ્ટ્ર પણ, ત્રીસ લાખની ફોજ ખડી કરવા છતાં, ઇંગ્લંડ જેવા રાષ્ટ્રની મદદ હોવા છતાં અને શૌર્યની પરાકાષ્ઠા કરવા છતાં, સાવ ગુલામ બની ગયું. ગયા મહાયુદ્ધમાં જે હાથોએ ફ્રાન્સને વિજય અપાવેલો તે જ હાથો સિવાય બીજા શરણ-ચિઠ્ઠી લખી આપવા તેને ન મળ્યા.

આપણી આંખો ઊઘડી ગઈ. અસંગઠિત હિંસા તો નકામી સાબિત થઈ ચૂકી હતી. પણ કાર્યવાહક સમિતિ કહે છે કે, ગમે તેટલા મોટા પ્રમાણમાં કરેલી સંગઠિત હિંસા પણ સ્વતંત્રતાની રક્ષા માટે નકામી છે એ હવે સ્પષ્ટ થઈ ગયું છે.

અસંગઠિત હિંસા અને સુસંગઠિત હિંસા જ નહિ, પણ અતિસુસંગઠિત હિંસા પણ નકામી સિદ્ધ થઈ છે. ત્યારે શું થાય?

ગાંધીજી કહે છે, 'અહિંસા પ્રત્યે પોતાની નિષ્ઠા દૃઢ કરો.'

આપણે કહીએ છીએ, 'અમે હમણાં તૈયાર નથી.'

'તો તૈયારી કરો.'

'વિકટ અવસર છે. અણીનો વખત આવ્યો છે. અમે દુર્બળ માણસો છીએ. એટલે એ જાતની તૈયારી માટે આજે તરત અવકાશ નથી.'

'તો પછી થોડો સમય સ્વસ્થ (શાંત) રહો. ચિંતન કરે છે ને કે જે સ્વસ્થ (શાંત) રહીને રાહ જુએ છે તે પણ સેવા કરે છે.'

'હા, એવું જ કંઈક કહે છે; પણ અમારા પર જવાબદારી છે. અમારે કંઈ ને કંઈ હાથપગ હલાવવા જ જોઈએ.'

• પાણીમાં તરનારો તરી જાય છે. પાણી પર સ્વસ્થ (શાંત) સૂઈ જનાર પણ પાણીની સપાટી પર રહે છે. કેવળ હાથપગ હલાવનાર તળિયે પહોંચે છે. કેવળ 'હમ કુછ-નકુછ કર જાયેંગે' થી જ શું થવાનું છે?

## ૬

## વ્યવહારમાં જીવન-વેતન

દરેક બાબતમાં હું ગણિત અનુસાર ચાલું છું. શિક્ષણ સમિતિ ( હિન્દુસ્તાની તાલીમી સંઘ ) ના અભ્યાસક્રમમાં કાંતવા પીંજવાની જે યોજના મેં આપી છે તે જોઈને કિશોરલાલ-ભાઈ જેવા ચોક્કસ સજ્જને પણ કહ્યું કે, 'તમે ગતિ વગેરેનો જે હિસાબ કર્યો છે એમાં કંઈ ખામી કાઢી શકાય એમ નથી.' ગણિતનો આ રીતે ઉપયોગ કરનારો હોવા છતાં, હું માનું છું કે કેટલીક વસ્તુઓના મૂળ પર જ કુહાડી મારીને તેમને કાપી નાખવી જોઈએ. ત્યાં 'ધીરે-ધીરે', 'ક્રમશઃ' વગેરે શબ્દો વાપરવા ઉચિત નથી. મારા જીવનમાં હું એમ જ કરું છું. ૧૯૧૬માં મેં ઘર છોડ્યું. એમ તો ઘરની પરિસ્થિતિ એવી નહોતી કે મારે માટે ત્યાં રહેવું અશક્ય થઈ જાય. મા તો મને એવી મળી હતી કે મને આજે પણ રોજ યાદ આવે છે. પિતાજી હજી જીવે છે. એમની ઉદ્યોગ-શીલતા, અભ્યાસવૃત્તિ, સુઘડતા, સજ્જનતા વગેરે ગુણો બધાને અનુકરણીય લાગશે. પરંતુ આ બધું હોવા છતાં મને લાગ્યું કે, હું હવે આ ઘરમાં નથી સમાઈ શકતો. ઘર છોડ્યું ત્યારે 'ઇન્ટરમીજિયેટ'માં હતો. કેટલાયે મિત્રોએ કહ્યું કે, 'હવે બીજાં બે જ વરસ લાગશે. બી.એ. પાસ થઈ, ઉપાધિ લઈને જજો.' એ બધાને મેં એક જ જવાબ આપ્યો કે, 'મારી વિચાર કરવાની રીત આ નથી.' ઘર છોડ્યા પહેલાં ભિન્ન-ભિન્ન

વિષયોનાં પ્રમાણપત્રો લઈને ચૂલા પાસે બેઠો અને તાપતાં તાપતાં તે સળગાવવા લાગ્યો. માએ પૂછ્યું, 'શું કરે છે?' મેં કહ્યું, 'પ્રમાણપત્રો સળગાવું છું.' તેણે પૂછ્યું, 'કેમ?' મેં કહ્યું, 'એમની મારે શી જરૂર છે?' માએ કહ્યું, 'જરૂર ન હોય તોપણ પડ્યાં રહે તો શી હરકત છે? બાળે છે શા માટે?' 'પડ્યાં રહે તો શી હરકત છે?' એ શબ્દોમાં એવી વૃત્તિ છુપાયેલી છે કે, 'આગળ ઉપર ક્યારેક એમનો ઉપયોગ કરવાની જરૂર પડે તો?' આ ઘટનાનું સ્મરણ મને ગઈ સાલ થયું. સરકારે મૅટ્રિક પાસ થયેલાઓને મતાધિકાર આપ્યો છે. મને એ અધિકાર મળી શકે. પણ મારી પાસે પ્રમાણપત્ર ક્યાં છે? એકાદ રૂપિયો આપીને અરજી કરું તો કદાચ એની નકલ મળી શકે. પણ મેં વિચાર્યું, 'એ પ્રમાણપત્રનું શું પ્રયોજન? પાંત્રીસ કરોડમાંથી ત્રણ કરોડને મતાધિકાર મળ્યો છે. બાકીના બત્રીસ કરોડને નથી મળ્યો. હું એમની જ સાથે કેમ ન રહું?'

### સિંહગઢની ઘટના

મને મરાઠાઓના ઇતિહાસની એક ઘટના યાદ આવે છે. ઘોની મદદથી મરાઠાઓ સિંહગઢ પર ચડી ગયા. લડાઈમાં તાનાજી માર્યો ગયો. તાનાજી મરતાં જ મરાઠાઓની સેના હિંમત હારીને ભાગવા લાગી, અને જે દોરડા વડે તે ઉપર ચડી હતી તેને જ આધારે નીચે ઊતરવાનો વિચાર કરવા લાગી. ત્યારે તાનાજીના નાના ભાઈ સૂર્યાજીએ તે દોરડું કાપી નાખ્યું અને તે બૂમ પાડીને કહેવા લાગ્યો: 'મરાઠાઓ, ભાગો છો ક્યાં? એ દોરડું તો મેં પહેલેથી જ કાપી નાખ્યું છે.' આ સાંભળતાં જ મરાઠાઓની સેનાએ વિચાર્યું કે, લડીએ કે ભાગીએ પણ મરવાનું નિશ્ચિત છે. એમ જાણીને મરાઠા

આજે ખરીદનાર અને વેચનાર ભેગા થતાં જ વિચારે છે કે સામાવાળો મને ફસાવવા માગે છે. તેથી વેચનાર જે કિંમત કહે તેથી કંઈક ઓછી કિંમતમાં જ ખરીદનાર માગશે. જે થોડામાં થોડી કિંમતે વસ્તુ લઈ આવે તેને બહુ ચતુર માનવામાં આવે છે. પરંતુ પૈસા ખોઈને હૃદય કમાવામાં પણ કંઈક ચતુરાઈ છે એ આપણે હજી નથી સમજી શક્યા. જ્યાં સુધી ઓછામાં ઓછા પૈસા આપવામાં હોશિયારી મનાય છે ત્યાં સુધી ગાંધીજીની વાત સમજી ન શકાય અને અહિંસાનો પ્રયોગ પણ ન થઈ શકે.

## યુદ્ધ ટાળવાનો સાચો ઉપાય

કલકત્તામાં જાપાનીઓ બૉમ્બ વરસાવે તો આપણે આત્મરક્ષા કેવી રીતે કરીએ, એની યુક્તિઓ વિચારાઈ રહી છે. પણ એથી શું વળવાનું છે? બૉમ્બ તો વરસવાના જ છે — આજે નહિ, તો દસ વરસ પછી. એક તરફ જાપાનનો સસ્તો માલ ખરીદીને એને આપણે મદદ કરતા રહીશું અને બીજી તરફ તેના બૉમ્બ ન વરસે તેની કોશિશ કરતા રહીશું, તો તે બૉમ્બ ટળશે કેવી રીતે? બૉમ્બ અથવા યુદ્ધ ટાળવાનો વાસ્તવિક ઉપાય તો એ જ છે કે, આપણે આપણી આવશ્યક ચીજો આપણી આસપાસ તૈયાર કરાવીએ અને એની યોગ્ય કિંમત આપીએ.

## હિસાબની સાચી રીત

એક વાર એક સભામાં મેં પ્રશ્ન પૂછ્યો કે, 'હિંદુસ્તાનના માણસનું સરાસરી આયુષ્ય એકવીસ વરસ છે અને ઇંગ્લંડના માણસનું બેતાળીસ વરસ છે, તો અંગ્રેજ હિંદી કરતાં કેટલાગણું જીવે છે તે કહો.' નાના નાના બાળકોએ જ

નહિ, પણ મોટા ભણેલાગણેલા લોકોએ પણ જવાબ આપ્યો કે, 'બમણું જીવે છે.' મેં એ બધાને નાપાસ કર્યા. મેં કહ્યું કે, 'એકવીસથી બમણા બેતાળીસ થાય છે એ ખરું છે. પણ દરેક માણસના આયુષ્યનાં પહેલાં ચૌદ વરસ છોડી દેવાં જોઈએ; કારણ એ વરસોનો સમાજને કંઈ ઉપયોગ નથી. આ ચૌદ વરસ છોડી દઈએ તો હિંદુસ્તાનનો માણસ સાત વરસ અને ઇંગ્લંડનો અઠ્ઠાવીસ વરસ જીવે છે. એટલે કે હિંદી કરતાં અંગ્રેજ બમણું નહિ, પણ ચાર ગણું જીવે છે.'

આ જ નિયમ મજૂરીને પણ લાગુ પડે છે. સમાજમાં બધા જ લોકો ઉદ્યોગી અને પરસ્પરાવલંબી હોત, તો વસ્તુઓના ભાવ ગમે તેટલા હોવાથી અથવા આઠ આનાને બદલે બે આના મજૂરી હોવાથી કંઈ ફરક ન પડત. ઘાંચીનું તેલ વણકર ખરીદે છે, વણકરનું કપડું ઘાંચી ખરીદે છે, એ બંને ખેડૂત પાસેથી અનાજ ખરીદે છે, ખેડૂત બંને પાસેથી તેલ અને કપડાં ખરીદે છે. એ સ્થિતિમાં અનાજનો ભાવ આપણે રૂપિયાનો મણ સમજીએ કે બે મણ સમજીએ તો શો ફેર પડવાનો છે? રોજની મજૂરી બે આના કહો કે આઠ આના કહો તો શો ફેર પડવાનો છે? કારણકે જો બધા ઉદ્યોગી અને પરસ્પરાવલંબી હોય, તો એક વસ્તુનો જે ભાવ હોય તેના હિસાબે બીજી વસ્તુઓના ભાવ નક્કી થાય. મોંઘા ભાવ રાખીશું તો વહેવારમાં મોટા સિક્કા વાપરવા પડશે, અને સસ્તા ભાવ રાખીશું તો નાની કિંમતના સિક્કાની જરૂર પડશે. મોંઘા ભાવ હશે તો બજારમાં રૂપિયા લઈને જવું પડશે, સસ્તા ભાવ હશે તો કોડીઓથી લેણદેણનો વ્યવહાર થઈ શકશે.

પણ એથી કંઈ ફેર પડતો નથી. પરંતુ આજે સમાજમાં એક એવો વર્ગ છે જે નથી ઘાણી ચલાવતો કે નથી કાપડ વણતો, નથી અનાજ પેદા કરતો કે નથી બીજો કોઈ ઉત્પાદક શ્રમ કરતો. આપણે વસ્તુઓના ભાવ વધારી દઈએ તો, આ વર્ગ આજે એક શેર વેંગણના ચાર પૈસા આપતો હોય તો કાલે તે બે કે ચાર આના આપવા માંડશે. ભાવ કે મજૂરીના દર વધારવાનો આ લાભ કે ઉપયોગ છે. પરંતુ કોઈ પણ સ્થિતિમાં આ વર્ગ તો બહુ જ નાનો હોઈ શકે. એટલે જો આપણે બધાની મજૂરી આઠ આના કરી દઈએ તો વાસ્તવમાં એ ચારગણી નહિ પણ બમણી કે દોઢી થશે.

### આઠ આના મજૂરીના સિદ્ધાંતનો અમલ

પરંતુ આજે આઠ આના મજૂરીનો સિદ્ધાંત કોઈ ગ્રહણ જ કરતું નથી. એને સ્વીકારવાનો અર્થ એ છે કે, આપણે આપણી બધી જીવનોપયોગી વસ્તુઓની કિંમત મજૂરીના હિસાબે ગણવી જોઈએ. એમ કરતાં જણાશે કે, અઢીસો ત્રણસો વરસ પહેલાનું પેલા મૂરખ તુકારામનું અર્થશાસ્ત્ર આજે ૧૯૩૮ કે ૧૯૩૯ના તદ્દન આધુનિક અર્થશાસ્ત્ર સાથે બંધબેસતુ થાય છે. ઉપરનો સિદ્ધાંત અમલમાં મૂકે એવું એક મંડળ આપણે બનાવવા માગીએ છીએ. આપણે એક ઘડો ખરીદવા જઈએ તો કુંભારણ તેની કિંમત બે પૈસા બતાવશે. ઘડો બનાવવામાં લાગેલા વખત વગેરેની તપાસ કરીને આપણે એને કહેવું જોઈએ કે, 'માજી, આ ઘડાના હું તો તમને બે આના આપીશ. કારણ એને માટે તમારે આટલા કલાક આપવા પડયા છે, અને એટલા કલાકના આટલી મજૂરીને હિસાબે આટલા પૈસા થાય છે.' બે આના

આપીને એ ઘડો તમે ખરીદશો તો ઘડાવાળી સમજશે કે આ કોઈ મૂરખ માણસ જણાય છે. બીજી વાર તમે એક સાવરણી લેવા જશો તો તેની કિંમત તે તરત છ આના બતાવશે. ત્યારે બધો હિસાબ પૂછીને તમે એને સમજાવશો કે, સાવરણીની કિંમત છ આના નહિ પણ બે કે ત્રણ આના છે. ત્યારે એ સ્ત્રી સમજી જશે કે આ માણસ મૂરખ નથી, અક્કલવાળો છે, અને તે કોઈ ને કોઈ હિસાબ પ્રમાણે વર્તે છે.

છેતરાવું એ એક વાત છે, અને ચાલુ બજારભાવ કરતાં વધારે, પણ વસ્તુતઃ યોગ્ય, કિંમત આપવી એ સાવ જુદી વાત છે. આ યોગ્ય કિંમત ઠરાવવા માટે ભિન્ન ભિન્ન ધંધા જાતે જોઈને અથવા એ ધંધાઓમાં પડેલા લોકો સાથે પ્રેમ-પૂર્વક મળીને તેમની પાસેથી હકીકતો મેળવી જુદી જુદી વસ્તુઓનું એક સમયપત્રક બનાવવું પડશે. એટલા સમયની યોગ્ય મજૂરી નક્કી કરીને એમાં કાચા માલની કિંમત ઉમેરતાં જે રકમ થાય તે એ વસ્તુની કિંમત સમજવી જોઈએ. આ પ્રમાણે કિંમત ન આપતા હોઈએ તો આપણે અહિંસાનું પાલન કરતા નથી.

### મજૂરોનું નવું દાનશાસ્ત્ર

હવે, આજે બધા લોકો આ મજૂરી નહિ આપે. બની શકે તો, પૂરી મજૂરીનો માલ વેચનારી એક એજન્સી ખોલી શકીએ. એની મારફત બધો માલ વેચાઈ જાય તો પછી કંઈ પ્રશ્ન જ રહેતો નથી; પણ એ શક્ય ન હોય તો મજૂરોને પોતાનો માલ આજની પેઠે એ જ જૂના ભાવે વેચવો પડશે. એ સ્થિતિમાં એમની આગળ બે રસ્તા છે. એક તો એ કે, પોતાનો માલ ઓછી કિંમતે વેચવાની તેઓ ના પાડી દે.

પરંતુ આજે એ અસંભવિત છે. બીજો રસ્તો એ છે કે મજૂરોમાં એવી ભાવના — હિસાબી વૃત્તિ — નિર્માણ થાય જેથી તેઓ કહે: ‘આ વસ્તુની યોગ્ય કિંમત આટલી છે. પરંતુ આ ધનવાન માણસ એટલી કિંમત નથી આપતો. એટલે જેટલી કિંમત તેણે આપી તેટલી જમા કરીને બાકીના પૈસા મેં તેને દાનમાં આપ્યા એમ હું માનીશ.’ ધનવાનો ગરીબોને જે આપે તે જ દાન છે, અથવા કેવળ ધનવાનો જ દાન કરી શકે, એવી ધારણા શા માટે હોય? જેઓ હંમેશાં દાન કરે છે તેમને ‘તેઓ દાન કરે છે’ એ વાતનું ભાન કરાવવું જોઈએ.

## સમાજવાદનો મંત્ર

પૂરી મજૂરી સિવાય સમાજવાદ કે સામ્યવાદનો બીજો કોઈ ઇલાજ નથી. એટલું જ નહિ, બલકે રશિયા કે બીજા કોઈ દેશમાં નહિ થયો હોય એવો રક્તપાત આ દેશમાં થશે. એક વ્યાખ્યાનમાં — પૌનારની ખાદીયાત્રામાં — ગાંધીજીની રૂબરૂમાં મેં વેદનો એક મંત્ર કહ્યો જે સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે, જે ધનિક પોતાની આસપાસના લોકોની પરવા ન કરતાં ધન એકઠું કરે છે તે ધન પ્રાપ્ત કરવાને બદલે પોતાનો વધ પ્રાપ્ત કરે છે. આ મંત્રનું ભાષ્ય કરતાં સાયણાચાર્યે ‘વધ’ અને ‘મૃત્યુ’ના ભેદ તરફ ધ્યાન દોર્યું છે. એ મંત્રને આપ સમાજવાદનો મંત્ર કહી શકો. મજૂર કે શ્રમજીવીઓના તમામ પ્રશ્નોનો, પૂરી મજૂરી એ એકમાત્ર અહિંસક ઉકેલ છે.

## ક્ષેત્રનિષ્ઠ અર્થશાસ્ત્ર

હવે આજની ખાસ વાત પર હું આવું છું. આ જિલ્લામાં ગ્રામ સેવા મંડળ ખાદીઉત્પત્તિનો પ્રયત્ન વધારે જોરથી

કરનાર છે. 'ખાસ કરીને જે માલ ઉપર ચરખા સંઘને કંઈ નફો મળે તેવો માલ તેઓ તૈયાર કરાવવા માગે છે. ચરખા સંઘનું કામ કેટલાંયે વરસોથી ચાલે છે. એટલે, જોકે તે આજે ચાર આના મજૂરી આપવા તૈયાર છે તોપણ, અમે તો ત્રણ આના મજૂરી આપીને જ ખાદી બનાવરાવીશું વગેરે દલીલો કરીને તેઓ કામ કરવા માગે છે. હું કહું છું કે ચરખા સંઘ સાવલીમાં 'કલદાર' નાણાંથી મજૂરી ચૂકવે છે, પરંતુ નિઝામ રાજ્યમાં 'હાલી' (નિઝામ રાજ્યનો સિક્કો)થી ચૂકવે છે. એનું સમર્થન અથવા એની પાછળ રહેલી વિચારસરણી હું સમજી શકું છું. 'કલદાર' ત્રણ આનામાં સાવલીમાં જેટલાં સુખસગવડ મળી શકે તેટલાં જ સુખસગવડ મુગલાઈ (નિઝામ રાજ્ય)માં 'હાલી' ત્રણ આનામાં મળે; કારણકે ત્યાં ગરીબાઈ વધારે છે. આવી એ વિચારસરણી છે. એ જ વિચારસરણી પ્રમાણે, સાવલી કરતાં વર્ધામાં જીવનનિર્વાહનાં સાધનો વધારે મોંઘાં છે તેથી, વર્ધામાં સાવલી કરતાં વધારે મહેનતાણું આપવું જોઈએ. સાવલીમાં ત્રણ આના આપીએ છીએ એટલે વર્ધામાં પણ ત્રણ આના આપીએ એમ કહેવાથી નહિ ચાલે.

### મહમદ અને ફિરદોસીનો કિસ્સો

આપણે એમ કરીશું તો વળી પાછો મહમદ અને ફિરદોસી જેવો કિસ્સો થશે. શાહનામાની પ્રત્યેક પંક્તિ માટે મહમદે એક સોનામહોર આપવાનું ઠરાવેલું. પરંતુ ફિરદોસીનું લખેલ શાહનામું તો ભારે મોટો ગ્રંથ છે, એમ જ્યારે એણે જોયુ ત્યારે એટલી સોનામહોરો આપવાની એની હિંમત ન

ચાલી. એટલે સોનાના સિક્કાને બદલે એણે ચાંદીના સિક્કા આપ્યા.

### ખાદી પહેરનારા ઓછા થવાનો ભય

દસ બાર વરસથી હું ખાદી વિષે જે તીવ્રતાથી વિચાર અને આચરણ કરું છું એટલી તીવ્રતાથી બહુ ઓછા કરતા હશે. હજી આજે પણ ખાદીનું રહસ્ય કેટલાયને સમજાયું નથી. ગઈ સભામાં અહીંનો ખાદી ભંડાર બંધ કરવાના પક્ષમાં મેં મત આપ્યો હતો. બીજાઓનો એથી વિરુદ્ધ મત હોવા છતાં મારો મત હજી કાયમ છે તે વખતે એક એવી દલીલ પણ રજૂ કરવામાં આવી હતી કે, અહીં ખાદી ભંડાર બંધ કરીશુ તો ખાદી પહેરનારાઓની સંખ્યા વધશે નહિ, બલ્કે ઘટી જશે. હું કહું છુ કે, ખાદીધારીની સંખ્યા ઘટશે કે નહિ એ શા માટે જુઓ છો? તમારી નીતિ સાચી છે કે નહિ એ કેમ નથી જોતા? શિક્ષણ સમિતિએ જે યોજના બનાવી છે તે એક બે વરસમાં અમલમાં મુકાશે. ત્યારે વર્ધા તાલુકાની બે લાખની વસ્તીમાંથી દસમો ભાગ એટલે કે વીસ હજાર છોકરાઓ શાળામાં જવા લાયક નીકળશે. આ છોકરાઓ ત્રણ કલાક કાંતીને, મોટા માણસના કામના ⅓ કામ જેટલું એટલે એક કલાકનુ કામ આપે તોપણ વીસ હજાર માણસોને સ્વાવલંબી બનાવવા જેટલી ખાદી પેદા થશે. આ બધી ખાદી સરકાર ખરીદી લે એવી તજવીજ છે. પણ 'સરકાર ખરીદે' એનો અર્થ છેવટે તો 'લોકો ખરીદે' એ જ થાય છે. કારણ સરકાર કેટલી જગ્યાની ખાદી ખરીદી શકે? એટલે અંતે તો લોકો જ એ ખરીદશે. તેથી સ્વાભાવિક રીતે વીસ હજાર ખાદી પહેરનારા હશે. આ રીતે, ખાદીધારી ઓછા થશે એ ડર ખોટો છે.

## આપણી જવાબદારી

ખાદી પાછળ જે ખરી વિચારસરણી રહેલી છે તે સમજાવવાની જવાબદારી આપણી છે. એ કામ બીજું કોણ કરશે? આટલા મોટા તામિલનાડ પ્રાંતમાં સૂતરરૂપે લવાજમ આપનાર ફક્ત સાત આઠ જણ છે. આ ગણતરીમાં ચરખા સંઘના કાર્યકર્તાઓને ગણ્યા નથી. આવી સ્થિતિ છે ત્યાં ખાદી વિષે કોણ વિચાર કરે? નિયમિત રીતે સૂતર કાંતનારા અને આપનારા લોકોની જરૂર છે. લોકો કહે છે કે, અમને કાંતવાની ફુરસદ નથી. અમે કાંતવાયે નથી માગતા અને કાંતણની મજૂરી પણ વધારે આપવા નથી માંગતા. પછી અહિંસાનો પ્રચાર કેવી રીતે થાય? હમણાં જ મદ્રાસ સરકાર તરફથી રાજાજીએ ખાદીપ્રચાર માટે બે લાખ રૂપિયા આપ્યા છે. પણ એટલાથી શુ થવાનું છે? ગૃહઉદ્યોગને નામે આવી મદદ પહેલાંની સરકાર પણ કોઈ પણ સ્થિતિમાં ન આપત? આજે સરકારને ચારે બાજુથી હેરાન કરવામાં આવે છે. એક તરફ જાપાનનો ડર છે. બીજી બાજુ યુરોપમાં ભીષણ યુદ્ધનો ડર છે. આવી પરિસ્થિતિમાં આપણને ખુશ કરવા જૂની સરકાર પણ પૈસા ન આપત એમ કોણ કહી શકે? પણ આવા પૈસાથી ખાદીનું અસલી કામ પૂરું નહિ થાય.

ખાદીની પાછળ જે વિચારસરણી છે તે સમાજ આગળ કાર્યરૂપે મૂકવાની જવાબદારી આપણી છે. એટલે ગ્રામ સેવા મંડળને મારી સૂચના છે કે, તે આઠ કલાકના આઠ આના મજૂરી આપીને ખાદી તૈયાર કરાવે. ઓછામાં ઓછું એટલું તો કરે જ કે, અહીં (વર્ધામાં) જીવનનિર્વાહનું ધોરણ સાચવી કરતાં જેટલું મોઘું હોય તેટલા પ્રમાણમાં વધારે મજૂરી આપીને

ખાદી બનાવડાવે. આ ખાદી ન વેચાય તો ખાદી પહેરનારાઓને હું ચોખ્ખેચોખ્ખું પૂછીશ કે, તમે મિલ-કાપડ કેમ પહેરતા નથી? એ કાપડ પણ સ્વદેશી તો છે. સમાજવાદીઓના સિદ્ધાંત પ્રમાણે, એના પર રાષ્ટ્રનું નિયંત્રણ હોય એ પૂરતું છે. કોઈ માણસ પૂરો મરેલો કે પૂરો જીવતો છે, એ હું સમજી શકું છું. પરંતુ પોણો જીવતો અને પા મરેલો છે, એ કથન મારાથી સમજાતું નથી. કાં તો તે પૂરો જીવતો હશે કે મરેલો હશે. એટલે જો ખાદી વાપરવી હોય, તો એના મૂળમાં જે ભાવનાઓ છે, જે વિચારો છે, તે બધા ગ્રહણ કરીને વાપરવી જોઈએ. ખાદીનો આ રીતે અંગીકાર કરે તેઓ જ સાચા ખાદીધારી છે. આજ સુધી આપણે ખાદી શબ્દની વ્યાખ્યા 'હાથે કાંતેલું અને હાથે વણેલું કાપડ' એવી જ કરતા આવ્યા છીએ. હવે એમાં 'પૂરી મજૂરી આપીને બનાવડાવેલું' એ શબ્દો ઉમેરવા જોઈએ.

૭

# શ્રમજીવિકા

(બ્રેડ લેબર)

'બ્રેડ લેબર' એટલે 'રોટી માટે મજૂરી'. તમારામાંથી કેટલાકે આ શબ્દ નવો જ સાંભળ્યો, હશે. પરંતુ આ નવો શબ્દ નથી. ટૉલ્સ્ટૉયે આ શબ્દનો ઉપયોગ કર્યો છે. ટૉલ્સ્ટૉયે પણ આ શબ્દ બૉન્દારેફ નામના એક લેખકના નિબંધોમાંથી લીધો અને પોતાની ઉત્તમ લેખન-શૈલી મારફત દુનિયા આગળ મૂક્યો. આ વિષય મેં જાણીબૂજીને પસંદ કર્યો છે. શિક્ષણ-શાસ્ત્રનો વિચાર કરતાં પણ તમે આ વિષયનો વિચાર ન કર્યો હોય એવો સંભવ છે. એટલે એ જ વિષય પર બોલવાનો મેં નિશ્ચય કર્યો છે. વીસ વરસથી આ વિષય પર હું વિચાર કરતો રહ્યો છું એટલું જ નહિ, પણ એ પ્રમાણે આચરણ કરવાનો પ્રયત્ન કરતો આવ્યો છું. કારણકે જીવનમાં અને સાથે સાથે કેળવણીમાં પણ શરીર-શ્રમને હું પ્રથમ સ્થાન આપું છું.

### આપણે ગરીબ કેમ થયા?

આપણે જાણીએ છીએ કે, હિન્દુસ્તાનની વસ્તી પાંત્રીસ કરોડ છે અને ચીનની ચાળીસ પિસ્તાળીસ કરોડ છે. આ બંને રાષ્ટ્રો પ્રાચીન છે. એ બંનેને જોડી દેવામાં આવે તો કુલ વસ્તી એંસી કરોડ જેટલી થાય. આટલી જનસંખ્યા

દુનિયાનો એક સૌથી મોટો અને મહત્ત્વનો ભાગ થાય. છતાં આ જ બે દેશો દુનિયામાં બધાથી વધારે દુ:ખી, પીડિત અને ગરીબ છે, એ પણ આપણે જાણીએ છીએ. એનું કારણ એ જ છે કે, આ બંને દેશોએ વૃત્તિનો જે આદર્શ પોતાની નજર સમક્ષ રાખ્યો હતો તેને તે પૂરેપૂરી રીતે અનુસર્યાં નહિ. બહારના બીજા દેશોએ તો એ વૃત્તિનો કદી સ્વીકાર જ નથી કર્યો. હિન્દુસ્તાને શારીરિક શ્રમને જીવનમાં પ્રથમ સ્થાન આપ્યું હતું, અને તેની સાથે એ પણ નિશ્ચય કર્યો હતો કે, એ શ્રમ ગમે તે પ્રકારનો હોય — કાંતવાનો હોય, સુથારીનો હોય, રસોઈ કરવાનો હોય — બધાનું મૂલ્ય સરખું જ છે. ભગવદ્‌ગીતામાં આ વસ્તુ સાફ શબ્દોમાં જણાવેલી છે. બ્રાહ્મણ હોય, ક્ષત્રિય હોય, વૈશ્ય હોય કે શૂદ્ર પણ હોય, કોઈને ગમે તેટલું નાનું કે મોટું કામ મળ્યું હોય, પણ તે કામ એ સારી રીતે કરે તો તેને મોક્ષ મળે છે. હવે આથી અધિક કંઈ કહેવાનું બાકી રહેતું નથી. મતલબ કે, દરેક ઉપયોગી પરિશ્રમનું નૈતિક, સામાજિક અને આર્થિક મૂલ્ય સરખું જ છે. આ પ્રાચીન ધર્મનું આચરણ તો આપણે કર્યું જ નહિ, પણ એક મોટો શૂદ્રવર્ગ નિર્માણ કર્યો. શૂદ્રવર્ગ એટલે મજૂરી કરનાર વર્ગ. અહીંના જેટલો મોટો શૂદ્રવર્ગ બીજી કોઈ જગ્યાએ ભાગ્યે જ હશે. એ વર્ગ પાસે આપણે વધારેમાં વધારે મજૂરી કરાવી અને એને ઓછામાં ઓછું ખાવાનું આપ્યું. એનો સામાજિક દરજ્જો હીન માન્યો. એને કંઈ શિક્ષણ ન આપ્યું એટલું જ નહિ, એને અસ્પૃશ્ય પણ બનાવી દીધો. આ બધાનું પરિણામ એ આવ્યું કે કારીગર વર્ગમાંથી જ્ઞાનનો નાશ થયો. તેઓ પશુની પેઠે કેવળ મજૂરી કરતા રહ્યા.

## આપણું કળાકૌશલ

પ્રાચીન કાળમાં આપણે ત્યાં કળા ઓછી નહોતી. પરંતુ પૂર્વજો પાસેથી મળેલી કળા એક વસ્તુ છે, અને દિનપ્રતિદિન એમાં પ્રગતિ કરવી એ જુદી વસ્તુ છે. આજે પણ ઘણી પ્રાચીન કારીગરી મોજૂદ છે. એ કારીગરી જોઈને આપણને આશ્ચર્ય થાય છે. આપણી પ્રાચીન કળા જોઈને આપણને આશ્ચર્ય થાય છે એ જ સૌથી મોટું આશ્ચર્ય છે! આશ્ચર્ય બતાવવાનો પ્રસંગ શા માટે આવવો જોઈએ? આપણે પણ એ જ પૂર્વજોનાં સંતાન છીએ ને? ત્યારે તો એમના કરતાં આપણી કળા ઊંચી જાતની હોવી જોઈએ. પરંતુ આજે આશ્ચર્ય પ્રગટ કરવા સિવાય બીજુ કંઈ આપણા હાથમાં રહ્યું નથી. આમ કેમ થયું? કારીગરોમાં જ્ઞાનનો અભાવ અને આપણામાં પરિશ્રમ-પ્રતિષ્ઠાનો અભાવ, એ જ એનું કારણ છે.

## બ્રાહ્મણ અને શૂદ્રની સમાન પ્રતિષ્ઠા

પ્રાચીન કાળમાં બ્રાહ્મણ અને શૂદ્રની સમાન પ્રતિષ્ઠા હતી. બ્રાહ્મણ વિચાર-પ્રવર્તક, તત્ત્વજ્ઞાની અને તપશ્ચર્યા કરનાર હતો. ખેડૂત પ્રમાણિકતાથી પોતાની મજૂરી કરતો હતો. પ્રાતઃકાળે ઊઠી, ભગવાનનું સ્મરણ કરી, સૂર્ય ઊગતાં તે ખેતરમાં કામે લાગી જતો. અને સાંજે સૂર્ય ભગવાન પોતાનાં કિરણો સમેટી લેતા ત્યારે તેમને નમસ્કાર કરીને ઘેર પાછો આવતો. એ બ્રાહ્મણ અને એ ખેડૂતમાં સામાજિક, આર્થિક કે નૈતિક કંઈ પણ ભેદ નહોતો મનાતો.

## 'ઉદરપાત્ર'

આપણે જાણીએ છીએ કે જૂના વખતના બ્રાહ્મણો 'ઉદરપાત્ર' રહેતા, એટલે કે પેટમાં સમાઈ શકે એટલો જ

સંચય તેઓ કરતા. અપરિગ્રહનું એમનું આચરણ આટલા સુધીનું હતું. આજની ભાષામાં કહીએ તો, તેઓ વધારેમાં વધારે કામ આપતા અને ઓછામાં ઓછું વેતન લેતા. પ્રાચીન ઇતિહાસમાંથી આ વસ્તુ આપણે જાણી શકીએ. પરંતુ પાછળથી ઊંચનીચનો ભેદ પેદા થયો. ઓછામાં ઓછી મહેનત કરનાર ઊંચા દરજ્જાનો અને દરેક જાતની મજૂરી કરનાર નીચા દરજ્જાનો મનાયો. એની યોગ્યતા ઓછી, એને ખાવાનું ઓછું, અને એની પ્રગતિની, જ્ઞાન પ્રાપ્ત કરવાની વ્યવસ્થા પણ ઓછી.

## પ્રાચીન ભારતની ઉદ્યોગશાળાઓ

પ્રાચીન કાળમાં ન્યાયશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, વેદાન્તશાસ્ત્ર. ઇત્યાદિ શાસ્ત્રોના અધ્યયનનું વર્ણન આપણે સાંભળીએ છીએ. ગણિતશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોની પાઠશાળાઓની ચર્ચા પણ આવે છે. પણ ઉદ્યોગશાળાનો ઉલ્લેખ ક્યાંયે નથી. એનું કારણ એ છે કે, આપણે વર્ણાશ્રમ-ધર્મ માનનારા હતા તેથી દરેક જાતિનો ધંધો એ જાતિના લોકોનાં ઘરોમાં ચાલતો હતો. એ રીતે દરેક ઘર ઉદ્યોગશાળા હતું. કુંભાર હોય કે સુથાર, એના ઘરમાં છોકરાંઓને બાળ-પણથી તે તે ધંધાનું શિક્ષણ પોતાના પિતા પાસેથી મળતું. એને માટે જુદો પ્રબંધ કરવાની જરૂર નહોતી. પરંતુ પછી એમ બન્યું કે, એક તરફ આપણે માન્યું કે પુત્ર પિતાનો જ ધંધો કરવો જોઈએ, અને બીજી બાજુ બહારથી આવેલો માલ સસ્તો મળવા લાગ્યો એટલે એ જ ખરીદવા લાગ્યા. મને કોઈ વાર સનાતની ભાઈઓ સાથે વાત કરવાની તક

મળે છે. હું એમને કહું છું કે, વર્ણાશ્રમ-ધર્મ લુપ્ત થઈ રહ્યો છે એનું તમને દુઃખ હોય તો, કંઈ નહિ તો સ્વદેશી ધર્મનું તો પાલન કરો. વણકરને તો હું કહું કે તારા બાપનો ધંધો કરવો એ તારો ધર્મ છે; પણ એનું વણેલું કાપડ હું ન લઉં તો વર્ણાશ્રમ-ધર્મ કેવી રીતે જીવી શકશે? આપણી આ વૃત્તિથી ઉદ્યોગ ગયો, અને ઉદ્યોગ સાથે ઉદ્યોગશાળા પણ ગઈ. એનું કારણ એ છે કે આપણે શારીરિક શ્રમને હલકો માન્યો. ઓછામાં ઓછું કામ કરનાર માણસ જ આજે સૌથી અધિક બુદ્ધિમાન અને નીતિમાન મનાય છે.

### ઉજળિયાતોની અક્કડાઈ

આજે સવારે વાતો ચાલતી હતી. કોઈએ કહ્યું, 'હવે વિનોબા ખેડૂત જેવા દેખાય છે.' બીજાએ કહ્યું, 'પરંતુ જ્યાં સુધી એમની ધોતી સફેદ છે ત્યાં સુધી તેઓ પૂરા ખેડૂત નથી.' આ કથનમાં એક દંશ હતો. ખેતી અને સ્વચ્છ ધોતીને અદાવત છે, એ માન્યતામાં દંશ છે. પોતાને ઉચ્ચ વર્ગના માનનાર લોકોને અભિમાન હોય છે કે તેઓ બહુ સ્વચ્છ રહે છે. તેમનાં કપડાં સાવ સફેદ, બગલાની પાંખ જેવાં હોય છે. પણ એમનું આ સ્વચ્છતાનું અભિમાન મિથ્યા અને કૃત્રિમ છે. એમના શરીરની દાક્તરી તપાસ — માનસિક તપાસની વાત તો છોડી દઉં છું — કરવામાં આવે અને આપણા મહેનત કરનારા મજૂરોનાં શરીરની તપાસ કરવામાં આવે અને બંને પરીક્ષાનો રિપોર્ટ દાક્તર રજૂ કરે અને કહે કે કોણ વધારે સ્વચ્છ છે. આપણે લોટા ઊંડકીએ છીએ તે પણ બહારથી. એને મોં દેખાય એવો બનાવીએ

છીએ. પણ અંદરથી ઊંડકવાની જરૂર આપણને જાણતી નથી. આપણને અંદરની કિંમત જ નથી. આપણી સ્વચ્છતા કેવળ બહારની અને દેખાવ પૂરતી હોય છે. ખેતરની માટીમાં કામ કરનાર ખેડુત કેવી રીતે સાફ રહી શકે એવી આપણને શંકા થાય છે. પણ માટીમાં કે ખેતરમાં કામ કરનાર ખેડૂતનાં કપડાં પર માટીનો જે રંગ લાગે છે તે મેલ નથી. સફેદ પહેરણને બદલે કોઈ લાલ પહેરણ પહેરે તો તેને આપણે રંગીન કપડાનું પહેરણ કહીએ છીએ. એવી જ રીતે માટીનો પણ એક પ્રકારનો રંગ હોય છે. રંગ અને મેલ વચ્ચે બહુ ફેર છે. મેલમાં જંતુ હોય છે, પરસેવો હોય છે, એની દુર્ગંધ આવે છે. માટી તો 'પુણ્ય ગંધ'વાળી હોય છે. ગીતામાં લખ્યું છે, 'पुण्यो गंधः पृथिव्यां च'. માટીનું શરીર છે, માટીમાં જ મળવાનું છે. એ જ માટીનો રંગ ખેડૂતનાં કપડાં પર છે. તો પછી એ મેલો કેમ કહેવાય? પરંતુ આપણને તો સાવ સફેદ કપાસ કરતાં પણ વધારે સફેદ કપડાં પહેરવાની ટેવ પડી ગઈ છે. જાણે કે એને ચૂનો લગાડીને ધોળ્યાં ન હોય. એને આપણે સ્વચ્છ કહીએ છીએ. આપણી ભાષા જ વિકૃત થઈ ગઈ છે.

લોકોની ભાષામાં લખવાને માટે એમણે રામાયણમાં બધી જગ્યાએ 'સ' જ લખ્યો. તેઓ નમ્ર બન્યા. તેમને તો લોકોને રામાયણ શીખવવું હતું, પછી ઉચ્ચારણ પણ ભલે લોકોનું જ હોય. પરંતુ આજના ભણેલા ગણેલા લોકોએ તો મજૂરોને બદનામ કરવાનો જ નિશ્ચય કર્યો છે.

## અસલ ધર્મ

આપણામાંથી કોઈ ગીતાપાઠ, ભજન અને જપ કરે છે, અથવા કોઈ ઉપનિષદ મોઢે કરે છે, તો એ મોટો 'મહાત્મા' બની જાય છે. જપ, સંધ્યા, પૂજાપાઠ જ ધર્મ મનાય છે. પરંતુ દયા, સત્ય, પરિશ્રમમાં આપણી શ્રદ્ધા નથી હોતી. જે ધર્મ નકામો, અનુત્પાદક હોય તેને જ આપણે સાચો ધર્મ માનીએ છીએ. જેમાંથી કંઈ ઊપજ થાય એ વળી ધર્મ કેવી રીતે હોઈ શકે? ભક્તિ અને ઉત્પાદનનો કંઈ મેળ હોઈ શકે? પરંતુ વેદ ભગવાનમાં આપણે વાંચીએ છીએ, 'વિશ્વની ઉત્પત્તિ કરનારને કંઈક કૃતિ અર્પણ કરો. એણે વિશ્વના સર્જનનો રસ્તો બનાવ્યો; એનું અનુકરણ કરો.' પરંતુ સાધુ વિશેની આપણી કલ્પના જુદી છે. કોઈ બ્રાહ્મણ ખેતરમાં કામ કરી રહ્યો છે અથવા હળ ચલાવી રહ્યો છે, એવું ચિત્ર કોઈ દોરે તો એ ચિતારો પાગલ ગણાશે. બ્રાહ્મણ તે વળી મજૂરના જેવું કામ કરી શકે? આ પ્રશ્ન આપણે ત્યાં જ ઉપસ્થિત થઈ શકે. 'શું તત્ત્વજ્ઞાની ખાઈ પણ શકે?' એ પ્રશ્ન નથી ઊઠતો. એ તો લહેરથી ખાઈ શકે છે. બ્રાહ્મણને જમાડવા એને આપણે ધર્મ માનીએ છીએ; એને જ પુણ્ય માનીએ છીએ.

### આપણી ગુલામીનું કારણ

હિન્દુસ્તાનની સંસ્કૃતિની આટલી હદ સુધી પડતી થઈ તેથી જ બહારના લોકોએ આ ઉપરના લોકોને ખસેડીને હિન્દુસ્તાન છતી લીધું. બહારના લોકોએ આક્રમણ કેમ કર્યું ? શરીરશ્રમમાંથી છુટકારો મેળવવા માટે. તેથી જ તેમણે મોટાં મોટાં યંત્રોની શોધ કરી. શારીરિક મહેનત ઓછામાં ઓછી કરીને બચેલા સમયમાં મોજ અને આનંદ કરવાની એમની દૃષ્ટિ છે. આજે એનું પરિણામ એ આવ્યું છે કે, દરેક રાષ્ટ્ર હવે યંત્રોનો ઉપયોગ કરવા માંડયું છે. પહેલવહેલું યંત્ર શોધનારની સત્તા જ્યાં સુધી બીજાઓ પાસે યંત્ર નહોતું ત્યાં સુધી જ ચાલી. જ્યાં સુધી બીજાઓએ યંત્રનો ઉપયોગ નહોતો કર્યો ત્યાં સુધી જ તેમાંથી સંપત્તિ અને સુખ મળ્યાં. દરેક પાસે યંત્ર આવી ગયું એટલે સ્પર્ધા શરૂ થઈ ગઈ.

### યુરોપ એક પ્રાણી-સંગ્રહાલય

આજે યુરોપ એક મોટું પ્રાણી-સંગ્રહાલય બની ગયું છે. જાનવરોની પેઠે બધાં પોતપોતાના પિંજરામાં પડ્યાં છે અને એકબીજાને કેવી રીતે ખાઈ જઈએ એવો વિચાર કરી રહ્યાં છે. કારણકે એ પોતાને હાથે કંઈ કામ કરવા માગતાં નથી. આપણા સુધારક લોકો કહે છે, 'હાથે કામ કરવું એ બહુ મોટું કષ્ટ છે. એમાંથી કોઈ યુક્તિથી છૂટી શકીએ તો સારું. બે કલાક કામ કરવાથી પેટ ભરી શકીએ તો ત્રણ કલાક કામ શા માટે કરીએ ? આઠ કલાક કામ કરીશું તો સાહિત્ય ક્યારે વાંચીશું, સંગીત ક્યારે થશે ? કળાને માટે વખત જ નથી રહેતો.' "

### पुच्छविषाणयुक्त पशु

ભર્તૃહરિએ લખ્યું છે: 'साहित्य-संगीत-कला-विहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः'— જે સાહિત્ય-સંગીત-કલાથી વિહીન છે તે પુચ્છવિષાણ (પૂંછડું અને શીંગડાં) વગરનું પશુ છે. હું કહું છું, 'ઠીક છે, સાહિત્ય-સંગીત-કલા-વિહીન પુચ્છ-વિષાણહીન પશુ છે, તો સાહિત્ય-સંગીત-કલા-વાળો પુચ્છ-વિષાણવાળું પશુ છે.' એ લખવામાં ભર્તૃહરિનો આશય શો હતો એ તો હું નથી જાણતો. પણ એના ઉપરથી મને આ અર્થ સૂઝી આવ્યો. બીજા એક પંડિતે લખ્યું છે: 'काव्य-शास्त्र-विनोदेन कालो गच्छति धीमताम्'—બુદ્ધિમાન લોકોનો સમય કાવ્યશાસ્ત્ર-વિનોદમાં જાય છે. જાણે એમનો સમય જતો જ નથી; જાણે સમય એમને ખાઈ જવા એમને બારણે ઊભો છે. કાળ તો જવાનો જ છે. એના જવાની ચિંતા શા માટે કરો છો? સમય સાર્થક કેવી રીતે થશે તેનો વિચાર કરો. શારીરિક શ્રમને દુઃખ કેમ માની લેવામાં આવ્યું છે એ જ હું સમજી શકતો નથી. આનન્દ અને સુખનું જે સાધન છે તેને જ કષ્ટ માનવામાં આવે છે.

### વાસ્તવિક વ્યાયામ

એક અમેરિકન શ્રીમંતને કોઈએ પૂછયું, 'દુનિયામાં સૌથી વધારે શ્રીમંત કોણ છે?' એણે જવાબ આપ્યો, 'જેની પાચનશક્તિ સારી છે તે.' એનું કહેવું સાચું છે. જેની પાસે સંપત્તિ ખૂબ હોય, પણ દૂધ પણ હજમ કરવાની શક્તિ ન હોય તેને સંપત્તિથી શો લાભ? અને પાચનશક્તિ કેવી રીતે વધે છે? કાવ્યશાસ્ત્રથી તો 'कालो गच्छति'. એથી પાચનશક્તિ થોડી જ વધવાની છે? પાચનશક્તિ તો વ્યાયામથી, પરિશ્રમથી

વધે છે.' પરંતુ આજકાલ વ્યાયામ પણ પંદર મિનિટનો નીકળ્યો છે. મેં એક પુસ્તક જોયું—'ફિફ્ટીન મિનિટ્સ એક્સરસાઈઝ'. આવા વ્યાયામથી દીર્ઘાયુષી થવાશે કે અલ્પાયુષી તેની ચિંતા કોઈ કરતું નથી. સૅન્ડો પણ વહેલો મરી ગયો. આ લોકોએ વ્યાયામનું શાસ્ત્ર પણ હિંસક બનાવી મૂક્યું છે. ત્રણ મિનિટમાં એકદમ વ્યાયામ થઈ જવો જોઈએ! એમાંથી ઝટ પરવારીને કાવ્યશાસ્ત્ર ક્યારે વાંચવા મંડી પડીએ, એ જ ચિંતા! થોડા જ વખતમાં એકદમ વ્યાયામ કરી લેવાની આ પદ્ધતિથી સ્નાયુઓ (Muscles) મજબૂત થાય છે. નસો (Nerves) નથી થતી. અને વૃક્ષને જેમ અમરવેલ ખાઈ જાય છે તેમ સ્નાયુઓ આરોગ્યને ખાઈ જાય છે. નસો આરોગ્ય વધારે છે. ધીરેધીરે અને સતત જે વ્યાયામ મળે છે તેનાથી નસો મજબૂત થાય છે અને પાચનશક્તિ વધે છે. ચોવીસે કલાક આપણે સતત હવા લઈએ છીએ; પરંતુ આખો દિવસ આ હવા લેવાની તકલીફ કોણ ઉઠાવે? બે કલાકમાં જ આખા દિવસની પૂરી હવા મળી જાય તો સારું, એમ વિચારીએ તો કહેવું પડશે કે, આપણી સંસ્કૃતિ છેવટની હદે પહોંચી ગઈ છે. આપણું મગજ એ જ રીતે ચાલે છે. વાંચતાં વાંચતાં આંખો બગડી જાય છે તો આપણે ચશ્માં પહેરીએ છીએ. પણ આંખ ન બગડે એને માટે કંઈ રસ્તો નથી શોધતા.

આપણું સ્વાસ્થ્ય બગડ્યું છે, ભેદભાવ વધ્યો છે અને આપણી પર બહારના લોકોનું આક્રમણ થયું છે—આ બધાનું કારણ એ જ છે કે, આપણે પરિશ્રમ છોડી દીધો છે. આ તો જીવનની દૃષ્ટિએ વાત થઈ.

હવે શિક્ષણની દૃષ્ટિએ પરિશ્રમનો વિચાર કરીએ.

## શરીર અને મનનો સંબંધ

શિક્ષણની જે નવી યોજના આપણે બનાવી છે તેનો
આધાર ઉદ્યોગ છે, કારણ આપણે માનીએ છીએ કે શરીર
અને મનનો નિકટ સંબંધ છે. આજકાલ મનોવિજ્ઞાન ( માનસ- ૩
શાસ્ત્ર ) નો અભ્યાસ કરનારા આપણે ઘણા જોઈએ છીએ.
બીચારા પોતાના કામક્રોધ જીતવાનો ઉપાય પણ જાણતા નથી.
મનને સંસ્કૃત કરીને અને પુસ્તકો વાંચીવાંચીને થોડીઘણી
વાતો કરી શકે છે. ચૌદ વરસની ઉંમર પછી બાળકોનાં મનમાં
એકાએક પરિવર્તન થાય છે એટલે સોળ વરસની ઉંમર
સુધી શિક્ષણ આપવું જોઈએ, એવો સિદ્ધાંત મને એક માનસ-
શાસ્ત્રીએ સંભળાવ્યો. એ સાંભળીને મને બહુ આશ્ચર્ય થયું.
મેં કહ્યું, 'શું મનનું પરિવર્તન થવા માટે પણ કોઈ પર્વ નક્કી
થયેલું હોય છે? આપણે જોઈએ છીએ કે શરીર ધીરે ધીરે
વિકાસ પામે છે. કોઈ દિવસ શરીર એકદમ બે ફૂટ વધી જાય
એવું તો નથી બનતું. તો પછી મનમાં જ એકદમ પરિવર્તન
કેવી રીતે થઈ શકે?' પછી મેં એને સમજાવ્યું કે, ચૌદ વરસ
પછી હાડકાં જરા ઝડપથી વધે છે. અને મનનો શરીર સાથે
સંબંધ હોવાથી મગજ પણ એ જ પ્રમાણમાં ઝડપથી વિકસિત
થાય છે. શરીર અને મન બંને એક જ પ્રકૃતિમાં એક જ
કોટિમાં આવે છે.

## કાર્લાઈલનું ઉદાહરણ

કાર્લાઈલ એક ભારે તત્ત્વવેત્તા અને વિચારક હતો. એનાં
પુસ્તકો વાંચતાં વાચતાં કેટલીક જગ્યાએ કેટલાક એવા વિચારો
આવતા જે મારા વિચારો સાથે મેળ ખાતા નહોતા. શંકરાચાર્યનો
વિચારપ્રવાહ જેમ સીધો સરળ લાગે છે તેવો કાર્લાઈલના

લેખોનો નથી જાણતો, એનું જીવનચરિત્ર મને પાછળથી વાંચવા મળ્યું. એ વાંચતાં જણાયું કે કાર્લાઈલને માથું દુખવાની બીમારી હતી. ત્યારે મને એના લેખન-દોષનું કારણ મળી ગયું. મને લાગ્યું કે જે વખતે એનું માથું દુખતું હશે તે વખતનું એનું લખાણ કંઈક આડું અવળું થઈ જતું હશે. યોગશાસ્ત્રમાં મનશુદ્ધિ માટે પહેલાં શરીરશુદ્ધિ કરવાની કહી છે. આપણા શિક્ષણશાસ્ત્રનો આધાર એ જ છે. શરીરવૃદ્ધિ સાથે મનોવૃદ્ધિ થાય છે. છોકરાઓની મનોવૃદ્ધિ કરવી હોય, એમને શિક્ષણ આપવું હોય, તો શારીરિક શ્રમ કરાવીને એમની ભૂખ જાગ્રત કરવી જોઈએ.

### ભૂખ ભગવાનનો સંદેશ છે

શારીરિક શ્રમથી એમની ભૂખ વધશે. જેને દિવસમાં ત્રણવાર સારી ભૂખ લાગે છે તેને વધારે ધાર્મિક સમજવો જોઈએ. ભૂખ લાગવી એ જીવતા માણસનો ધર્મ છે. જેને દિવસમાં એક જ વાર ભૂખ લાગે છે એનું જીવન ઘણું કરીને અનીતિમય હશે. ભૂખ તો ભગવાનનો સંદેશ છે. ભૂખ ન હોત તો દુનિયા બિલકુલ અનીતિમાન અને અધાર્મિક થઈ જાત. પછી નૈતિક પ્રેરણા જ આપણામાં ન હોત. કોઈને પણ ભૂખતરસ ન લાગતી હોત તો આપણને અતિથિ-સત્કારની તક કેવી રીતે મળત? સામે આ થાંભલો છે. એનો આપણે શો સત્કાર કરીશું? એને નથી ભૂખ ને નથી તરસ. આપણને ભૂખ છે તેથી આપણી પાસે ધર્મ છે.

### શિક્ષક પણ પરિશ્રમ કરે

છોકરાઓ પાસે મહેનત કરાવવી હોય તો શિક્ષકોએ પણ

તેમની સાથે મહેનત કરવી જોઈએ. વર્ગમાંથી ઝાડુ કાઢવાનું હોય છે. તેને માટે કાં તો નોકર રાખવામાં આવે છે અથવા છોકરાઓ ઝાડુ કાઢે છે. શિક્ષકને ઝાડુ કાઢતાં આપણે કદી દેખતા નથી. વર્ગમાં વિદ્યાર્થી પહેલા આવે તો તેઓ ઝાડુ કાઢે, કોઈ વાર શિક્ષક પહેલો આવી જાય તો તે કાઢે, એમ હોવું જોઈએ. પણ ઝાડુ કાઢવાનું કામ આપણે હલકું માની લીધું. પછી શિક્ષક એ કામ કેમ કરે? આપણે છોકરાઓને ઝાડુ કાઢવાનું કામ આપીએ તો તે પણ શિક્ષણની દૃષ્ટિએ આપીએ. અને જે પરિશ્રમ બાળકો પાસે શિક્ષણની દૃષ્ટિએ કરાવવાનો છે તે શિક્ષકે પહેલાં શીખી લેવો જોઈએ, અને બાળકો સાથે કરવો જોઈએ. મેં એક ઝાડુ બનાવ્યું છે. એક દિવસ બે ત્રણ છોકરીઓ ત્યાં આવી હતી, ત્યારે એ ઝાડુ મેં તેમને બતાવ્યું અને એમાં શી શી વસ્તુઓ છે એ સમજાવ્યું. પછી, મેં જેટલી વસ્તુઓ કહી તે બધી એક-બે-ત્રણ કરીને એમની પાસે કહેવડાવી. પણ એ બધું હું કરી શક્યો, કારણકે ઝાડુ કાઢવાનું કામ મેં જાતે કર્યું હતું. આ રીતે દરેક વસ્તુ બાળકોને શિક્ષણની દૃષ્ટિએ શીખવવી જોઇએ. એક જણે મને કહ્યું, 'દળવાનું, કાંતવાનું, ચંપલ બનાવવાનું, વગેરે કામો જાતે કરીને ગાંધીજીએ પરિશ્રમની પ્રતિષ્ઠા વધારી દીધી.' મેં કહ્યું, 'હું એમ નથી માનતો. પરિશ્રમની પ્રતિષ્ઠા કોઈ મહાત્માએ નથી વધારી. પરિશ્રમની પોતાની જ એટલી પ્રતિષ્ઠા છે કે તેણે મહાત્માને પ્રતિષ્ઠા આપી.' આજે હિન્દુસ્તાનમાં ગોપાલકૃષ્ણની જે પ્રતિષ્ઠા છે તે એમના ગોપાલને એમને આપેલી છે. ઉદ્યોગ આપણો ગુરુદેવ છે.

### સૃષ્ટિ જ પાઠશાળા છે

દુનિયાની દરેક વસ્તુ આપણને શિક્ષણ આપે છે. એક દિવસ હું તાપમાં ફરતો હતો. ચારે તરફ મોટાં મોટાં વૃક્ષો દેખાતાં હતાં. મને વિચાર આવ્યો કે, ઉપરથી આટલો સખત તાપ પડે છે છતાં આ વૃક્ષો લીલાં કેમ છે? એ વૃક્ષો મારાં ગુરુ બની ગયાં. મને સમજાઈ ગયું કે, જે વૃક્ષો ઉપરથી આટલાં લીલાંછમ લાગે છે તેમનાં મૂળ જમીનમાં ઊંડાં પહોંચ્યાં છે અને ત્યાંથી તેમને પાણી મળે છે. આમ અંદરથી પાણી અને ઉપરથી તાપ, બંનેની કૃપાથી આ સુંદર લીલો રંગ એમને મળ્યો છે. એ જ રીતે આપણને અંદરથી ભક્તિનું પાણી અને બહારથી તપશ્ચર્યાનો તાપ મળે તો આપણે પણ વૃક્ષો જેવા સાજાતાજા બનીએ. પરિશ્રમને આપણે જ્ઞાનની દૃષ્ટિએ જોતા નથી, તેથી તેમાં મુશ્કેલી લાગે છે. એવા લોકો માટે ભગવાનનો શાપ છે કે એમને આરોગ્ય અને જ્ઞાન કદી મળવાનાં જ નથી.

### પુસ્તકો બુદ્ધિનું કેદખાનું છે

પુસ્તકો વાંચવાથી જ્ઞાન મળે છે, એ ખોટો ખ્યાલ છે. વાંચતાં વાંચતાં બુદ્ધિ એવી થઈ જાય છે કે, જે સમયે જે વાંચીએ તે જ ખરું લાગે છે. એક બાઈ મને કહેતા હતા, 'મેં સમાજવાદનું પુસ્તક વાંચ્યું તો મને એ વિચારો સાચા લાગ્યા. પછી ગાંધી-તત્ત્વનું પુસ્તક વાંચ્યું તો તે વિચારો પણ સાચા લાગ્યા.' મેં વિનોદ કરતાં એમને કહ્યું, 'પહેલું પુસ્તક બે વાગ્યે વાંચ્યું હશે અને બીજું ચાર વાગ્યે. બે વાગ્યાના સમય માટે પહેલું પુસ્તક સારું હતું અને ચાર વાગ્યાના સમય માટે બીજું પુસ્તક સારું હતું.'

મારા કહેવાનો અર્થ એ છે કે બહુ વાંચવાથી આપણું મગજ સ્વતંત્ર વિચાર જ કરી શકતું નથી. જાતે વિચાર કરવાની શક્તિ નાશ પામે છે. જ્યારથી પુસ્તકો થયાં ત્યારથી સ્વતંત્ર વિચાર-પદ્ધતિ નષ્ટ થઈ ગઈ છે. કુરાનેશરીફમાં એક સંવાદ આવે છે. કેટલાક વિદ્વાન લોકોએ મહંમદ પેગંબરને પૂછ્યું, 'તમારી પહેલાં જેટલા પેગંબર આવ્યા તેમણે બધાએ ચમત્કાર કરી બતાવ્યા; તમે તો કોઈ ચમત્કાર જ નથી બતાવતા. તો પછી પેગંબર કેવી રીતે બની ગયા ?' એમણે જવાબ આપ્યો, 'તમે કયો ચમત્કાર માગો છો ? એક બીજ વવાય છે. એમાંથી મોટું વૃક્ષ પેદા થાય છે. એને ફૂલો આવે છે, અને એમાંથી ફળ થાય છે. એ ચમત્કાર નથી શું ?' આ એક જવાબ. બીજો જવાબ એમણે એ આપ્યો કે, 'મારા જેવો અભણ માણસ તમને જ્ઞાન આપી શકે છે, એ જેવોતેવો ચમત્કાર છે? તમારે બીજો કયો ચમત્કાર જોઈએ ?' આપણી સમક્ષની સૃષ્ટિ જ્ઞાનથી ભરેલી છે. આપણે એના મૂળ સુધી નથી જતા, એટલે એમાં જે આનંદ ભરેલો છે તે આપણને નથી મળતો.

### ઉદ્યોગ — જ્ઞાન અને પ્રેમનું સાધન

રસોઈ કરવાનું કામ માતા કરે છે. માતાનું આપણે ગૌરવ કરીએ છીએ. પરંતુ માતાનું અસલી માતાપણુ રસોઈમાં છે. સારામાં સારી રસોઈ બનાવવી, બાળકોને પ્રેમથી ખવડાવવું — એમાં કેટલું જ્ઞાન અને પ્રેમભાવના ભર્યાં છે ? એ રસોઈનું કામ માતા પાસેથી લઈ લેવામાં આવે તો એનું પ્રેમ-સાધન જ જતું રહેશે. પ્રેમ-ભાવ પ્રગટ કરવાનો આ અવસર છોડવા કોઈ માતા તૈયાર નહિ થાય. એને આધારે તો તે જીવે છે. મારા કહેવાનો અર્થ કોઈ એવો ન કરે કે,

હું ગમે તે બહાને રસોઈ કરવાનો બોજો સ્ત્રીઓ પર લાદવા માગું છું. હું તો એમનો બોજો હલકો કરવા માગું છું. તેથી તો આશ્રમમાં રસોઈનું કામ આપણે મુખ્યત્વે પુરુષો પાસે કરાવ્યું છે. મારું કહેવાની મતલબ એટલી જ હતી કે, જેમ રસોઈનું કામ માતા છોડી દે તો એનું જ્ઞાન-સાધન અને પ્રેમ-સાધન જતું રહેશે, તેમ આપણે પરિશ્રમ તરફ ઘૃણા રાખીશું તો જ્ઞાન-સાધન જ ખોઈ બેસીશું.

## બાળ-મજૂરી

લોકો મને કહે છે, 'તમે બાળકો પાસે મજૂરી કરાવવા માગો છો. એમના દિવસો તો ગુલાબના ફૂલની પેઠે ખીલવાના અને રમતગમતના છે.' હું કહું છું, તદ્દન સાચી વાત. પણ એ ગુલાબનું ફૂલ કેવી રીતે ખીલે છે એ તો જરા જુઓ. એ સંપૂર્ણ રીતે સ્વાવલંબી છે. જમીનમાંથી બધું સત્ત્વ ચૂસી લે છે. ખુલ્લી હવામાં એકલું ઊભીને તાપ, વરસાદ, વાદળાં બધુ સહન કરે છે. બાળકોને પણ એ જ રીતે રાખો. મને એ પસંદ છે. એમને પૂછી જુઓ કે, ફૂલઝાડને પાણી પાવામાં, ચંદ્રકળાને વધતી ઘટતી જોવામાં એમને આનંદ આવે છે કે પુસ્તકોમાં અને વ્યાકરણના નિયમો ગોખવામાં? સુરગાંવ (વર્ધા)નુ એક ઉદાહરણ મને ખબર છે. ત્યાં એક પ્રાથમિક શાળા છે. લગભગ ૭ થી ૧૧ વરસનાં બાળકો એમાં ભણે છે. ત્યાંનો શિક્ષક સારું ભણાવે છે એવો ગામલોકોનો મત છે. પરીક્ષાને એક કે બે મહિના બાકી હતા ત્યારે તેણે સવારે ૭-૦ થી ૧૦-૩૦ અને બપોરે ૨-૦ થી ૫-૩૦, એમ સાત કલાક અને પાછા રાત્રે ૭-૦ થી ૯-૦ સુધી એટલે કુલ નવ કલાક ભણાવવાનું શરૂ કર્યું. કોણ જાણે આટલા કલાક

એ શું ભણાવતો હશે? અને વિદ્યાર્થીઓ પણ શું ભણતા હશે? છોકરાઓ પાસ થઈ જાય તો આપણે સમજીએ છીએ કે શિક્ષકે ઠીક ઠીક ભણાવ્યા છે. આ પ્રમાણે નવ નવ કલાક છોકરાઓને ભણવામાં રોકનાર શિક્ષક લોકપ્રિય થઈ શકે. પરંતુ હું ત્રણ કલાક કાંતવાની વાત કરું તો કહે છે, 'આ બાળકોને હેરાન કરવા માગે છે.' ખરી વાત' મોટા જ્યાં કામમાંથી છૂટવાની ચિંતામાં છે ત્યાં છોકરાઓને કામ આપવાની કલ્પના કોણ કરે?

### ઉત્પાદનનો આગ્રહ શા માટે?

પછી લોકો એમ પૂછે છે કે, 'ઉદ્યોગ જોઈએ એ માન્યું. પણ એમાંથી અમુક આટલું જ ઉત્પાદન થવું જ જોઈએ, એવો આગ્રહ શા માટે?' મારો જવાબ આ છે, "બાળકોને તો જ્યારે કંઈ વસ્તુ બને છે ત્યારે જ આનંદ થાય છે. બિચારા ઉદ્યોગ કરે અને એમાંથી કંઈ પેદા ન થાય તો એમાં એમને આનંદ આવશે? કોઈને કહીએ કે, 'ઘંટી તો ફેરવો, પણ એમાં ઘઉં ન ઓરશો અને આટો તૈયાર ન થવા દેશો;' તો એ પૂછશે, 'તો પછી ઘંટી નાહક ફેરવવી શા માટે?' ત્યારે શું આપણે એમ કહીશું કે, 'હાથ અને છાતી મજબૂત બનાવવા માટે.'? એવા ઉદ્યોગમાં કંઈ મજા પડે ખરી? એ તો નાહકની મહેનત થાય, એટલે ઉત્પાદનમાં જ આનંદ છે."

એટલે મુખ્ય દૃષ્ટિ એ છે કે શરીરશ્રમનો મહિમા આપણે સમજીએ. પ્રાથમિક શાળાઓમાં આપણે ઉદ્યોગને આધારે શિક્ષણ નહિ આપીએ તો આપણે કેળવણી ફરજિયાત નહિ કરી શકીએ.

## ગામડાંના લોકો ખુશ થશે

આજે ગામડાંના માણસો કહે છે કે, 'છોકરો શાળામાં ભણવા જાય છે એટલે એનામાં કામ પ્રત્યે ઘૃણા પેદા થાય છે, અને અમારે માટે એ નકામો બની જાય છે. તો પછી એને શાળામાં શા માટે મોકલીએ?' પણ આપણી શાળાઓમાં જો ઉદ્યોગ શરૂ થઈ જાય, તો માબાપ પોતાના છોકરાને ખુશીથી શાળામાં મોકલશે; છોકરો શું ભણે છે એ જોવા પણ આવશે. આજે તો છોકરો શું ભણે છે એ જોવાને માટે પણ માબાપ નથી આવતાં. એમને એમાં રસ જ નથી હોતો. ઉદ્યોગ દાખલ થઈ ગયા પછી એમાં ફેર પડશે. ગામડાંના લોકો પાસે ઘણું જ્ઞાન છે. આપણો શિક્ષક સર્વજ્ઞ તો ન હોય. તે ગામલોકો પાસે જશે અને પોતાની મુશ્કેલીઓ તેમને જણાવશે. શાળાના બગીચામાં સારાં પપૈયાં ન થતાં હોય તો તેનું કારણ તે ગામલોકોને પૂછશે. પછી તેઓ કહેશે કે અમુક અમુક જાતનું ખાતર નાખો, ખાતર ખરાબ હોવાથી પપૈયાંને જીવાત લાગે છે. આપણે માનીએ છીએ કે આપણે ખેતીવાડી કૉલેજમાં ભણ્યા છીએ એટલે આપણી જ પાસે જ્ઞાન છે. પરંતુ આપણું જ્ઞાન પુસ્તકિયા હોય છે. આપણે એ જ્ઞાન વ્યવહારમાં નથી મૂકતા. જ્યાં-સુધી આપણે પ્રત્યક્ષ ઉદ્યોગ નથી કરતા ત્યાં સુધી એમાં પ્રગતિ અને વૃદ્ધિ નથી થતી. આપણે ગામડાના લોકોનો સહકાર જોઈતો હોય, એમના જ્ઞાનનો લાભ લેવો હોય, તો શાળાઓમાં ઉદ્યોગ શરૂ કરવો જોઈએ. એમના અને આપણા સહકારથી એ જ્ઞાનમાં સુધારો પણ થશે.

આ બધું ત્યારે જ થશે જ્યારે આપણા શિક્ષકોમાં પ્રેમ, આનંદ અને શ્રમ પ્રત્યે આદર ઉત્પન્ન થશે. આપણી નવી શિક્ષણપ્રણાલી આ જ પાયા પર રચાયેલી છે.

८

# બ્રહ્મચર્યની કલ્પના

એમ તો દરેક ધર્મમાં મનુષ્યસમાજને માટે કલ્યાણદાયી એવી વસ્તુઓ જોવામાં આવે છે. ઇસ્લામમાં ઈશ્વર-ભજન છે. 'ઇસ્લામ' શબ્દનો અર્થ જ 'ભગવાનનું ભજન' છે. અહિંસા પણ ઈસાઈ ધર્મમાં જોવામાં આવે છે. હિન્દુ ઋષિ-મુનિઓએ પરીક્ષા કરીને જે તત્ત્વ ગ્રહણ કર્યાં છે તે પણ બીજા ધર્મોમાં મળી આવે છે. પરંતુ હિંદુધર્મે એક વિશિષ્ટ આચારને માટે એક એવો શબ્દ બનાવ્યો છે જે બીજા ધર્મોમાં જોવામાં નથી આવતો. એ શબ્દ તે 'બ્રહ્મચર્ય'. બ્રહ્મચર્યાશ્રમ-વ્યવસ્થા એ હિન્દુધર્મની વિશેષતા છે. અંગ્રેજીમાં બ્રહ્મચર્ય માટે શબ્દ જ નથી. પરંતુ એ ભાષામાં શબ્દ નથી એનો અર્થ એ નથી કે, એ લોકોમાં કોઈ સંયમી થયા જ નથી. ઈસુ ખ્રિસ્ત પોતે બ્રહ્મચારી હતા. એવી સારી સારી વ્યક્તિઓ સંયમી જીવન ગાળે છે, પરંતુ બ્રહ્મચર્યાશ્રમની જે કલ્પના હિન્દુધર્મમાં છે તે એ ધર્મોમાં નથી. બ્રહ્મચર્યાશ્રમનો હેતુ એ છે કે મનુષ્યના જીવનને આરંભમાં સારું ખાતર મળે. જ્યારે વૃક્ષ નાનું હોય છે ત્યારે એને ખાતરની અધિક આવશ્યકતા હોય છે; મોટું થયા પછી ખાતર આપવાથી જેટલો ફાયદો થાય છે તેના કરતાં તે નાનું હોય ત્યારે ખાતર આપવાથી વધારે ફાયદો થાય છે. મનુષ્ય-જીવનનું પણ એમ જ છે. એ ખાતર છેવટ સુધી મળતું

રહે તો સારું જ છે, પરંતુ જીવનના આરંભકાળમાં તો એ બહુ આવશ્યક છે. આપણે બાળકોને દૂધ આપીએ છીએ. તેમને એ છેવટ સુધી મળતું રહે તો સારું જ છે, પણ ન મળે તો, કંઈ નહિ તો બચપણમાં તો મળવું જ જોઈએ. શરીરની પેઠે આત્મા અને બુદ્ધિ માટે પણ જીવનના આરંભકાળમાં સારો ખોરાક મળવો જોઈએ. એટલા જ માટે બ્રહ્મચર્યાશ્રમની કલ્પના છે. જે વસ્તુનો સ્વાદ ઋષિઓ જીવનભર લેતા એનો થોડોક અનુભવ આપણાં બાળકોને પણ મળે, એવી દયાદૃષ્ટિથી એમણે બ્રહ્મચર્યાશ્રમની સ્થાપના કરી. પરંતુ આજે હું એ આશ્રમ વિષે નહિ બોલું. શાસ્ત્રનો આધાર પણ મારે નથી લેવો. અનુભવ સિવાયના શબ્દોનું મને કંઈ વ્યસન નથી.

અનુભવથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, આજીવન પવિત્ર જીવન ગાળવાની દૃષ્ટિએ કોઈ બ્રહ્મચર્યનું પાલન કરવા ઇચ્છે તો બ્રહ્મચર્યની અભાવાત્મક વિધિ એના કામમાં નથી આવતી. 'ધાઉ શૅલ્ટ નૉટ સ્ટીલ' એ આજે મારે કામ નહિ આવે. 'सत्यं वद' એ જાતની 'પૉઝિટિવ' એટલે ભાવાત્મક આજ્ઞા બ્રહ્મચર્ય માટે ઉપયોગી થાય છે. વિષયવાસના ન રાખો, એ બ્રહ્મચર્યનું 'નેગેટિવ' એટલે અભાવાત્મક સ્વરૂપ થયું. બધી ઇંદ્રિયોની શક્તિ આત્માની સેવામાં વાપરો, એ બ્રહ્મચર્યનું ભાવાત્મક સ્વરૂપ છે. 'બ્રહ્મ' એટલે કોઈ બૃહત્ કલ્પના. હું ઇચ્છું કે આ નાનકડા દેહને આધારે દુનિયાની સેવા કરું, એના જ કામમાં મારી બધી શક્તિ વાપરું, તો એ એક વિશાળ કલ્પના થઈ. વિશાળ કલ્પના રાખતાં બ્રહ્મચર્યનું પાલન સહેલું થઈ જાય છે. બ્રહ્મ શબ્દથી ડરો નહિ. ધારો કે એક માણસ પોતાના બાળકની સેવા કરે છે અને માને છે

કે આ બાળક પરમાત્મસ્વરૂપ છે, એની સેવામાં સર્વ કાંઈ અર્પણ કરી દઈશ; અને તુલસીદાસજી જેમ રઘુનાથજીને 'જાગિયે રઘુનાથ કુંવર' કહીને જગાડતા હતા તેમ એ બાળકને જગાડે છે, તો એ બાળકની ભક્તિથી પણ એ માણસ બ્રહ્મચર્યનું પાલન કરી શકે. મારા એક મિત્ર હતા. એમને બીડી પીવાની ટેવ હતી. સદ્‌ભાગ્યે એમને ત્યાં પુત્ર જનમ્યો. ત્યારે એમને વિચાર આવ્યો કે, 'મને બીડીનું વ્યસન વળગ્યું છે તેનાથી મને તો જે નુકસાન થયું તે થયું, પણ હવે મારો પુત્ર તો એમાંથી બચવો જોઈએ. મારો દાખલો બાળક માટે બરાબર નથી. દાખલો બેસાડવાને માટે તો મારે બીડી છોડી જ દેવી જોઈએ.' અને ત્યારથી એમનું વ્યસન છૂટી ગયુ. આ જ કલ્પના થોડી આગળ વધીને દેશસેવાની કલ્પના એમના મનમાં આવત તો તેઓ સંપૂર્ણ બ્રહ્મચર્યનું સહેલાઈથી પાલન કરી શકત. દેશસેવાને બ્રહ્મરૂપ માનનાર દેશસેવક બ્રહ્મચારી છે. એને એમાં કષ્ટો જરૂર ઉઠાવવાં પડશે. પરંતુ એ બધાં કષ્ટો એને બહુ લાગશે નહિ. પોતાના બાળકની સેવા માતા રાતદિવસ કરે છે, એની પાસે કોઈ સેવાનો રિપોર્ટ માગે તો એ શો રિપોર્ટ આપે? આર્યસમાજના મંત્રી પાસે કોઈ રિપોર્ટ માગે તો તે સો પાનાંનો લાંબો રિપોર્ટ આપશે. પરંતુ માતા એટલી સેવા કરે છે કે એનો એ રિપોર્ટ જ ન આપી શકે. એક જ વાક્યમાં તે પોતાનો રિપોર્ટ આપી દેશે, 'મેં છોકરાંની કંઈ પણ સેવા નથી કરી.' વારુ, માતાનો રિપોર્ટ આટલો ટૂંકો કેમ? એનું કારણ એ છે કે, માતાના હૃદયમાં બાળક પ્રત્યે જે પ્રેમ છે એના પ્રમાણમાં કંઈ સેવા નથી થઈ એમ એને લાગે છે. સેવા કરવામાં એને કંઈ ઓછાં

કષ્ટ સહેવાં પડ્યાં નથી, પણ એ કષ્ટ એને કષ્ટ લાગ્યાં નથી. એટલે, આપણી આગળ કોઈ કલ્પના આપણે રાખીશું તો જણાશે કે હજી સુધી આપણે કંઈ પણ કર્યું નથી. ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ જ એક વાક્ય આપણી સામે હશે, તો આપણે ગણતરી કરવા મંડીશું કે આટલા દિવસ થયા ને હજી કંઈ પરિણામ જણાતું નથી. પણ કોઈ બૃહત્ કલ્પનાને માટે આપણે ઇંદ્રિયનિગ્રહ કરીએ તો 'આ આપણે કરીએ છીએ' એવો 'કર્તરિ પ્રયોગ' નથી રહેતો. 'નિગ્રહ કરવામાં આવે છે' એવો 'કર્મણિ પ્રયોગ' થઈ જાય છે, અથવા કહો કે નિગ્રહ જ આપણે કરવાનો છે. ભીષ્મપિતામહને એક વિચાર આવ્યો કે પિતાના સંતોષ માટે સંયમ પાળવો છે. બસ, પિતાનો સંતોષ જ એમનું બ્રહ્મ બની ગયું, અને એમાંથી તેઓ આદર્શ બ્રહ્મચારી બની ગયા. એવા બ્રહ્મચારી પાશ્ચાત્યોમાં પણ છે. એક વૈજ્ઞાનિક રાતદિવસ પ્રયોગોમાં લીન રહેતો. એને એક બહેન હતી. ભાઈ પ્રયોગો કર્યા કરે છે અને એની સેવા કરવા માટે કોઈ નથી એમ જોઈને, એ બ્રહ્મચારિણી રહીને ભાઈની જ પાસે રહી અને એની સેવા કરતી રહી. એ બહેનને માટે 'બંધુ-સેવા' જ બ્રહ્મની સેવા થઈ ગઈ. દેહ બહારની કોઈ પણ કલ્પના લો. હિન્દુસ્તાનના ગરીબ લોકોને ખવડાવવાની કલ્પના કોઈ પોતાની નજર આગળ રાખે, તો તેને માટે એ પોતાનો દેહ સમર્પણ કરી દેશે. એ માનશે કે, મારું કંઈ નથી, જે છે તે ગરીબ જનતાનું છે. 'જનતાની સેવા' એ એનું બ્રહ્મ થઈ ગયું. એને માટે જે આચરણ એ કરશે એ જ બ્રહ્મચર્ય છે. દરેક કામમાં તેને ગરીબોનું ધ્યાન રહેશે. એ દૂધ પીતો હશે તો તે વખતે એને વિચાર આવશે કે, 'હું તો

નિર્બળ છું તેથી મારે દૂધ પીવું પડે છે, ગરીબોને દૂધ ક્યાં મળે છે?' પણ એમની મારે સેવા કરવી છે, એમ વિચારીને એ દૂધ પીશે. પણ પછી તરત જ એ ગરીબોની સેવા માટે દોડી જશે. બસ, આ બ્રહ્મચર્ય છે. અધ્યયન કરવામાં હું ગરકાવ થઈ જાઉં તો એ સ્થિતિમાં વિષયવાસના ક્યાંથી રહેશે? મારી મા રસોઈ કરતાં ભજન ગાતી. કોઈ કોઈ વાર રસોઈમાં ભૂલથી મીઠું બે વાર પડી જતું, પણ હું વિચારમાં એટલો મગ્ન રહેતો કે મને એની ખબર જ નહોતી પડતી. વેદાધ્યયન કરતી વખતે મેં અનુભવ્યુ છે કે, દેહ છે જ નહિ, મુડદું પડયું છે, એવી ભાવના એ વખતે થઈ જતી. આથી ઋષિઓએ કહ્યું છે કે, 'બાળપણથી વેદાધ્યયન કરો.' મેં અધ્યયન માટે બ્રહ્મચર્ય રાખ્યું. ત્યાર પછી દેશની સેવા કરતો રહ્યો. તેમાં પણ ઇંદ્રિયનિગ્રહની આવશ્યકતા હતી; પણ નાનપણથી ઇંદ્રિય-નિગ્રહનો અભ્યાસ પડી ગયો હતો એટલે પછી એ મને મુશ્કેલ ન લાગ્યો. હું એમ નથી કહેતો કે બ્રહ્મચર્ય સહેલી વસ્તુ છે. હા, વિશાળ કલ્પના મનમાં રાખશો તો એ સહેલું છે. વિશાળ ધ્યેયવાદ અને એને માટે સંયમી જીવનનું આચરણ, એને હું બ્રહ્મચર્ય કહું છું.

આ થઈ એક વાત. હવે બીજી એક વાત છે. કોઈ એક વિષયનો સંયમ અને બાકીના વિષયોનો ભોગ, એ બ્રહ્મચર્ય નથી. ગઈ કાલે દેવશર્માજીનુ 'તરંગિત હૃદય' નામનું એક પુસ્તક મેં જોયું. એમાં 'જરાક' વિષે કંઈક લખ્યુ હતું. પુસ્તક મને સારું લાગ્યુ. 'આટલું જરાક કર્યુ તો શુ થઈ ગયું?' એવો વિચાર ન કરો. બોલવામાં, રહેણીકરણીમાં, દરેક વાતમાં સંયમની આવશ્યકતા છે. માટીના વાસણમાં નાનું સરખું

છિદ્ર હોય તો શું આપણે એમાં પાણી ભરીશું ? ઘડામાં એક પણ છિદ્ર હોય તો તે પાણી ભરવા માટે નકામો જ છે. બરાબર એ જ હાલત જીવનની છે. જીવનમાં એક પણ છિદ્ર નહિ રાખવું જોઈએ. ગમે તેવું જીવન ગાળીશું છતાં બ્રહ્મચર્યનું પાલન કરીશું, એ મિથ્યા આકાંક્ષા છે. વાતચીત, ભોજન, સ્વાધ્યાય વગેરે બધી બાબતોમાં સંયમ કરવો જોઈએ.

૯

# સ્વતંત્રતાની પ્રતિજ્ઞાનો અર્થ

### જ્ઞાનના ખોરાકની ઊણપ

આપણા કાર્યકર્તાઓને જ્ઞાનનો ખોરાક જેટલો પહોંચાડવો જોઈએ એટલો પહોંચાડવાની વ્યવસ્થા આપણે નથી કરતા એમ મોટે ભાગે જણાયું છે. રાષ્ટ્રની વિશાળતા અને પ્રશ્નોની જટિલતાના પ્રમાણમાં આપણી પાસે કાર્યકર્તાઓ ઘણા ઓછા છે, અને એ કાર્યકર્તાઓ પાસે જ્ઞાનની પૂંજી એથી પણ ઓછી છે. આપણે ઘણા કાર્યકર્તાઓની જરૂર છે. પરંતુ કેવળ મોટી સંખ્યા આપણે નથી ઇચ્છતા. કર્તવ્યદક્ષ, ચારિત્ર્યવાન, અને પોતાના કાર્યની ભૂમિકા સારી રીતે સમજનાર જ્ઞાનવાન કાર્યકર્તાઓ આપણી પાસે થોડા હશે તોયે ઘણુ કામ થશે.

આજથી બરાબર એક મહિના પછી, ૨૬મી જાન્યુઆરીએ આપણે સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લેવાની છે. આજ સુધી લીધેલી પ્રતિજ્ઞાનું વધારે સ્પષ્ટ ભાષામાં પુનરાવર્તન કરવાનું છે. લગભગ દસ વરસથી દર વરસે આપણે એનું પુનરાવર્તન કરીએ છીએ. આટલા બધા પુનરાવર્તનનું શું પ્રયોજન છે? એ તમને સમજાવવા માટે હું એ પ્રતિજ્ઞાનું સ્પષ્ટીકરણ કરવા માગું છું.

### અવિરત યુદ્ધ

આપણે કહીએ છીએ કે સ્વરાજ્યની લડત હવે નજીક આવી રહી છે, પણ એ ખોટું છે. 'લડાઈ પાસે છે'

કહેવાનો અર્થ એ થાય છે કે આજે લડત ચાલુ નથી. એ વાત ખરી નથી. આપણી લડત તો નિરંતર ચાલુ જ છે અને ચાલુ રહેવી જોઈએ. આપણી લડતનું સ્વરૂપ એક નદી જેવું છે. એ નિરંતર વહેતી જ રહે છે. છતાં તેના પ્રવાહમાં ઉનાળામાં અને ચોમાસામાં ફેરફાર થાય છે. શિયાળામાં આપણે નદીનું અસલ સ્વરૂપ જોઈ શકીએ છીએ, પણ એ વહેતી તો અખંડ રહે છે. એ જ રીતે ભિન્ન ભિન્ન રૂપ લેતી છતાં આપણી લડત નિત્ય ચાલુ છે. આપણી—કાર્યકર્તાઓની—ધારણા એવી હોવી જોઈએ કે આપણે તો હમેશાં લડતમાં જ જોડાયેલા છીએ.

જેઓ એમ માને છે કે, અત્યાર સુધી આપણે લડતા નથી અને હવે લડવાના છીએ, એમની સામે પ્રશ્ન ઊભો થાય છે કે હવે લડત માટે શી તૈયારી કરીએ? તેઓ વિચારે છે કે, હવે જેલમાં જવું પડશે એટલે પોતાની ટેવો બદલવી જોઈએ. પણ હું તો કહું છું કે આપણી લડત હમેશાં ચાલુ છે. આપણે લડતની ટેવો પાડી ચૂક્યા છીએ. હવે એ ટેવોને બદલવાનો શો અર્થ છે? હવે શું વગર-લડતની (શાંતિની) ટેવો પાડવાની છે? આપણી લડત હમેશાં ચાલુ જ છે, એવો ભાવ આપણે નિરંતર જાગ્રત રાખવો જોઈએ.

**કેવળ શાબ્દિક પુનરુચ્ચાર વ્યર્થ છે**

આ વરસે સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞામાં કેટલીક વસ્તુઓ ઉમેરવામાં આવી છે, અને એ વસ્તુઓ સાથે પ્રતિજ્ઞાનું પુનરુચ્ચારણ કરવાનું કહેવામાં આવ્યું છે. પરંતુ, જ્યાં શ્રદ્ધા ન હોય ત્યાં કેવળ પુનરુચ્ચારણથી શું વળશે? મને એક વારતા યાદ આવે છે. એક સાધુ હતો. એણે પોતાના

ચેલાને કહ્યું કે, 'રામનામ જપવાથી માણસ કોઈ પણ સંકટમાંથી પાર ઊતરી શકે છે.' એના વચનમાં શિષ્યને શ્રદ્ધા તો હતી, પણ એને પૂરેપૂરો વિશ્વાસ નહોતો કે ગમે તે સંકટમાંથી રામનામ તારશે. એક વાર એને નદી ઓળંગવી હતી. એ બિચારો અર્ધશ્રદ્ધાળુ રામનામનું રટણ કરતો કરતો નદી ઓળંગવા લાગ્યો. જેમ તેમ કરીને ગળા સુધીના પાણીમાં ગયો, અને ત્યાંથી ડૂબકાં ખાતાં બહુ મુશ્કેલીથી પાછો આવ્યો. પછી ગુરુને કહેવા લાગ્યો, 'સતત નામ-સ્મરણ કર્યું પણ પાણી ઓછું ન થયું. બધુ નકામું ગયુ.' ગુરુ બોલ્યા, 'અનેક વાર નામસ્મરણ કર્યું તેથી નકામુ ગયું. જો નામસ્મરણમાં તને શ્રદ્ધા હતી તો એક વાર કરેલુ નામ-સ્મરણ તને પૂરતું કેમ ન લાગ્યુ? શ્રદ્ધા ઓછી હતી તેથી તેં ફરીફરીને નામસ્મરણ કર્યું, અને તેથી ડૂબકાં ખાધાં.' સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા એક વાર પણ મનપૂર્વક કરનાર ખરેખર નિશ્ચયી છે, એમ આપણે માની શકીએ. પરંતુ એ દર વરસે પ્રતિજ્ઞા કરવા માંડે — આ વરસે નંબર એકની પ્રતિજ્ઞા, બીજે વરસે નંબર બેની પ્રતિજ્ઞા, અને ત્રીજે વરસે નંબર ત્રણની પ્રતિજ્ઞા, આ રીતે પ્રતિજ્ઞાઓ કરવા માંડે — તો એવી શંકા ઊપજે છે કે આની પ્રતિજ્ઞાનો કંઈ અર્થ છે કે નહિ? કેવળ શાબ્દિક પુનરુચ્ચારણથી પ્રતિજ્ઞા દૃઢ નથી થતી.

### સ્વાવલંબી અને પરાવલંબી ભૂખમરો

પરંતુ આ વરસની પ્રતિજ્ઞા કેવળ પુનરાવર્તન કરવા માટે નથી. એમાં મહત્ત્વનું સ્પષ્ટીકરણ છે. આપણી ગુલામીનાં અનેક કારણ છે. અંગ્રેજી રાજ્ય પર આપણે કેટલાયે આક્ષેપો કરી શકીએ, પણ સૌથી મોટો આક્ષેપ તો એ છે કે

અંગ્રેજી રાજ્યને લીધે આપણને ભૂખમરાની ભેટ મળી. જનતાને જો તમે પૂછો કે, 'સ્વરાજ્યની તમારી વ્યાખ્યા શી છે?' તો તે જવાબ આપશે કે, 'તમે કહો છો કે આઠ પ્રાન્તોમાં મહાસભાનો અમલ ચાલી ગયો. મહાસભાનું આ જાતનું શાસન અગિયારે અગિયાર પ્રાંતમાં થઈ જાય અને હજી સુધી જે અધિકારો નહોતા મળ્યા તે બધા પણ મળી જાય, પણ અમારો ભૂખમરો જેમનો તેમ જ રહે તો અમે તો એમ જ કહીશું કે આ સ્વરાજ નથી. આ જ અમારી વ્યાખ્યા છે.' પરાવલંબનને બદલે સ્વાવલંબન મળે, પરંતુ ભૂખમરો કાયમ જ રહે, તો કેવળ ભારતની જ જનતા નહિ બલકે ભારતની જનતાના જેવી શોચનીય હાલતમાં રહેનારી દુનિયાના કોઈ પણ દેશની જનતા કહેશે કે, 'અમે સ્વાવલંબી ભૂખમરો નથી ઇચ્છતા. નથી અમને સ્વાવલંબી ઉપવાસ મંજૂર કે નથી પરાવલંબી ઉપવાસ મંજૂર. અમે તો ભૂખે મરવા જ નથી ઇચ્છતા. ભૂખમરો જ ન જોઈએ. પછી એનું વિશેષણ ગમે તે કેમ ન હોય!'

કેટલાક વક્તાઓ આવેશમાં કહી નાખે છે કે, 'ગુલામીમાં ગમે તેટલું અન્ન મળે તોપણ આપણે ગુલામી નહિ જોઈએ, સ્વતંત્રતા જોઈએ. પછી સ્વતંત્રતામાં ભલે આપણી ગમે તેટલી બૂરી હાલત થાય, ભૂખે પણ ભલે મરવું પડે.' પણ એ જ વક્તાઓને એમ પૂછીએ કે, 'સ્વરાજ્યમાં રેલવે ન હોય તો?' ત્યારે તેઓ કહે છે કે, 'ત્યારે એવું સ્વરાજ્ય શા કામનું?' એમને પૂછો કે, રેલવેવાળી ગુલામી કરતાં રેલવે વગરની સ્વતંત્રતા શું શ્રેષ્ઠ નથી? પણ આ વાત એમને ગળે નહિ ઊતરે. 'સ્વરાજ્યની ખોટ સુરાજ્યથી ન પુરાય'— એમ

કહેનારા રેલવે વગરના સ્વરાજ્યની કલ્પનાથી પણ ગભરાય છે. ત્યારે ભૂખે મરવાની કલ્પનાથી સામાન્ય માણસ ગભરાય તો શું આશ્ચર્ય?

### સ્વરાજ રોટીનો પ્રશ્ન છે

અહીં મને કોંકણની કાતકરી જાતિના એક રિવાજનું સ્મરણ થાય છે. કાતકરી પોતાની જાતિના મરેલા માણસને કહે છે, 'જો આવતા જન્મમાં બ્રાહ્મણ થઈશ તો ગોખણપટ્ટી કરીને મરીશ, અમુક થઈશ તો અમુક કરીને મરીશ, પરંતુ જો કાતકરી થઈશ તો વનનો રાજા થઈશ.' એ ગામની સંસ્કારી પરતંત્રતા નથી ઇચ્છતો; એને જંગલની સંસ્કારહીન સ્વતંત્રતા જ પ્રિય છે. શહેરી અને વન્ય ઉંદરોની વારતા પ્રખ્યાત છે. જંગલી ઉંદરે કહ્યું, 'મારે ન જોઈએ શહેરનો આ ભપકો, ને ન જોઈએ આ પરાધીનતા.' જનતાની પણ આવી સ્થિતિ હોત તો આપણને સર્વત્ર સ્વતંત્રતા જ નજરે પડત. સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા તો ઠેઠ વેદકાળથી ચાલી આવી છે:

'व्यचिष्ठे बहुपाय्ये यतेमहि स्वराज्ये'

આ વેદવચનમાં સ્વરાજ્યની પ્રતિજ્ઞા વ્યક્ત કરવામાં આવી છે. 'व्यचिष्ठ' એટલે અત્યંત વ્યાપક, જેમાં બધાને મતાધિકાર હોય. અને 'बहुपाय्य' એટલે જેની બહુમતી લઘુમતીના રક્ષણને માટે સાવધાન છે, એવા સ્વરાજ્યને માટે આપણે કોશિશ કરી રહ્યા છીએ — એ આ પ્રતિજ્ઞાનો અર્થ છે. મતલબ કે, એ અત્રિ ઋષિના જમાનાથી માંડીને પંડિત જવાહરલાલના આ જમાના સુધી એ જ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા વિદ્યમાન છે. વેદની પ્રતિજ્ઞા તમે ઇચ્છો છો એવી જ છે. એમાંયે બહુવચનનો પ્રયોગ છે.

મતલબ કે, આવેશપૂર્ણ વ્યાખ્યાનોમાં કે કવિનાઓમાં આપણે સ્વરાજ્યની જે વ્યાખ્યા કરીએ છીએ તે આમજનતાને ગળે ઊતરી નથી. જેમાં અનાજની વ્યવસ્થા ન હોય એવું સ્વરાજ્ય જનતાને નથી જોઈતું. એને નૈમિત્તિક ઉપવાસનો મહાવરો છે. એકાદશી શિવરાત્રીનાં વ્રત એ કરે છે. પરંતુ હમેશનો ભૂખમરો એ સહન ન કરી શકે. ભલે એને આપણું પશુત્વ કહો, પરંતુ આ માનવી પશુને પેટપૂર અન્ન જોઈએ. સમાજવાદીઓ અને સામ્યવાદીઓના કથનમાં આ જ તથ્યાંશ છે. આપણો પણ એ જ મુખ્ય પોકાર છે. આપણે ભૂખમરો નથી ઇચ્છતા. આપણે પેટપૂર અન્ન જોઈએ. એને આપણો અધિકાર કહો, કર્તવ્ય કહો અથવા બીજું કોઈ નામ આપો. પેટ ભરીને ખાવાની સ્વતંત્રતા આપણે જોઈએ.

હિન્દુસ્તાનમાં આ જાતની સ્વતંત્રતા એ આપણો મુખ્ય વિચાર છે. સ્વરાજ્ય વિષે હું કેમ વિચાર કરું છું? એટલા માટે કે, હિન્દુસ્તાનમાં સ્વરાજ્ય વિષે વિચાર ન કરવો એ મહાપાપ છે. સ્વરાજ્યનો પ્રશ્ન ભૂખમરાથી મુક્ત થવાનો પ્રશ્ન છે. તિલક મહારાજ કહેતા તેમ, એ 'દાળ-રોટીનો સવાલ' છે.

**વર્તમાન યુરોપ: અહિંસાનો પદાર્થપાઠ**

કેટલાક પૂછે છે કે અહિંસાથી સ્વરાજ્ય શી રીતે મળશે? એની ચર્ચા જો આજે આપણે શરૂ કરીએ તો એ સ્વરાજ્યપ્રાપ્તિ સુધી પૂરી નહિ થાય. તેથી હું એ ભાંજગડમાં નથી પડતો. વર્તમાન યુરોપનું ચિત્ર અહિંસાનો પદાર્થપાઠ છે. અહિંસાના અભાવથી શું થાય છે એની ખબર વર્તમાન યુરોપને જોવાથી પડે છે. નાનાં નાનાં રાષ્ટ્રો તો આજે કાચાં ખવાઈ જાય છે.

આજકાલ તો બધાં જ કામ વીજળીની ચાંપની ઝડપથી થાય છે. પહેલાં માણસો સો સો વરસ જીવતાં. હવે ટપોટપ મરી જાય છે. પંદર દિવસમાં આખાં રાષ્ટ્રો અલોપ થઈ જાય છે. પહેલાં આવું ન તો કોઈએ જોયું હતું, ન તો સાંભળ્યું હતું. આજે તો જાણે કે ચાંપ દાબતાં જ રાષ્ટ્ર અદૃશ્ય થઈ જાય છે. ચીનનો કેટલો મોટો ભાગ જાપાન ગળી ગયું છે એની આજે આપણને ખબર પણ નથી. ભવિષ્યમાં જ્યારે નવો નકશો તૈયાર થશે ત્યારે આપણને ખબર પડશે. શસ્ત્રાસ્ત્રોની આટલી તૈયારી કર્યા પછી પણ ચીનની શી દશા થઈ? હિન્દુસ્તાન જેવું પાંગળું રાષ્ટ્ર શસ્ત્રાસ્ત્રોથી ક્યારે સ્વરાજ્ય મેળવશે? 'यतमहि' (પ્રયત્ન કરવો) તો અત્રિના જમાનાથી ચાલુ જ છે. એ પ્રમાણે શું અનંત કાળ સુધી પ્રયત્ન જ કરતા રહીશું? આજે તો સૌ કોઈ લાઠીમાં જ વિશ્વાસ રાખે છે.

### બુદ્ધિબળમાં યુરોપની અશ્રદ્ધા

કેટલાક મને કહે છે, 'તમે નવા વિચારો નથી વાંચતા. આધુનિક વિચારો સાથે પરિચય નથી વધારતા.' મેં સાંભળ્યું છે કે, એ વિચારો યુરોપથી સ્ટીમરમાં આવે છે ને મુંબઈને કિનારે ઊતરે છે. પરંતુ, એ તરફથી જે કંઈ આવે છે તે બધુ જ સારું હોય છે, એવો તો અનુભવ નથી. એ તરફથી ઇન્ફ્લુએન્ઝાની હવા આવી તેમાં લાખો માણસો મરી ગયાં. વિચારોની હવાનાં આ મોજાં મહેરબાની કરીને બંધ કરો. શિક્ષણ લેવા આપણે કઈ શાળામાં જઈએ એ પણ વિચારવાની બાબત છે. જે શિક્ષકની શાળામાં પાંચસો સોટીઓ અને ફક્ત બેચાર પુસ્તકો હોય તેની શાળામાં પણ આપણે જઈશું?

યુરોપના લોકો ઘણાં પુસ્તકો લખે છે. એની પાછળ ખરચ પણ બહુ કરે છે, એ હું જાણું છું. પરંતુ સાથે સાથે એ પણ હું જાણું છું કે લશ્કર પાછળ તેઓ પુસ્તકો કરતાં કેટલાગણું વધારે ખરચ કરે છે. વિચાર પણ આપણે એવા માણસ પાસેથી ગ્રહણ કરવા જોઈએ જેને પોતાના વિચારમાં વિશ્વાસ હોય. શંકરાચાર્ય જેવો કોઈ હોય તો તેની પાસેથી આપણે વિચારો લઈ શકીએ. કારણ કે શંકરાચાર્યની એ પ્રતિજ્ઞા છે કે, 'હું વિચાર જ આપીશ.' એમને પૂછો કે, 'એ વિચારો મને ન સમજાય તો?' તે એવો જ જવાબ આપશે કે, 'હું ફરીથી સમજાવીશ.' 'અને ફરીથી પણ ન સમજાય તો?' 'ત્રીજી વાર સમજાવીશ.' 'અને છતાં ન સમજાય તો?' 'ફરીથી સમજાવીશ, સમજાવતો જ જઈશ. છેવટ સુધી વિચારથી જ સમજાવીશ.' આવી જેની પ્રતિજ્ઞા છે એવા શંકરાચાર્ય પાસેથી વિચાર ગ્રહણ કરવા હું તૈયાર છું. આવી પ્રતિજ્ઞા જર્મન કે રશિયન કરત તો એમનાં પુસ્તકો પણ હું ખરીદત. પરંતુ તે તો ફક્ત એટલું જ કહે છે કે, 'નમે મારાં પુસ્તકો વાંચો.' અને આપણે પૂછીએ કે, 'અમને એ ન સમજાય તો?' તો એ જવાબ આપે છે, 'માર ખાશો.' વિચારો કરતાં લાઠીમાં જેને વધારે વિશ્વાસ છે એના વિચારો કેવી રીતે લઈએ?

### શસ્ત્રપૂજન વિ. બહાદુરી

યુરોપની પદ્ધતિનું અનુકરણ કરવાનું હિન્દુસ્તાનના લોહીમાં જ નથી. અંગ્રેજોએ હિન્દીઓનાં હથિયાર છીનવી લીધાં એ મોટો અપરાધ કર્યો એમ કહેવાય છે. હું પણ એમ જ માનું છું. આખા રાષ્ટ્રનાં હથિયાર બળાત્કારે લઈ લેવાં એ ઘોર

અપરાધ છે. પરંતુ હું મારા મનમાં વિચાર કરું છું કે, 'આ મુઠ્ઠીભર લોકોએ તે સમયના પચ્ચીસ કરોડ લોકોનાં હથિયાર છીનવી લીધાં કેવી રીતે? આ પચ્ચીસ કરોડના હાથ શું ચરવા ગયા હતા? એમનાં હથિયાર માગતાં જ એમણે આપી કેમ દીધાં?' એનું એક જ કારણ હોઈ શકે. એ હથિયારો આપણા લોકના જીવનનાં અંગ નહોતાં. આપણા જીવનનાં અંગ હોત તો તે ખૂંચવી લેવાત નહિ. તુકારામે એક બલા માણસનું વર્ણન કર્યું છે. એના એક હાથમાં ઢાલ ને બીજા હાથમાં તલવાર હતી. બિચારાના બંને હાથ રોકાયેલા હતા એટલે તે કંઈ બહાદુરીનુ કામ નહોતો કરી શકતો. એ જ ન્યાય તો અહીં લાગુ નથી પાડવો ને? એટલે આપણાં હથિયાર ખૂંચવી લેવાયાં તેનો સીધો અર્થ એ જ થઈ શકે કે, હિન્દુસ્તાનના લોકોના લોહીમાં હથિયાર નહોતાં. થોડીક લશ્કરી જાતિઓ હતી બીજા લોક પણ હથિયાર રાખી શકતા. પણ પડયાં પડયાં એ હથિયારો પર કાટ ચડી ગયો હતો.

પણ એનો અર્થ એવો બિલકુલ નથી કે હિન્દુસ્તાનના લોકો બહાદુર નહોતા. એનો અર્થ એટલો જ છે કે હથિયારો પર એમનો આધાર નહોતો. હિન્દુસ્તાનના આખા ઇતિહાસમાં એવો આરોપ કોઈએ નથી મૂકયો કે અહીંના લોકો શૂરા નથી. સિકંદરને બધી જગ્યા પોચી લાગી, પરંતુ હિન્દમાં તેણે ખાસી ઠોકર ખાધી. જ્યાં જ્યાં ઊંટ જઈ શકતું હતું ત્યાં મુસલમાન સહેલાઈથી પહોંચી ગયા. જ્યાં ખજૂર અને રેતી હતી ત્યાં એમનું ઊંટ આગળ વધતું જ ગયું. પરંતુ હિન્દુસ્તાનમાં પ્રવેશ કરતાં એમને વીસ વરસ લાગ્યાં. હિન્દુસ્તાન બહાદુર નહોતું એવું ઇતિહાસમાં કોઈ પ્રમાણ નથી.

## આપણી સંસ્કૃતિની મર્યાદા

પરંતુ આપણી સંસ્કૃતિની એક મર્યાદા નિશ્ચિત હતી. તેથી બીજાં રાષ્ટ્રો પર આપણે કદી આક્રમણ નથી કર્યું. કોઈ ને કોઈ કારણે આપણી સંસ્કૃતિ અહિંસક રહી. તેથી તો આપણી પાંત્રીસ કરોડની વસ્તી છે. યુરોપીય રાષ્ટ્રો બે કે ચાર કરોડની વાત કરી શકે છે. અહીં પાંત્રીસ કરોડ છે.

## હિંસા ભાંગીતૂટી ને અહિંસા સાબૂત છે

એનું કારણ એ છે કે હિંસાનો સિદ્ધાંત ભાંગ્યોતૂટ્યો છે અને અહિંસાનો સિદ્ધાંત સાબૂત છે. યુરોપની સ્થિતિ કાચના પ્યાલા જેવી છે. તેને જમીન પર પછાડતાં જ ટુકડે ટુકડા થઈ જાય છે. કાચનો એકાદ પ્યાલો જમીન પર પછાડીને તમાશો જુઓ. યુરોપનાં રાષ્ટ્રોના નકશાની પેઠે એના નાના મોટા ટુકડા થઈ જશે. પણ આપણે પાણી પીવાનો આપણો સાજો પ્યાલો બહુ કાળજીથી સાચવ્યો છે. કોઈ સજ્જન મુંબઈ જાય ત્યાં એક ઓરડો ભાડે લે. એક પુરુષ અને એક સ્ત્રી રહે અને એને કુટુંબ પરિવાર કહેવા માંડે! એ જ સ્થિતિ યુરોપીય રાષ્ટ્રોની છે. યુરોપની સ્થિતિ જોઈને આપણે એ પાઠ શીખવા જેવો છે કે, જો આપણે અહિંસાનો રસ્તો અપનાવીશું તો જ એક રાષ્ટ્ર તરીકે ઊભી શકીશું. આ વસ્તુ આપણી જનતા બહુ જલદી સમજી જાય છે, પરંતુ આપણા શિક્ષિતોને ગળે એ વસ્તુ હજી સુધી નથી ઊતરતી. કારણ કે આપણે ભણેલાગણેલા લોકો અંગ્રેજોના માનસપુત્ર ઠર્યા. આપણા પર અંગ્રેજોનો વરદ હસ્ત છે. આપણા મગજ પર તેમણે જાદુ કરી દીધું છે. તેથી તો, મૂડીનું કંઈ ઠેકાણું ન હોવા છતાં, મોટા પાયા પર ઉત્પાદન કરવાની મોટી મોટી

વાતો આપણે કરીએ છીએ. શક્તિ રેંટિયો ખરીદવાની પણ નથી, પણ વાત મિલ ખોલવાની કરીએ છીએ.

## આપણું બૌદ્ધિક પારતંત્ર્ય

અંગ્રેજી રાજ્યમાં આપણી આમજનતાને, તે ભૂખે મરવા લાગી, એ નુકસાન થયું અને શિક્ષિત વર્ગોને આ બુદ્ધિ-પારતંત્ર્યના રૂપમાં નુકસાન થયું. આપણે એમનાં ત્રણ કરોડ રૂપિયાનાં પુસ્તકો ખરીદીએ છીએ. 'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्' કહીને, હાથ જોડીને એ પુસ્તકો વાંચીએ છીએ, અને ત્રણ કરોડ રૂપિયા ગુરુદક્ષિણામાં આપીએ છીએ. એમણે આપણી બુદ્ધિ 'સ્વતંત્ર' એટલે કે એમના તંત્ર (વશ)માં કરી દીધી છે; એમની પાસે શિક્ષણ લેવાનું આપણને કહેવામાં આવે છે. શું શિક્ષણ લઈએ? બહુ મોટા પ્રમાણમાં હિંસા કરવાનું? શું એને પણ મોટા પ્રમાણના ઉત્પાદનનું જ એક રૂપ સમજવું? એમની પાસેથી આપણે શું શીખીએ? સમાજ-શાસ્ત્ર શીખીએ? જે લોકોએ પાંત્રીસ કરોડ લોકોને ભેગા ટકાવી રાખ્યા તેઓ સમાજશાસ્ત્ર જાણે છે, કે જેઓ નાનાં બે બે ત્રણ ત્રણ કરોડનાં રાષ્ટ્ર બનાવીને માંહોમાંહે લડાઈ ઝઘડા કરે છે તેઓ? કહેવાય છે કે, કોઈ જમાનામાં ફ્રાન્સમાં એક ક્રાન્તિ થઈ અને તેમાંથી સ્વતંત્રતા, સમતા તથા ભ્રાતૃભાવના સિદ્ધાંત પેદા થયા. એનાથી ક્યાંય પહેલાં મુઠ્ઠીભર પારસીઓ આ દેશમાં આવ્યા અને આપણે એમને રક્ષણ આપ્યું. ત્યારે શું આપણે ભ્રાતૃભાવ જાણતા નહોતા? હે યુરોપ, તારી પાસે એવું શું છે કે અમે તારી પાસે ભ્રાતૃ-ભાવનો પાઠ શીખીએ? તેં અમને લૂંટયા; શું એને જ તારા ભ્રાતૃભાવની સાબિતી સમજવી?

યાદ રાખજો કે, તમે હિંસા-ચક્રમાં પડયા તો યુરોપની પેઠે આ દેશના નાના નાના ટુકડા થઈને જ નહિ રહે, બલકે આપણી ખાસ પરિસ્થિતિને કારણે ટુકડા પણ નહિ રહે, આપણે તો ભૂકો થઈ જશે.

### પ્રતિજ્ઞાના ત્રણ ભાગ

સ્વાતંત્ર્યની આપણી પ્રતિજ્ઞાના ત્રણ ભાગ છે. પહેલો— स्वातंत्र्यनी आवश्यकता शा माटे छे? બીજો — जे मार्गे स्वातंत्र्य प्राप्त करवुं छे ते मार्गमां श्रद्धा, અને ત્રીજો — आपणी साधनसामग्री अर्थात् रचनात्मक कार्यक्रम. અત્યાર સુધી એ ભાગોનું વિવરણ કર્યું, હવે રચનાત્મક કાર્યક્રમ પર આવું છું.

### રચનાત્મક કાર્યક્રમ

રચનાત્મક કાર્યક્રમમાં હિન્દુ-મુસ્લિમ ઐક્ય, અસ્પૃશ્યતા-નિવારણ, ગ્રામસેવા અને ખાદી વગેરેનો સમાવેશ થાય છે.

મુખ્ય વાત એ છે કે આપણે સાચા દિલથી અને લગનીથી કામ કરીએ. લોકો કહે છે કે, 'તમે રચનાત્મક કાર્યક્રમ પર ભાર મૂકો છો, પરંતુ ઝીણા શું કહે છે, આંબેડકરને શું કહેવાનું છે, એ તો સાંભળો. એ સાંભળીને ગુસ્સો ચડે છે.' આંબેડકર કહે છે કે, 'આ લોકોએ પૂનાનો કરાર કર્યો અને એ જ બદમાશીએ એ તોડયો.' આપણે કહીએ છીએ, 'એ કરારનો અમલ કરવાની અમે ઈમાનદારીથી કોશિશ કરી છે.' જરા વસ્તુસ્થિતિ તો જુઓ. આસ-જનતામાં શું ચાલી રહ્યું છે? દૂરની વાત જવા દો. સેવાગ્રામ

અને પૈનારની જ વાત લો. પૈનારમાં કાંતવા માટે જે છોકરાઓ આવે છે તેમાં કેટલાક હરિજન છોકરાઓ પણ છે. એમાંના એક હરિજન છોકરાને મેં કહ્યું, 'તને રસોઈ કરતાં આવડે છે?' એણે કહ્યું, 'ના.' મેં કહ્યું, 'અમારે ત્યાં રસોઈ કરવા આવતો જા, અમે તને શીખવી દઈશું.' એ અમારે ત્યાં રસોઈ કરવા આવવા લાગ્યો. પૈનારના કેટલાક લોકોને હું નિમંત્રણ દેવા લાગ્યો. શરૂઆતમાં જે પાંચદશ માણસો આવ્યા તે જ. હવે કોઈ નથી આવતું. મારે ત્યાં ગાયના દૂધનું ઘી બને છે, અને છાશ મફત વહેંચી દઉં છું. પરંતુ મફતની છાશ લેવા માટે પણ કોઈ નથી આવતું. આ સ્થિતિ છે.

આપણે કાર્યકર્તાઓ પણ લગનીથી કામ કરીએ છીએ એમ નથી. કોઈ કાર્યકર્તાને કહેવામાં આવે કે એક હરિજન છોકરાને બરાબર પોતાના દીકરાની પેઠે તમારા કુટુંબમાં રાખો, તો એ કહે છે કે આ વસ્તુ મારી પત્નીને પસંદ નથી, મારી મા તો માનશે જ નહિ. 'પત્નીને પસંદ નથી, મા માનતી નથી,' એ બધું ખરું છે. પરંતુ એનું પરિણામ શું આવે છે? એ જ કે આપણે હરિજનોને દૂર રાખીએ છીએ. 'આને પસંદ નથી, તે માનતો નથી!' —આ વસ્તુઓનું મૂલ્ય હરિજનોને અપનાવવા કરતાં પણ આપણે વધારે આંકીએ છીએ. આપણે કહીએ છીએ, 'હરિજનોને અમે અમારા ઘરમાં ન રાખી શકીએ. અમે એમને ત્યાં ભોજન ન કરી શકીએ.' આ રીતે હૃદય સાથે હૃદય કેમ મળશે?

### સમાજવાદીની યુક્તિ નકામી છે

સમાજવાદીઓ કહે છે, 'તમે અસ્પૃશ્યતાનિવારણની આ ભાંજગડ છોડો. ગરીબાઈ અને ભૂખમરાનો મુખ્ય સવાલ ઉપાડો.' હું કહું છું, 'ભાઈ, તમારી યુક્તિ બહુ સારી છે. એ સ્વીકારવા પણ હું તૈયાર છું. પણ એ કામમાં નહિ આવે. દુનિયામાં કોઈ જગ્યાએ હિન્દુસ્તાન કરતાં વધારે કંગાલ લોકો છે? પરંતુ મારી મફત આપેલી છાશ લેવા પણ સવર્ણો તૈયાર નથી. તમારી યુક્તિથી આ પ્રશ્નનો નિવેડો નહિ આવે. તમે કહેશો કે હવે સ્પર્શાસ્પર્શ ઓછો થવા માંડયો છે. રેલવેમાં, શાળાઓમાં લોકો સ્પર્શાસ્પર્શ માનતા નથી. પરંતુ એમાં તો ઘણી કરામત અંગ્રેજોની છે. એનો અર્થ એ નથી કે જનતાએ સ્પર્શાસ્પર્શમાં માનવું છોડી દીધું છે.

### વાસ્તવિક અસ્પૃશ્યતાનિવારણ

अश्वमेधसहस्रेण सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥

(હજારો અશ્વમેધો સાથે સત્ય તોલવામાં આવ્યું, તો જણાયું કે સત્ય જ શ્રેષ્ઠ છે.) હરિજનો માટે છાત્રાલય ખોલવું, એમને છાત્રવૃત્તિઓ આપવી — આ બધી બાહ્ય ક્રિયાઓ અશ્વમેધ જેવી છે. આવા હજારો અશ્વમેધ યજ્ઞો કરતાં એક હરિજન છોકરાને પોતાના કુટુંબમાં રાખવો, જે પ્રેમથી આપણે આપણાં કુટુંબીઓ સાથે વર્તીએ છીએ એ જ પ્રેમથી તેની સાથે વર્તવું, એ સત્યનું વધારે મહત્ત્વ છે. એમનાં સુખદુઃખમાં આપણે ભાગીદાર થવું જોઈએ, એમને અપનાવવા જોઈએ, અને એમ કરીને એમની સ્થિતિ ધારણ કરવી જોઈએ.

### કોમી ઝઘડાનો ઇલાજ

હિન્દુ-મુસ્લિમ ઐક્યના પ્રશ્ન સાથે પણ આવી જ રમત કરવામાં આવે છે. આજે જે કંઈ થઈ રહ્યું છે એને હું રમત જ કહીશ. એક કહે છે, 'તમે માંહોમાંહે લડો છો એટલે તમને સ્વરાજ્ય નહિ મળે.' બીજો જવાબ આપે છે, 'સ્વરાજ્ય નથી તેથી તો માંહોમાંહે ઝઘડા થાય છે.'— આવો તમાશો ચાલે છે. ગામડામાં જઈને જરા જુઓ; ત્યાં હિન્દુ-મુસલમાનોમાં વેર નથી. સાચું પૂછો તો, તેઓમાં વેર છે જ નહિ. કેટલાક મહત્ત્વાકાંક્ષી, બેકાર અને ભણેલા લોકો બંનેને લડાવીને તમાશો કરે છે. એ લોકોનાં ત્રણ વિશેષણો ધ્યાનમાં રાખો — ભણેલા, મહત્ત્વાકાંક્ષી અને બેકાર. આ લોકો હિન્દુ-મુસલમાનને ઉશ્કેરીને એમના ઝઘડાનો રમકડા તરીકે ઉપયોગ કરે છે.

આનો શો ઉપાય થઈ શકે? એક જ ઉપાય છે. જ્યાં કંઈ એવી દુર્ઘટના બને ત્યાં જઈને આપણે આપણા પ્રાણ આપીએ. ગામડાંમાં આ ઉપાય કામમાં ન આવે, કારણ કે ઝઘડા ત્યાંથી શરૂ નથી થતા. આ ભણેલા, બેકાર અને મહત્ત્વાકાંક્ષી લોકો જ્યાં ઝઘડા કરાવે છે, અથવા એમના શબ્દોમાં કહીએ તો 'વ્યવસ્થા કરે છે', ત્યાં જઈને એ ઉપાયનો પ્રયોગ કરવો જોઈએ. આ વ્યવસ્થાપકોએ દુનિયાને હેરાન કરી નાખી છે. એમને આટલી જ વિનંતી છે, 'ભાઈ, આ ધંધો છોડો અને પોતે વ્યવસ્થિત બનો.' પરંતુ તેઓ માનશે નહિ. એટલે આ જ એક ઇલાજ છે કે, જ્યાં ઝઘડો થાય ત્યાં જઈને આપણે આપણું માથું ફોડાવીએ. આવે વખતે મો બસો શાંતિપરાયણ લોકોએ પોતાનાં માથાં ફોડાવવાં જોઈએ.

આ ઝઘડાનું કંઈ હામકેહાળું જ નથી. એ કેવળ હિન્દુ-મુસલમાનમાં જ નથી. પહેલાં બ્રાહ્મણેતરોનું મંડળ હતું જ. સાંભળ્યું છે કે હવે કોઈ મરાઠા લીગ પણ સ્થાપવામાં આવી છે. ભૂખે મરતા ટુકડાખોરોનું બજાર તેજીમાં છે. હું વડોદરામાં રહેતો હતો તે વખતે ત્યાંનો એક પારસી કોઈ તહેવારને નિમિત્તે કોઈ કોઈ વાર ભિખારીઓને અન્ન વહેંચતો. એ ટુકડાઓ માટે ભિખારીઓ માંહોમાંહે લડતા. એ જ સ્થિતિ અહીં છે; સરકાર પાસેથી જે ટુકડા મળે તે આ લોકો અધવચ જ ઝડપી લેવા માગે છે. આપણા તત્ત્વજ્ઞાનમાં મૃત્યુના ડરને સ્થાન નથી, અને હવે ખોરાકના અભાવે ભૂખે મરવાની ટેવ પણ આપણને પડી ગઈ છે; એટલે જ્યાં ઝઘડો થતો હોય ત્યાં આપણે શાંતિપૂર્વક જઈને બેસી જવું જોઈએ. ઇચ્છા થાય તો કાંતવાનું શરૂ કરવું જોઈએ. આટલું પૂરતું છે. આપણે લોકો માનીએ છીએ કે, નારિયેળ અને સિંદૂર ચડાવ્યા વગર પૂજા થતી નથી. નારિયેળને બદલે મોસંબી, નારંગી, કેરી વગેરે ચડાવવાથી કામ નથી ચાલતું, નારિયેળ અને સિંદૂર જ જોઈએ. એટલે હું કહું છું કે તમે પોતાનું માથું ફોડાવીને પોતાનું લોહી ચડાવો તો પૂજા પૂરી થશે. આપસના કરારથી આ ઝઘડાઓ પતવાના નથી. લેવાનુંયે ન જોઈએ અને આપવાનુંય ન જોઈએ. મુસ્લિમ લીગ સાથે પતાવટ કેવી રીતે થાય?

## સર્વસુલભ ઉપાસના

ખાદીના સંબંધમાં પણ લોકો આ જ રીતે પૂછે છે. કહે છે: 'ખાદી તો ઠીક છે; પણ કાંતવાની આ બલા શા માટે વળગાડો છો?' હું કહું છું કે, 'શું કરું? કાંતવાનું ન કહું તો

શું સેવ વણવાનું કહું ? તમે જ કહો છો ને કે, લોકો ભૂખે મરે છે? એ સ્થિતિમાં કંઈ ને કંઈ નવા માલનું ઉત્પાદન કરવાની ક્રિયા જ રાષ્ટ્રીય ઉપાસના થઈ શકે. એને જ આજે અનુશાસન કહે છે. નહિ તો સ્વરાજ્યના આંદોલનમાં તમે જનતાને શી રીતે સામેલ કરશો ?' કંઈ કામ ન કરવાનું હોય તો ફક્ત મારા જેવા વાતોડિયા માણસ જ સ્વરાજ્યનું આન્દોલન ચલાવી શકશે — અર્થાત્, વ્યાખ્યાન આપી શકશે. સ્વરાજ્યના આંદોલનમાં લાખો કરોડો લોકો સીધા સામેલ થઈ શકે એવી યુક્તિ શોધો. જે યુક્તિ શોધો તે પણ એવી હોવી જોઈએ કે લોકો સહેલાઈથી સમજી શકે. જ્યારે છાપાંવાળાઓને કોઈ વાત ધ્યાન ખેંચાય એવી રીતે લોકો આગળ મૂકવી હોય છે ત્યારે તેઓ એક એક ઇંચના મોટા ટાઈપોમાં મથાળાં આપે છે. યુરોપમાં તો હવે કેવળ મથાળાંથી કામ નથી સરતું, ત્યાં તો ચિત્રો આપવાં પડે છે. ત્યાંના મજૂરો ચિત્ર પરથી સમાચાર સમજી જાય છે. મતલબ કે, સ્થૂળ, સ્પષ્ટ, અને લોકોનું ધ્યાન ખેંચનારી વસ્તુ હોવી જોઈએ. તો જ કંઈ કામ થશે. ખાદી અને રેંટિયો લોકોને સહેલાઈથી સમજાય એવું, અહિંસક આંદોલનનું પ્રત્યક્ષ ચિહ્ન છે. એનાથી આખા રાષ્ટ્રમાં સ્ફૂર્તિની જ્યોત ફેલાઈ શકે છે. આ ઇમારતમાં કાલે આગ લાગે તો એને સળગી જતાં કેટલો વખત લાગશે ? એમાં પહેલી ચિણગારી પડતાં જો ચાળીસ વરસ ગયાં, તો આખું મકાન બળતાં કેટલાં વરસ લાગશે ? — એવો હિસાબ ન ગણશો. એવી ઉટપટાંગ ત્રિરાશી ન કરશો. આ મકાનમાં આગ લાગતાં ચાળીસ વરસ ભલે લાગ્યાં, પણ લાગ્યા પછી એને બળીને રાખ થવાને માટે એક કલાક પૂરતો છે. એટલે પોપટની પેઠે ક્રાંતિના સિદ્ધાંતો ગોખવા

ગોખાવવાથી કામ નહિ ચાલે. કેવળ પોપટ પઢાવવાથી રાષ્ટ્રો પ્રજ્વલિત નથી થતાં.

### મંત્ર અને તંત્રનો સંબંધ

'ઇન્કિલાબ ઝિન્દાબાદ' ઇત્યાદિ કેટલીય જાતના મંત્રો સારા સારા અને ભણેલાગણેલા લોકો રસ્તા પર ઊંચે સ્વરે ઘાંટા કાઢીને પોકારે છે. ભણેલાગણેલા લોકો કહે છે કે જૂના લોકોનો મંત્રોમાં બેહદ વિશ્વાસ હતો. મારી ફરિયાદ એ છે કે, જૂના લોકો કરતાં મંત્રોમાં તમારો વિશ્વાસ કેટલોયે વધારે છે. સ્વરાજ્યનો મંત્ર જનતા સુધી તમે કઈ રીતે પહોંચાડશો? એનો એક જ રસ્તો છે. મંત્ર સાથે તંત્ર પણ જોઈએ. જનતા સાથેનો સંપર્ક કાયમ રાખવા માટે મંત્રની દ્યોતક કોઈ ને કોઈ ક્રિયાની જરૂર છે. આવા તંત્રયુક્ત મંત્રથી આખાં રાષ્ટ્રો પ્રજ્વલિત થઈ ગયાનાં પ્રમાણો ઇતિહાસમાં મોજૂદ છે.

### લોકપ્રતિનિધિ સભા શા માટે?

આજે આપણે શું માગીએ છીએ? આપણે આજે જ, સ્વતંત્રતા નથી માગતા. એ 'મેદો' આપણે આજે નથી કરતા. આપણે એટલું જ કહીએ છીએ કે, તમે તમારી શુભ નિષ્ઠા સાબિત કરવા એટલું તો કરો કે લોકપ્રતિનિધિ સભાની અમારી માગણી મંજૂર કરો.

આ લોકપ્રતિનિધિ સભા શું છે? તમે ફક્ત શબ્દોને વળગી ન રહેશો. સ્વરાજ્ય તો જ્યારે મળશે ત્યારે ખરું. પરંતુ શબ્દોની જંજાળમાંથી તો આજે જ છુટકારો મેળવો. લોકપ્રતિનિધિ સભાનો અર્થ એટલો જ છે કે દરેક પુખ્ત ઉંમરના માણસને મતાધિકાર હોય, અને એ કેવી જાતનું રાજ્ય ઇચ્છે

છે એ નક્કી કરવાની સ્વતંત્રતા એને હોય. જો એ એમ નક્કી કરે કે વિદ્યમાન રાજ જ સારું છે તોપણ કંઈ વાંધો નથી.

એક અંગ્રેજે ગાંધીજીને લખેલો એક પત્ર 'હરિજન'માં છપાયો છે; તે કહે છે કે, બધા લોકોનો મત લેવાની ભાંજગડમાં પડવાને બદલે શાણા લોકોની સલાહથી એનો નિર્ણય કરવામાં આવે. એની વાત મને પણ ઠીક લાગે છે. માણસ દીઠ એક મત — એ વસ્તુ તો મને પણ કઢંગી લાગે છે. દરેકને એક જ મત શા માટે? એક જ માથું છે તેથી? માથા તરફ ધ્યાન ગયું એટલે 'માણસ દીઠ' એક મતનો નિયમ થયો. અને કાન તરફ ધ્યાન ગયું હોત તો? દરેકને બે બે મત હોવા જોઈએ એમ કહેત. 'દરેકને બે કાન હોય છે, એટલે દરેકને બે મત હોવા જોઈએ.' દરેકને એક જ મતનો અધિકાર હોવો જોઈએ, એનું મને કંઈ સયુક્તિક કારણ દેખાતું નથી, સિવાય કે દરેકને એક જ માથું હોય છે. કારણ કે એક માણસમાં જેટલી બુદ્ધિ હોય છે તેના કરતાં બીજામાં હજારગણી વધારે હોય છે એ આપણો અનુભવ છે. છતાં પણ ગાંધીજીએ એ અંગ્રેજ સજ્જનને જે જવાબ આપ્યો છે તે બરાબર છે. ગાંધીજી પૂછે છે કે, આ શાણા લોકો છે ક્યાં, અને એમનું પ્રમાણપત્ર શું છે? આ પ્રશ્ન મને પણ ચૂપ કરી દે છે. હજાર માણસો કરતાં એક શાણા માણસને હું વધારે મહત્ત્વ આપું છું. પણ આ શાણાનું પ્રમાણપત્ર શું હોય? આજે તો વાઈસરૉય જેને પ્રમાણપત્ર આપે તે જ ડાહ્યો એવી વ્યાખ્યા થઈ ગઈ છે. આવા ડાહ્યાઓએ ગોળમેજી પરિષદમાં જે ગરબડ કરી એ દુનિયા જાણે છે. મહાસભા કહે તે શાણો એમ કહેવામાં આવે,

તો તે પણ ઘણા લોકો માનવા તૈયાર નથી. આપણાં ઘરોમાં પણ આપણે આમ જ કરીએ છીએ. જ્યારે કોઈ એક જાણતી કે કોઈ વડીલની વાત માનવા કુટુંબના લોકો તૈયાર નથી હોતા, ત્યારે આપણે બધાનો મત લઈએ છીએ. હવે એમ જ નક્કી કર્યું છે. લોકપ્રતિનિધિ સભા મારફત આપણે આ પ્રશ્નનો ફેંસલો કરવાના છીએ.

### બોલતી પાટીઓ અને મૂંગા માણસ

આ નિરક્ષર લોકોના મતથી કામ કેમ ચાલશે, એમ કહેવાય છે. હું કહું છું, લખવા વાંચવાની આ વ્યર્થ બોલબાલા શા માટે? વિના પ્રયત્ને બીજા લોકોના ભેજામાં જ્ઞાન ઠાંસી દેવાની આળસુ લોકોની મૂર્ખાઈનું નામ છે — લખવું વાંચવું. આ લખવા વાંચવાથી બહુ નુકસાન થયું છે. સેવાગ્રામના મહાત્મા ગાંધી કિશોરલાલભાઈને કંઈક કહેવા માગે છે તો એક ચિઠ્ઠી લખીને બંધ કવરમાં મોકલે છે. એ કવર લઈને એક અનાડી માણસ કિશોરલાલભાઈને આપે છે, અને તેઓ ગાંધીજીની વાત સમજી લે છે. નાનપણમાં અમે 'બોલતી પાટી'ની વાર્તા વાંચતા હતા. લોકો કહે છે કે, જુઓ, કેવો ચમત્કાર છે! વાચવા લખવાની કળાને લીધે લાકડાની પાટીઓ પણ બોલવા લાગી. મારી ફરિયાદ એ છે કે, કેવળ પાટીઓ જ બોલતી નથી થઈ, બલ્કે બોલનારા પાટીઓ જેવા મૂંગા થઈ ગયા છે. લખવાની કળા ન હોત તો ગાંધીજીને પોતાની જગ્યા છોડીને કિશોરલાલભાઈ પાસે જવું પડત. પરંતુ હમેશાં એમ કરવું મુશ્કેલ છે, એટલે બીજો ઉપાય તેમણે એ કરવો પડત કે પોતાની આસપાસના લોકોને સારી રીતે સમજાવી કરીને હોશિયાર બનાવવા પડત, જેથી તેઓ સારી રીતે સંદેશો

१०

# ખાદી અને ગાદીની લડાઈ

માનેગાંવની ખાદીયાત્રામાં શિષ્ટ લોકોને માટે ગાદી પાથરવામાં આવી હતી. 'શિષ્ટ'ને બદલે જોઈએ તો 'વિશિષ્ટ' કહો. કારણ કે બીજા જે લોકો આવ્યા હતા તેઓ પણ શિષ્ટ તો હતા જ. એ પ્રસંગે મારે કહેવું પડ્યું હતું કે, ખાદી અને ગાદીને અણબનાવ છે, બંને વચ્ચે લડાઈ છે, અને જો આ લડાઈમાં ગાદીની જ જીત થવાની હોય તો આપણે ખાદી છોડી દઈએ.

લોકો કહે છે, 'ખાદીની પણ ગાદી બની શકે છે ને?' હા, કેમ ન બની શકે? દ્રાક્ષનો પણ દારૂ બની શકે છે. પણ બનાવવો ન જોઈએ, અને બનાવ્યા પછી એની દ્રાક્ષમાં ગણના ન કરવી એ જ ઉચિત છે.

આપણે ધ્યાન ભાવાર્થ તરફ આપવું જોઈએ. બીમાર, અશક્ત અને વૃદ્ધો માટે ગાદીની વ્યવસ્થા કરવામાં આવે તો વાત જુદી છે, પરંતુ શિષ્ટ ગણાતા અને બીજા લોકો વચ્ચે ભેદ ગણીને શિષ્ટ ગણાતા લોકો માટે ભેદદર્શક ગાદીનકિયા પાથરવા એ સાવ જુદી વસ્તુ છે. આ બીજી જાતની ગાદી અને ખાદી વચ્ચે વિરોધ છે.

સાચી વાત તો એ છે કે, આગળુ લોકો અને માફણની હમેશાં દોસ્તી કરનારી ગાદી શિષ્ટ લોકોને માટે પાથરવી એમાં

એમનો આદર નહિ પણ અનાદર છે. પરંતુ દુર્ભાગ્યે શિષ્ટ લોકો એને પોતાનું અપમાન નથી માનતા. આપણે તો એટલે સુધી કમાલ કરી છે કે શંકરાચાર્યની પણ ગાદી બનાવતાં અટક્યા નથી. શંકરાચાર્ય તો કહી ગયા છે— 'कौपीनवन्तः खलु भाग्यवन्तः । —' લંગોટિયા જ સૌથી ભાગ્યશાળી છે.' એમની આ વાત બીજા કોઈને ગમે કે ન ગમે, એમના ભક્તોને તો ગમવી જોઈએ.

રાષ્ટ્રોની ચડતી થાય છે અને પડતી થાય છે. પરંતુ આળસ, વિલાસિતા અને જડતાની ચડતી કદી થતી જ નથી. શિવાજી મહારાજ કહેતા કે, 'ધર્મને માટે અમે તો ફકીર બન્યા છીએ.' પરંતુ પાણીપતની લડાઈમાં પેશવા તો જાણે કોઈ જાનમાં જતા હોય તેમ સહકુટુંબ સહપરિવાર ગયા, અને ત્યાંથી કાર્ય-સિદ્ધિની આશા છોડીને, લજ્જિત થઈને પાછા ફર્યા. ગિબને કહ્યું છે, 'રોમની ચડતી શાથી થઈ?' 'સાદાઈથી.' 'રોમની પડતી શાથી થઈ?' 'ભોગવિલાસથી.'

થોડાં વરસ પહેલાં, અસહકારની શરૂઆતમાં દેશના જુવાનો અને વૃદ્ધોમાં, પુરુષો અને સ્ત્રીઓમાં ત્યાગવૃત્તિનો અને વીરશ્રીનો સંચાર થવા લાગ્યો હતો. સત્તર સત્તર આને વારના ભાવની, કંતાન જેવી જાડી ખાદી લોકો અભિમાન-પૂર્વક વેચતા હતા અને ખરીદનારા પણ અભિમાનપૂર્વક ખરીદતા હતા. આગળ જતાં ધીરે ધીરે ખાદીનાં ગુણગાન આપણે કંઈક જુદી જ રીતે કરવા લાગ્યા. ખાદી વેચનારા અભિમાનપૂર્વક કહેવા લાગ્યા, 'જુઓ, હવે ખાદીમાં કેટલી પ્રગતિ થઈ છે! ગમે તેવો અપટુડેટ—અદ્યતન પોશાક વિલાસી, ભભકાદાર, બારીક ખાદીનો બનાવી લો. અને તે પણ પહેલાં

કરતાં કેટલાં ઓછા પૈસામાં!' ખરીદનારા પણ કહેવા લાગ્યા, 'આ જ રીતે ખાદીની પ્રતિષ્ઠા ઝડપથી વધતી રહે અને એક દિવસ ખાદી મિલકાપડની પૂરેપૂરી બરાબરી કરે તો સારું.' પરંતુ એમને એટલી સાદી સીધી વાત નથી સમજાતી કે, જો ખાદીને મિલ કાપડની જ બરાબરી કરવાની છે તો પછી ખાદીની જરૂર જ શા માટે છે? મિલો જ શી ખોટી છે? વૈદ પોતાની દવાનાં વખાણ કરવા લાગ્યો, 'બિલકુલ સસ્તી દવા છે. ન તો પરેજીની જરૂર, ન પથ્યની.' દરદી ઠેનરાયો. એ બિચારો ભૂલી ગયો કે, પરેજી પથ્ય નહિ, તો ફાયદો પણ નહિ.

કોઈ આનો ખોટો અર્થ ન કરે. મજૂરોને પૂરેપૂરી મજૂરી આપીને ખાદી સસ્તી કરવાનું આપણું કર્તવ્ય નથી એમ કહેવાનો મુદ્દલ આશય નથી; ખાદી બધા લોકોની બધી જાતની આવશ્યકતા પૂરી ન પાડે એમ પણ કોઈ નથી કહેતું. પ્રશ્ન કેવળ એટલો જ છે કે, ખાદીનું ગૌરવ કઈ વસ્તુમાં રહેલું છે? કોઈની આંખો બગડી હોય તો એને ચશ્માં જરૂર આપવાં જોઈએ. પરંતુ ચશ્માવાળાને જોતાં એને 'પદ્મલોચન' કહીને એના વખાણ કરવાં એ તો સારું નથી ને?

અહીં એક પ્રસંગ સહેજ યાદ આવે છે. એક વાર એક રસિક દૃષ્ટિવાળો કળાધર પંઢરપુર ગયો અને વિઠોબાનાં દર્શન કરી આવ્યો. મને કહેવા લાગ્યો, 'વિઠોબાના બધા ભક્તો એમના રૂપનાં વખાણ કરતાં ધરાતા નથી; એમના ઉદ્‌ઘોષ (slogans) સાંભળી સાંભળીને તો ધરાઈ ગયા. પરંતુ મને તો એ મૂર્તિ જોઈને ક્યાંયે સુંદરતાનો ખ્યાલ ન આવ્યો. એક નર્યો બેડોળ પથ્થર દેખાયો. મને તો લાગે છે કે, મૂર્તિકાર અને ભક્તગણ બંને યદચ્છાલાભથી જ સંતુષ્ટ

થઈ ગયા. પંચતંત્રવાળી વારતામાં જેમ પેલા ત્રણ ધૂર્તોએ કેવળ વારંવાર કહી કહીને બકરાનો કૂતરો બનાવી દીધો, એ જ રીતે આ લોકોએ બૂમો પાડી પાડીને એક બેડોળ પથ્થરમાં સુંદરતા નિર્માણ કરવાનું નક્કી કર્યું છે.' મેં જવાબ આપ્યો, 'હા, એમ જ છે. આ સંસારરૂપી ભયંકર નદીમાં ડૂબકાં ખાનારાઓને ઉગારવાનું જેણે પણ લીધું છે તે તો મજબૂત, દૃઢ, નક્કર અને હૃષ્ટપુષ્ટ જ હોવો જોઈએ. જો શેષશય્યા પર પોઢનાર અથવા પંચાયતનનો ઠાઠ જમાવીને તસવીર ખેંચાવવા માટે બેસનાર દેવતાની સુંદરતાનું અનુકરણ એ કરે તો શું એ એને શોભશે?' રામદાસે શીખવ્યું, 'માણસનો આંતરિક શણગાર ચાતુર્ય છે; વસ્ત્ર તો કેવળ બહારનો ભભકો છે. બેમાં કયો શ્રેષ્ઠ છે તેનો વિચાર કરો.' આથી શિવાજીને હૃષ્ટપુષ્ટ માવળા જોવા સાથી મળ્યા.

સમાજવાદી મિત્ર કહેશે, 'તમે તો એ જ જૂનો રાગ આલાપવા લાગ્યા. બસ, પાછા એ જ દરિદ્રનારાયણની પૂજામાં મગ્ન થઈ ગયા! અમે કંઈ દરિદ્રતાના પૂજારી નથી. અમે તો વૈભવની આરાધના કરનારા છીએ.' હું કહેવા માગું છું કે, દોસ્ત, આમ અક્કલની પાછળ લાઠી લઈને ન પડો. અમે ક્યાં દરિદ્રતાને નારાયણ કહીએ છીએ? અમે તો 'દરિદ્ર'ને નારાયણના નામથી પોકારીએ છીએ. અને 'દરિદ્ર'ને નારાયણ નામ આપ્યું એનો અર્થ એવો થોડો જ થઈ શકે કે, ધનિક 'નારાયણ' ન હોઈ શકે? હું કહું કે, 'હું બ્રહ્મ છું.' તો એનો અર્થ 'તમે બ્રહ્મ નથી' એવો થોડો જ થઈ શકે? બસ, હવે તો સંતોષ થયો? દરિદ્ર પણ નારાયણ છે અને શ્રીમંત પણ. દરિદ્રનારાયણની પૂજા એની દરિદ્રતા દૂર

કરવાથી પૂરી થાય છે, અને શ્રીમન્નારાયણની પૂજા એને સાચા ઐશ્વર્યનો અર્થ સમજાવીને એનો ત્યાગ કરાવવાથી થાય છે, અને કોઈ મૂર્ખનારાયણ સાથે પાનાં પડે તો એની પૂજા આમ પૃથક્કરણ કરીને સમજાવવાથી થાય છે! કેમ ખરું ને?

પરંતુ, આ યથાર્થ વિનોદ જવા દો. સમાજવાદી મિત્રોને વૈરાગ્ય ન ગમતો હોય તો ભલે વૈભવ ગમે. વૈભવ શાને કહેવો જોઈએ અને એ કેમ પ્રાપ્ત કરવામાં આવે છે, એ બધી વાતો પણ રહેવા દો. પરંતુ સમાજવાદી, કંઈ નહિ તો, સામ્યવાદી તો છે ને? બે ચાર માણસોને નરમ નરમ ગાદી મળે અને બાકીના બધાને ટાટનાં ચીંથરાં કે ધૂળ મળે એ તો એને નથી ગમતુ ને? જ્યારે મેં ખાદી અને ગાદીની લડાઈની વાત કરી ત્યારે મારા મનમાં આ અર્થ પણ હતો જ. બધાને માટે ગાદી પાથરવામાં આવી હોત તો બીજો જ પ્રશ્ન ખડો થાત. પરંતુ એ શક્ય નહોતું અને શક્ય નહોતું તેથી યોગ્ય પણ નહોતું, એ ધ્યાનમાં આવવું જરૂરી હતું.

આજકાલ આપણા કેટલાક મિત્રોમાં એક તરફ સામ્યવાદ અને બીજી તરફ વિષમ વ્યવહારનું બહુ જોર છે. સામ્યવાદ અને વિષમ વ્યવહાર બહુ આનંદથી સાથે સાથે ચાલે છે. ફૈજપુર પછી હરિપુરાની મહાસભાના અધિવેશને વિષમતાની દિશામાં એક ડગલું આગળ ભર્યું. અધ્યક્ષ, વિશિષ્ટ પુરુષો, શિષ્ટ નેતા, સામાન્ય નેતા, પ્રતિનિધિ, માનનીય દર્શકગણ અને ગ્રામ-જનતા — આ બધાંને માટે ત્યાં વર્ગવાર પ્રબંધ કરવામાં આવ્યો હતો. ગાંધીજીને માટે આ બહુ દારુણ દુઃખનો વિષય હતો, એ વાત જાહેર થઈ ચૂકી છે. આવો વિષમ વ્યવહાર ખાસ પ્રસંગોએ જ થાય છે એમ નથી. આપણાં જીવન અને

મનમાં એણે ઘર કરી દીધું છે. 'મજૂરોને પૂરેપૂરી મજૂરી આપવી જોઈએ કે નહિ?' એ વિષય પર ચર્ચા થઈ શકે; પરંતુ 'અધ્યાપકોને પૂરું વેતન આપવામાં આવે કે નહિ?' એની ચર્ચા કોઈ નથી ઉઠાવતું. જેમને આપણે ગામડાંની સેવા માટે મોકલીએ છીએ તેમને પોતાની રહેણીકરણી ગ્રામીણ જીવનને અનુકૂળ બનાવવાનો ઉપદેશ આપીએ છીએ. એમને ગામડાંમાં મોકલવા અને ઉપદેશ દેવા તો આપણે તૈયાર રહીએ છીએ, પરંતુ આપણે પોતે આપણા ઉપદેશ અનુસાર વર્તવાની કોશિશ કરવી જોઈએ, એ વાતનું તીવ્ર તો શું પણ જરાયે ભાન આપણને નથી હોતું. સામ્યને ભેદ સાથે દુશ્મનાવટ છે, પણ વિવેક સાથે તો નથી ને? આથી જ વૃદ્ધો માટે ગાદી આપણે મંજૂર રાખી છે. આ જ રીતે ગામડાંની સેવા માટે જનારા યુવાન કાર્યકર્તાઓના અને એમને ત્યાં મોકલનાર મુરબ્બી નેતાઓના જીવનમાં થોડોઘણો ફરક હોવો એ ન્યાય્ય છે, અને વિવેક એ મંજૂર રાખશે. એ જ કારણે સામ્ય સિદ્ધાંતને પણ એની સામે કંઈ ફરિયાદ નહિ હોય. પરંતુ આજે જે ફરક જોવામાં આવે છે તે થોડોઘણો નથી. ઘણુંખરું એ બહુ મોટો, સહેજે નજરે ચડનારો જ નહિ પણ ખૂંચે એવો હોય છે. આ વિષમ વૈભવનું નામ ગાદી છે. અને એ ગાદી સાથે ખાદીને દુશ્મનાવટ અને લડાઈ છે.

હમણાં જ આશ્રમમાં એક વસ્તુની ચર્ચા ચાલતી હતી. આશ્રમની વસ્તી વધતી જાય છે તેથી હવે નવી જગા ખરીદીને ગ્રામ-રચનાશાસ્ત્ર અનુસાર વ્યવસ્થિત નકશો બનાવવો જોઈએ. વણકર, કાંતનારા, સુથાર વગેરે મજૂરો, અને અધ્યાપકવર્ગ, કુટુંબો, કાર્યાલયના કાર્યકર્તા, આશ્રમવાસી, મહેમાન વગેરેને

માટે કયા પ્રકારનાં મકાન બનાવવાં જોઈએ એ મને પૂછવામાં આવ્યું. પૂછનાર પોતે સામ્યપૂજક હતા જ, અને હું સામ્યવાદી છું એ પણ જાણતા હતા. મેં કંઈક મનમાં અને કંઈક મોટેથી કહ્યું, 'હું દાળ પચાવી શકતો નથી તેથી કઢી ખાઉં છું. મજૂરને કઢીનો શોખ તો છે, પરંતુ તે દાળ પચાવી શકે છે, એટલે દાળથી ચલાવી લે છે. આટલી વિષમતા તો વિવેકને નામે આપણે સ્વીકારી લીધી. પરંતુ આપણે માટે મકાન પણ જુદા જુદા પ્રકારનાં હોવાં એ શું આવશ્યક છે? જેવા મકાનમાં મજૂર પોતાનું જીવન ગુજારે છે તેવું જ મકાન મારે માટે પણ પૂરતું કેમ ન થાય? અથવા તો એનું મકાન મારા મકાન જેવું કેમ ન હોય?'

ભલે વૈરાગ્ય ધારણ કરો કે વૈભવ ભોગવો, વિષમતા બિલકુલ સહન ન કરશો. એનું જ નામ 'આત્મૌપમ્ય'. સાચો સામ્યવાદ આ જ છે. એ તરત અમલમાં મૂકવો જોઈએ. સામ્યવાદનું કંઈ મહત્ત્વ નથી; મહત્ત્વ છે 'તત્કાળ સામ્યવાદ'નું. સામ્યવાદને તરત અમલમાં મૂકવાની ખૂબીનું નામ અહિંસા છે. અહિંસા દરેકને કહે છે કે, 'તું પોતે પોતાનાથી શરૂઆત કરી દે તો તારે માટે આજે જ સામ્યવાદ છે.' અહિંસાનું ચિહ્ન ખાદી છે. ખાદી પોતે ભેદભાવ સહન કરે ત્યારે તો એમ જ કહેવું પડે કે, ખાદીએ પોતે જ પોતાનો નાશ કર્યો. આ બધો અર્થ જેમાં સંચિત થયો છે એ સૂત્રવાક્ય આ છે — 'ખાદી અને ગાદીને લડાઈ છે.'

## ૧૧

# નિર્દોષ દાન અને શ્રેષ્ઠ કળાનું પ્રતીક–ખાદી

ખાદી પહેરવામાં મહાન ધર્મ છે. આપણામાં ધર્મ કરવાની વૃત્તિ છે, દાન કરવાની વૃત્તિ પણ છે. આ બહુ સારી વસ્તુ છે. આ ભૂમિમાં અનેક સાધુસંત પેદા થયા અને તેમણે ભારતીય જીવનને દાન-ભાવનાથી ભરી દીધું. તમે બધા વરસ દરમ્યાન કંઈ ને કંઈ દાન કરો છો, ધર્મ કરો છો. પરંતુ દાન કરતી વખતે તમે કદી વિચાર પણ કરો છો? આજકાલ વિચાર કરવામાંથી તો આપણે રાજીનામુ જ આપી દીધું છે. હવે આપણી પાસે વિવેક રહ્યો જ નથી. વિચારનો દીપક બુઝાઈ જવાથી આચાર અંધ બની ગયો છે. વિચાર કે બુદ્ધિની મને જેટલી કિંમત છે એટલી ત્રણ લોકમાં બીજી કોઈ વસ્તુની નથી. બુદ્ધિ બહુ મહાન વસ્તુ છે. તમે દાન આપો છો ત્યારે શો વિચાર કરો છો? ગમે તેને દાન આપવાથી એ ધર્મકાર્ય સારી રીતે થઈ જાય છે શું? દાન અને ત્યાગમાં ભેદ છે. જે વસ્તુ બૂરી હોય છે એનો આપણે ત્યાગ કરીએ છીએ. આપણી પવિત્રતા ઉત્તરોત્તર વધારવા માટે એ પવિત્રતામાં બાધા કરનારી વસ્તુઓનો આપણે ત્યાગ કરીએ છીએ. ઘર સ્વચ્છ કરવા માટે કચરાપૂંજાનો ત્યાગ કરીએ છીએ, એ ફેંકી દઈએ છીએ. ત્યાગનો અર્થ છે ફેંકી દેવું. પરંતુ દાનનો અર્થ 'ફેંકી દેવું' એવો નથી. આપણે

બારણે કોઈ ભિખારી આવ્યો, કોઈ બાવાજી આવ્યા; એને એક મુઠ્ઠી અન્ન કે એકાદ પૈસો આપી દીધો એટલાથી દાનક્રિયા નથી થતી. એ મુઠ્ઠી અન્ન તમે ફેંકી દીધું, એ પૈસો ફેંકી દીધો. એ ક્રિયામાં બેપરવાઈ છે. એમાં ન તો હૃદય છે, ન બુદ્ધિ. બુદ્ધિ અને ભાવનાના સહકારથી જે ક્રિયા થાય છે એ જ સુંદર થાય છે. દાનનો અર્થ 'ફેંકવું' નહિ પણ 'વાવવું' છે.

બીજ વાવતી વખતે જમીન સારી છે કે નહિ એનો જેમ આપણે વિચાર કરીએ છીએ, એ જ રીતે જેને આપણે દાન આપીએ છીએ એ ભૂમિ, એ વ્યક્તિ, કેવી છે તે તરફ ધ્યાન આપવું જોઈએ. ખેડૂત બીજ વાવે છે ત્યારે એક કણના સો કણ કરવાના ખ્યાલથી વાવે છે. તે એ કણ બહુ સાવધાનીથી વાવે છે. ઘરના દાણા ખેતરમાં વાવે છે. તે ગમે તેમ, અવ્યવસ્થિત રીતે ફેંકી દેતો નથી. ઘરના દાણા તો ઓછા થયા, પણ ખેતરમાં એ સોગણા વધી ગયા. દાન-ક્રિયાનું પણ એમ જ છે. જેને આપણે મુઠ્ઠી અનાજ આપ્યું તે એ અનાજની કિંમત વધારશે? શું એ અનાજના કરતાં સોગણી કિંમતનુ કોઈ કામ એ કરશે? દાન કરતી વખતે લેનાર એવો શોધી કાઢો જે એ દાનની કિંમત વધારે. આપણે જે દાન કરીએ તે એવું હોવુ જોઈએ કે જેથી સમાજને સોગણો ફાયદો થાય. એ દાન એવું હોવું જોઈએ જે સમાજને સફળ બનાવે; આપણને વિશ્વાસ હોવો જોઈએ કે એ દાનને લીધે સમાજમાં આળસ, વ્યભિચાર અને અનીતિ નહિ વધે. તમે એક માણસને પૈસા આપ્યા — દાન આપ્યું અને એણે એનો દુરુપયોગ કર્યો, એ દાનથી અનીતિમય આચરણ કર્યું, તો એ પાપને માટે તમારી પણ જવાબદારી છે. એ પાપી

માણસ સાથે સહકાર કરવાથી તમે પણ દોષભાગી બન્યા. તમારે જોવું જોઈએ કે, તમે અસત્ય, અનીતિ, આળસ અને અન્યાય સાથે સહકાર કરો છો કે સત્ય, ઉદ્યોગ, શ્રમ, ધગશ, નીતિ અને ધર્મ સાથે. તમારા આપેલા દાનનો સદુપયોગ થાય છે કે દુરુપયોગ, એનો તમારે વિચાર કરવો જોઈએ. એ વિચાર નહિ કરો તો તમારી દાનક્રિયાનો અર્થ એ જ થશે કે કોઈ ચીજ બેપરવાઈથી ફેંકી દેવી. આપણે જે દાન આપીએ છીએ તે તરફ આપણું પૂરેપૂરું ધ્યાન હોવું જોઈએ. દાનનો અર્થ છે બીજ વાવવું. એ બીજ અંકુરિત થઈને એનો છોડ વધે છે કે નહિ એ તમારે જોવું જોઈએ. હૃષ્ટપુષ્ટ અને નીરોગી માણસને ભીખ આપવી, દાન કરવું એ અન્યાય છે. કર્મહીન માણસ ભિક્ષાનો, દાનનો અધિકારી ન હોઈ શકે.

પરમેશ્વરનો એ નિયમ છે કે દરેક માણસ પોતાની મહેનતથી જીવે. શારીરિક શ્રમ કર્યા વગર ભિક્ષા માગવાનો અધિકાર દુનિયામાં કેવળ સાચા સંન્યાસીને છે. સાચા સંન્યાસીને — જે ઈશ્વરભક્તિના રંગમાં રંગાયેલો છે એવા સંન્યાસીને જ આ અધિકાર છે. કારણ કે ઉપર ઉપરથી જોતાં ભલે એમ લાગતું હોય કે એ કશું નથી કરતો, પણ અનેક બાબતોથી તે સમાજની સેવા કર્યા કરે છે. પરંતુ આવા સંન્યાસીને બાદ કરતાં બીજા કોઈને પણ અકર્મણ્ય રહેવાનો અધિકાર નથી. આળસને પોષવા જેવું ભયંકર પાપ દુનિયામાં બીજું નથી.

આળસ પરમેશ્વરના આપેલા હાથપગનું અપમાન છે. કોઈ આંધળો હોય તો મારે એને રોટલો તો આપવો જોઈએ,

પરંતુ એને પણ સાત આઠ કલાકનું કામ તો હું આપીશ. એને કપાસ પીલવાનું કામ આપીશ. એક હાથ થાકી જાય એટલે એ બીજા હાથનો ઉપયોગ કરે, અને એ રીતે આઠ કલાક પરિશ્રમ કરીને મહેનતનો રોટલો ખાય. આંધળાં અને લૂલાં લંગડાંને પણ તેઓ જે કામ કરી શકે તે કામ તેમની પાસે કરાવીને રોટલો આપવો જોઈએ. આથી શ્રમની પૂજા થાય છે અને અન્નની પણ. આથી ફરીને જેને તમે દાન આપો છો તે કંઈ સમાજસેવા, કંઈ ઉપયોગી કામ કરે છે કે નહિ એ પણ નમારે જોવું જોઈએ. એ દાનને વાવેલું બીજ સમજો. સમાજને એનો પૂરેપૂરો બદલો મળે એ જરૂરી છે. દાતા પોતાના દાન વિષે આવી દષ્ટિ નહિ રાખે તો એ દાનને બદલે અધર્મ થશે, અવિવેક કે બેપરવાઈનું કામ થશે./

ગમે તેને કંઈ ને કંઈ આપી દેવાથી, ભોજન કરાવવાથી, વગરવિચારે દાનધર્મ કરવાથી અનર્થ થાય છે. ગોરક્ષા માટે કે ગોશાળામાં કોઈ કંઈ આપવા ઇચ્છે તો તેણે જોવું જોઈએ કે એ ગોશાળામાંથી મોટાં આઉવાળી ગાયો નીકળતી દેખાય છે? ત્યાં ગાયોની ઓલાદ સુધારવાની કોશિશ પણ થાય છે? બાળકોને ગાયનું સુંદર અને સ્વચ્છ દૂધ મળે છે? ત્યાંથી સારા સારા વાછરડા ખેતી માટે મળે છે? ગોરક્ષા અને ગોવર્ધનની વૈજ્ઞાનિક શોધખોળ ત્યાં થાય છે? ત્યાં દૂબળી ગાયો સંખ્યાબંધ છે, ભેદક ગંદકીથી હવા બગડે છે, એવી પાંજરાપોળો રાખવી એ દાનધર્મ નથી. કોઈ પણ સંસ્થા કે વ્યક્તિને તમે જે કંઈ આપો એથી સમાજને કેટલો લાભ થાય છે, એ જોવું જ જોઈએ. હિન્દુસ્તાનમાં દાનવૃત્તિ તો છે, પરંતુ તેમાં વિવેક-વિચાર ન હોવાને કારણે સમાજ સમૃદ્ધ

અને સુંદર દેખાવાને બદલે આજે નિસ્તેજ, સંકુચિત અને રોગી દેખાય છે. તમે પૈસા ફેંકી દો છો, વાવતા નથી. એથી નથી આ લોકમાં લાભ કે નથી પરલોકમાં, એ ન ભૂલશો.

દાનનું પણ શાસ્ત્ર છે. એ કંઈ વિવેકશૂન્ય કર્મ નથી. ખાદી પહેરીને આ દાનકર્મને આપણે બહુ ઉત્તમ રીતે સંપન્ન કરી શકીએ. આ હું તમને સમજાવું. જો તમારી બુદ્ધિને એ ન્યાયસંગત લાગે તો જ તમે એ માનજો. તમારામાં ઘણા વેપારીઓ છે. અને વેપારીઓ તો બહુ ગણતરીબાજ હોય છે. મને એવા માણસો બહુ ગમે છે. હિસાબીવૃત્તિ એટલે દરેક વસ્તુની ઉપયોગિતા જોવી તે. એ આધ્યાત્મિક વસ્તુ છે. સાધુસંતોની એવી કેટલીયે વાતો છે કે તેમણે એક એક પાઈના હિસાબ માટે આખી રાત ઉજાગરો કરેલો. પરમાર્થ એટલે બહુ જ ઉત્કૃષ્ટ હિસાબ. પરમાર્થ એટલે ગાંડપણ નહિ. પરમાર્થ તો બહુ ઊંચી જાતનો વેપાર છે. એનો અર્થ એ છે કે દરેક ક્રિયા તરફ વિચારપૂર્વક જોવું. આજે હું તમને જમાખર્ચ લખતાં શીખવવાનો છું. તમે કહેશો, 'લો, આ બાવાજી હવે અમને હિસાબ રાખતાં શીખવશે! અમારી તો આખી જિંદગી જમાખર્ચમાં જ વીતી છે.' પરંતુ હું ફરીથી ચોખ્ખેચોખ્ખું કહું છું કે તમને જમાખર્ચ નથી આવડતું. એ તમારે મારી પાસે શીખવું જોઈએ.

લોકો કહે છે કે ખાદી મોંઘી હોય છે. આજ બપોરે મેં હિસાબ કરીને બતાવી દીધું કે એ મોંઘી નથી. તેમણે મને આંકડા આપ્યા. મિલનું કાપડ વરસમાં દસ રૂપિયાનું ખરીદવું પડે તો એટલી જ ખાદીની કિંમત પંદર રૂપિયા થઈ જાય છે. મતલબ કે દર મહિને સાડાછ આના વધારે

આપવા પડે છે. એટલે કે દરરોજ લગભગ અડી પાઈ, અર્થાત્ લગભગ કંઈ નહિ. જે રાષ્ટ્રની જનતા સ્વરાજ્ય મેળવવા ઇચ્છે છે તે રોજ અડી પાઈ ન આપી શકે અને પાંચ તોલા વધારે વજન હોવાને લીધે ખાદી ન વાપરી શકે, તો તે સ્પષ્ટ શબ્દોમાં કેમ નથી કહી દેતી કે એને નથી સ્વરાજ્યની જરૂર કે નથી સ્વતંત્રતાની? પણ એ વાત જવા દો. હું બીજી જ વાત કહું. તમે જ્યારે મિલ-કાપડ ખરીદો છો ત્યારે પંદર રૂપિયા લખો છો. પરંતુ હું કહું છું કે ખાદીનો હિસાબ લખતાં ખાદી ખાતે પંદર રૂપિયા ન લખવા જોઈએ. પંદર રૂપિયાના બે ભાગ કરો. દશ રૂપિયાનુ કાપડ અને પાંચ રૂપિયા દાન-ધર્મ, કુલ પંદર રૂપિયા; આ રીતે હિસાબ લખો. તમારે જે પાંચ રૂપિયા વધારે આપવા પડ્યા તે દૂર રહેનારા મજૂરોને મળ્યા. એ વાસ્તવિક દાનધર્મ છે. ખાદી કેટલા લોકોને આશ્રય આપી શકે છે તેનો વિચાર કરો. આપણા દેશની મિલો હિન્દુસ્તાનની કાપડની જરૂરિયાતનો એક તૃતીયાંશ ભાગ પૂરો પાડે છે આપણે માની લઈએ કે મિલોમાં પાંચ લાખ મજૂરો કામ કરે છે તો હિન્દુસ્તાનની મિલનું કાપડ ખરીદવાથી પાંચ લાખ મજૂરોને રોજી મળે છે. મિલો આખા હિન્દની કાપડની જરૂરિયાત પૂરી પાડવા જેટલું કાપડ તૈયાર કરવાનો વિચાર કરે તો પંદર લાખ મજૂરોને કામ મળે. પણ ખાદી? ખાદી કરોડો મજૂરોને કામ આપી શકે છે. પરદેશી કાપડ બિલકુલ ન ખરીદીએ તો આપણે પંદર લાખ મજૂરોને કામ આપી શકીએ. પરંતુ ખાદી ખરીદીએ તો કરોડો મજૂરોને કામ આપી શકીએ. ખાદી ન ખરીદવી એ જાણે કરોડો લોકોના મોંનો કોળિયો છીનવી લેવા બરાબર છે. આધુનિક

અર્થશાસ્ત્રનો સૌથી મોટો સિદ્ધાંત એ છે કે સંપત્તિની જેટલી વહેંચણી થાય એટલું જ સમાજનું કલ્યાણ થશે. સંપત્તિ કોઈ એક જણની પાસે ન રહેવી જોઈએ પણ વહેંચાઈ જવી જોઈએ. આ વસ્તુ ખાદી દ્વારા જ સિદ્ધ થઈ શકે. મિલનો પૈસો મિલમાલિકો અને એમના ભાગીદારોનાં ખિસ્સાંમાં જાય છે. ખાદી દ્વારા એની વહેંચણી થાય છે. એક એક આનો અરધો અરધો આનો આખા દેશમાં પડેલા ગરીબોને મળશે. એક એક રતીનો કે નજીવો લાભ ભલે મળે, પણ વરસાદનાં ટીપાંની પેઠે એ સૌને મળશે. કોઈ નળની ધાર કેટલીયે મોટી અને વેગવાળી કેમ ન હોય, પણ એ એક જ જગ્યાએ બહુ જોરથી પડે છે. આખી પૃથ્વીને લીલોતરીથી સુશોભિત કરવાની શક્તિ એનામાં નથી. વરસાદ ઝરમર ઝરમર વરસે છે પણ એ સર્વત્ર વરસે છે, માટીના એકેએક કણને એ અલંકૃત કરે છે. ખાદીમાં પણ એ જ દિવ્યતા છે. જે દૈવી ગુણ, જે વ્યાપકતા વૃષ્ટિમાં છે તે જ ખાદીમાં પણ છે. સૂર્યનો પ્રકાશ, હવા, વરસાદ એ બધી પરમાત્માની એવી મહાન ભેટો છે જે સૌને મળે છે.

આપણા શાસ્ત્રકારોએ દાનની વ્યાખ્યા જ ' दानं संविभागः' એ શબ્દોમાં કરી છે. જે એક જગ્યાએ ભેગું થયું હોય તેને સર્વત્ર સરખી રીતે વહેંચી દેવું એટલે દાન. આ ક્રિયા ખાદી દ્વારા જ સંપન્ન થાય છે. મહાભારતમાં અર્થશાસ્ત્રનો એક મહાન નિયમ બતાવવામાં આવ્યો છે. વ્યાપક અને સનાતન અર્થશાસ્ત્રના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. 'दरिद्रान् भर कौन्तेय, मा प्रयच्छेश्वरे धनम् ।' 'જે મહેશ્વર છે, શ્રીમાન છે એને દાન ન કરીશ, બલકે જે દરિદ્રી છે તેની જરૂરિયાતઃ

પૂરી કર.' શ્રીમંતોને આપવાની જરૂર નથી. ગરીબોના પેટનો ખાડો પૂરવાનો છે. તેમને આપો. આ સનાતન સત્ય છે. તમે કસબી શાલ અથવા મિલનું કાપડ ખરીદો છો તે પૈસા શ્રીમંતની તિજોરીમાં જાય છે. જેણે આકંઠ ભોજન કર્યું છે અને ખાઈ ખાઈને જેને અરુચિ થઈ ગઈ છે તેને જ પાછી તમે બાસુદી પિવડાવી. આ તો અધર્મ થયો, અન્યાય થયો. પરંતુ જો તમે ખાદી ખરીદો તો એ પૈસો અરધો પૈસો ગરીબ દરિદ્રનારાયણના ઘરમાં જશે. મહાભારત અને શાસ્ત્રકારો એ જ કહે છે.

કેટલાક કહે છે, ખાદીમાં કળા નથી, એમાં જાતજાતના રંગ નથી. આવું કહેનારા કળાનો અર્થ જ નથી સમજતા. હું પણ કળાની કદર કરનારાઓમાંનો છું. એક વાર હું મારા એક મિત્રને ત્યાં ગયો. એ મિત્ર ધનવાન હતો. એણે પચાસ રૂપિયાનું એક સુંદર ચિત્ર ખરીદ્યું હતું. એ ચિત્રના રંગો એ મને દેખાડતો હતો. એક જગ્યાએ બહુ જ સુંદર ગુલાબી રંગ હતો. એ બતાવીને એ બોલ્યો, 'કેવો સુંદર રંગ છે; ખરુંને?' મેં જવાબ આપ્યો, 'હાં...હું.' તેણે કહ્યું, 'કદાચ તમને ચિત્રકળામાં રુચિ નહિ હોય.' મેં તેને કહ્યું, 'ભલા માણસ, ચિત્રકળામાં મને બહુ રુચિ છે. સુંદર ચિત્રો જોવામાં મને અપાર આનંદ આવે છે. પરંતુ સુંદર ચિત્ર જ ક્યાંય નથી! ચિત્રકળા મને ગમે છે. ઉચ્ચ ચિત્રકળાની હું કદર કરું છું. તમારા કરતાં મને ચિત્રકળાનું વિશેષ જ્ઞાન છે, હું એનો મર્મ સમજું છું. આ ચિત્રનો એ ગુલાબી રંગ સુંદર છે. પણ હું તમને બીજી જ વાત કહેવા માગું છું. આ ચિત્રના તમે પચાસ રૂપિયા આપ્યા. જરા હરિજનવાસમાં જઈને જુઓ.

ત્યાં તમે ફિક્કા ચહેરાવાળાં બાળકો જોશો. રોજ સવારે ત્યાં જાઓ. પંદર મિનિટ ચાલવું પડશે. રોજ એક શેર દૂધ લઈને જાઓ અને બાળકોને પાઓ. પછી એક મહિના પછી એ બાળકોનાં મોં જુઓ. એ કાળા અને ફિક્કા રંગવાળા ચહેરાઓ પર ગુલાબી રંગ આવી જશે. લોહીની માત્રા વધવાથી ચહેરા પર લાલી આવી જશે. હવે તમે જ કહો કે, આ નિર્જીવ ચિત્રમાં જે ગુલાબી રંગ છે તે શ્રેષ્ઠ છે કે પેલો જે જીવનાં ચિત્રો પર દેખાશે તે? એ બાળકો પણ આ ચિત્ર જેવાં સુંદર દેખાશે. ભાઈ, આ જીવતી કળાના નમૂના મરતા જાય છે. આ નિર્જીવ ચિત્રો ખરીદીને કળાના ઉપાસક હોવાની ડિંગ મારો છો અને આ મહાન દૈવી કળા જમીનદોસ્ત થવા દો છો?' એ જ પ્રકારનો અવિચાર ખાદી વિષે પણ ચાલી રહ્યો છે. ખાદી દ્વારા તમે વાસ્તવિક કલાપૂજક બનશો, કેમકે દરિદ્રનારાયણના ચહેરા પર તાજગી અને લાલી તમે લાવી શકશો. સમાજમાં જે ભાઈઓ મરવા પડ્યા છે તેમને જિવાડીને સમાજમાં દાખલ કરાવી શકશો. એના કરતાં મોટી કળા કઈ હોઈ શકે?

ખાદી દ્વારા દ્રવ્યની વહેંચણી થાય છે. એ દ્રવ્ય અત્યંત કંગાલ, મહેનતુ અને દરિદ્ર મજૂરોને મળે છે. ખાદી દ્વારા કળાની — જીવંત કળાની — ઉપાસના થાય છે. ઈશ્વરનાં બનાવેલાં જીવંત ચિત્રોને નથી કોઈ ધોતું, નથી સાફ કરતું કે નથી શણગારતું. એક બાજુ, નિર્જીવ ચિત્રોને સુંદર સુંદર ચોકઠાંમાં શોભાવાય છે; પણ બીજી બાજુ, દરિદ્ર બાળકોનાં શરીર પર નથી કપડાં કે નથી પેટમાં અન્ન. આ દિવ્ય ચિત્રો ખાદી દ્વારા સ્વચ્છ થશે.

પરંતુ ખાદીમાં બીજી પણ કેટલીયે વસ્તુઓ છે. સૌથી શ્રેષ્ઠ દાન કયું? બધા ધર્મોમાં ફરી ફરીને એક જ વાત કહેવામાં આવી છે — ગુપ્તદાન શ્રેષ્ઠ છે. બાઇબલમાં કહ્યું છે, 'તમારો જમણો હાથ જે આપે તે તમારો ડાબો હાથ જાણવા ન પામે.' બધા ધર્મગ્રંથોની આ જ શિખામણ છે. આવું ગુપ્તદાન ખાદી મારફતે થાય છે; એટલું જ નહિ, બલકે દાતા પોતે જ નથી જાણતો કે હું દાન કરું છું; અને દાન લેનારને પણ ખબર નથી હોતી કે હું દાન લઉં છું. ખરીદનાર કહે છે, મેં ખાદી ખરીદી. જે ગરીબને પૈસા મળે છે તે માને છે કે મેં મારા શ્રમનું મહેનતાણું લીધું. એમાં કોઈને ઓશિયાળા બનવાની જરૂર નથી; છતાં એમાં દાન તો છે જ. દાન તો એ જ છે જે કોઈને દીન ન બનાવે. દયા કે મહેરબાનીથી આપણે જે આપીએ છીએ તેથી બીજાનું માથું નમાવીએ છીએ. સમાજમાં બે પ્રકારનાં પાપ છે. એકની ગરદન જરૂર કરતાં વધારે અક્કડ, ઘમંડને કારણે અક્કડ, અને બીજાની જરૂર કરતાં વધારે ઝૂકેલી, દીનતાને કારણે ઝૂકેલી હોય છે. આ બંને પાપ જ છે. એક ઉન્મત્ત અને બીજો ઓશિયાળો અને દુર્બળ. ગરદન સીધી હોવી જોઈએ અને નરમ પણ હોવી જોઈએ. પરંતુ અક્કડ પણ ન હોવી જોઈએ અને ઝૂકેલી પણ ન હોવી જોઈએ. નવરા માણસને આપણે બહુ ગૌરવપૂર્વક પ્રત્યક્ષ દાન આપીએ છીએ ત્યારે આપણે તો આપણા ગૌરવ અને મિજાજમાં મસ્ત હોઈએ છીએ અને પેલો માગનારો દીન હોય છે. પાપ બંને બાજુએ છે. ખાદીમાં ગુપ્તદાન સિદ્ધ થાય છે. આપણા મનમાં તો દાનની ભાવના પણ નથી હોતી, છતાં બીજાને મદદ તો

પહોંચે છે. દાન દેનારે અને લેનારે એકબીજાને જોયા સુધ્ધાં નથી. પરંતુ એમાં વાસ્તવિક ધર્મનો અમલ થઈ રહ્યો છે.

આજકાલ આ ગુપ્તદાનનો મહિમા આપણે ભૂલી ગયા છીએ; આ જાહેરાતનો જમાનો છે. મારી મા મને વર્તમાન ગુપ્તદાનની પોલ બતાવતી. લાડુની અંદર પાવલી કે બે આની મૂકવામાં આવે છે, પરંતુ પંડિતજીને ધીમે સાદે કહી દેવામાં આવે છે, 'જરા ધીરે ધીરે ચાવજો, અંદર પાવલી છે.' ગુપ્તદાન કરવા માટે લાડુમાં પાવલીઓ મૂકવામાં આવે છે, પણ પંડિતજીને ચેતવવામાં ન આવે તો બિચારાના દાંત પર આફત આવી પડે. મતલબ કે, એ દાન ગુપ્ત તો નહિ રહે, કોઈ ને કોઈ બહાને પ્રગટ થશે જ. આજકાલ સમાજમાં દાની લોકો પોતાનાં નામ કોતરાવે છે. પૈસા આપે છે અને કહે છે, 'મારું નામ આપો.' આ અધઃપતન છે. મને એક વાર એક શ્રીમંત કહેવા લાગ્યા, 'મારે અમુક પૈસા આપવા છે.' મેં કહ્યું, 'બહુ સારું, લાવો.' તેમણે કહ્યું, 'એ ઇમારતને મારું નામ આપો.' મેં જવાબ આપ્યો, 'તમારા રૂપિયા મારે નહિ જોઈએ. આ જાતનું દાન લેવામાં મને તમારા આત્માનું ઘોર અપમાન કરવાનુ પાપ લાગશે. તમે પોતે તમારા આત્માનું અપમાન કરવા — પાપ કરવા તૈયાર થયા છો, પરંતુ હું તેમાં સાથ આપવા નથી માગતો. આ પાપ છે, અને તમને એ સમજાવવું એ મારું કામ છે.' એમાં આત્માનું કેટલું મોટું અપમાન છે! શું તમે પોતાની ઇચ્છાઓને, પોતાના અનંત આત્માને એ પથ્થરોમાં કેદ કરવા માગો છો? આથી આપણા પૂર્વજોએ ગુપ્તદાનનો ઉપદેશ આપ્યો. આજકાલનાં દાન ખરું જોતાં

દાન જ નથી. તમે પૈસા આપીને દમારત પર તમારું નામ કોતરાવ્યું એનો અર્થ તો એ જ થયો કે તમે પોતાને હાથે પોતાની કબર ખોદાવી. તમે પોતે જ પોતાની મોટાઈ કરાવી. એમાં દાન શું થયું? ગુપ્તદાન બહુ જ પૂજનીય વસ્તુ છે. મેં તમને કહ્યું કે, ખાદી ખરીદવામાં દસ રૂપિયા ખાદી ખાતે અને પાંચ રૂપિયા દાનધર્મ ખાતે લખો. આખા વરસમાં આ જે દાન થશે એ ગુપ્તદાન થશે. આ દાન આપતાં, આ ગુપ્તદાન આપતાં તમને ગર્વ નહિ થાય કે હું મોટો ઉપકાર કરી રહ્યો છુ. અને જે ગરીબ માણસને બેચાર આના મળશે તેને પણ કોઈને બારણે જઈને, 'બાવા મુઠ્ઠી દે' કહેવાને બદલે 'હું મારી મહેનતનું ખાઉં છુ,' એવુ અભિમાન થશે. આ ગુપ્તદાનનો મહાન ધર્મ પણ ખાદી ખરીદવાથી સિદ્ધ થશે, બીજાં દાનની જરૂર જ નહિ રહે. ખરું જોતાં બીજાં દાન તે દાન જ નથી. દાન એ જ છે જે બીજાઓને સ્વાભિમાન શીખવે. ખાદી ખરીદવાથી જે મદદ થશે, જે ગુપ્તદાન થશે, એને લીધે મજૂરોને ગામડાંમાં જ કામ મળશે. તેમને પોતાનાં ઘરબાર નહિ છોડવાં પડે, ગામડાંની ખુલ્લી હવામાં તેઓ રહી શકશે. ગામડાં છોડીને શહેરમાં આવવાને લીધે તેઓ જે કુટેવો અને દુર્ગુણોના ભોગ થઈ પડે છે અને એમનાં ચારિત્ર્ય અને સ્વાસ્થ્યનો નાશ થાય છે તે નહિ થાય. ગ્રામજનોનાં શરીર અને મન નીરોગી અને સ્ફૂર્તિવાળાં રહેશે. મતલબ કે, ખાદી દ્વારા જે દાન થાય છે તેનાથી સમાજમાં કેટલું કાર્ય થયું એ જોવું જોઈએ. માણસોનાં શરીર અને હૃદય — એમની શારીરિક શક્તિ અને ચારિત્ર્ય — શુદ્ધ રાખવાનો શ્રેષ્ઠ ઉદ્દેશ ખાદી દ્વારા સફળ થાય છે. આનું જ નામ બીજ વાવવું. આ જ વાસ્તવિક દાન

છે, ગુપ્તદાન છે, સંવિભાગ છે, જીવતીજાગતી અને ખેલતી કળા નિર્માણ કરનારું દાન છે.

'दरिद्रान् भर कौन्तेय,' 'दानं संविभागः' આ સૂત્રોને ન ભૂલશો. તમારા શ્રેષ્ઠ પૂર્વજોની આ દાનનીતિ છે. અનીતિ અને આળસને જે પોષે છે તે દાન જ નથી. એ તો અધર્મ છે. એ દાન આપનાર અને લેનાર બંને પાપના ભાગીદાર બને છે. બંને 'अवसि नरक-अधिकारी' છે. એટલે વિવેકની આંખ ખુલ્લી રાખીને દાન કરો. આ જ કર્મ-કુશળતા છે. તમે દયા-ધર્મનું પાલન કરો છો. હૃદયના ગુણની તો રક્ષા કરી, પણ બુદ્ધિના ગુણનો નાશ કર્યો. બુદ્ધિ ને હૃદયનો મેળ નથી હોતો ત્યારે અનર્થ થાય છે. હૃદય કહે છે, 'દયા કરો, દાન કરો.' પરંતુ 'દયા કઈ રીતે કરીએ' એ તો બુદ્ધિ જ શીખવે છે, વિચાર જ જણાવે છે. જ્યાં બુદ્ધિ ને હૃદયનો સંયોગ હોય છે ત્યાં જ યોગ હોય છે, જ્ઞાન અને બુદ્ધિની એકતાનું જ નામ યોગ. આ જ કર્મ-કુશળતા છે. આજે દાન કેવળ એક રૂઢિ છે. આચારમાંથી વિચાર જતો રહે છે એટલે કેવળ નિર્જીવ રૂઢિ જ બાકી રહે છે. એટલે વિવેકયુક્ત દાનધર્મ શીખો. દાન જેવી કોઈ સ્વતંત્ર વસ્તુ જ ન રહેવી જોઈએ. આ જાતનાં ગુપ્તદાન સમાજના રોજના વહેવારમાં થયાં કરે છે. ખાદી દ્વારા એનું પાલન કેવી રીતે થાય એ મેં બતાવી દીધું. એ તમને યોગ્ય લાગતું હોય તો એનો અમલ કરો.

આપણો જન્મ આ ભારતભૂમિમાં થયો છે. આ ભૂમિનો પ્રત્યેક અણુ મારે માટે પવિત્ર છે. સેંકડો શ્રેષ્ઠ સાધુસંતો આ ભૂમિમાં ઉત્પન્ન થયા અને લોકોને જાગ્રત કરતા ઘૂમ્યા.

આ ધૂળને એમના ચરણોનો સ્પર્શ થયો હશે. જાણે આ ધૂળમાં ખૂબ આળોટું એમ થાય છે. 'दुर्लभं भारते जन्म'— મારાં અહોભાગ્ય છે કે હું આ ભૂમિમાં જન્મ્યો. 'હું આ ભારતવર્ષમાં જન્મ્યો'—એ વિચારથી જ કોઈ કોઈ વાર મારી આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગે છે. તમે આવી શ્રેષ્ઠ ભૂમિનાં સંતાન છો. તમે તમને પોતાને ધન્ય માનો. હમણાં જરા બૂરા દિવસો આવી ગયા છે. ક્લેશ, કષ્ટ, અપમાન, સહન કરવાં પડે છે, પણ આ વિપત્તિમાં ધીરજ આપનાર વિચાર પણ પામે જ છે. આપણે બધા આશાપૂર્વક કામ કરીએ, વિવેકપૂર્ણ કાર્ય કરીએ, આપણા જીવનમાં દર્શન દાખલ કરીએ. મને વિશ્વાસ છે કે આ દેશના સારા દિવસો બહુ જલદી આવશે. પરંતુ જરૂર છે સુંદર કાર્યની. એ જ કરો.

१२

# શ્રમદેવની ઉપાસના

### બાહ્ય અનુકરણ

માણસને ઘણુંખરું અનુકરણની ટેવ પડી જાય છે. આકાશમાંના તારા જોઈને જીવ તલસે છે એટલે આપણે આપણાં મંદિરોમાં કાચની હાંડીઓ અને ઝુમ્મરો ટાંગીએ છીએ. આકાશના તારા આનંદ આપે છે, પણ આ હાંડી ઝુમ્મરો તો ઘરમાંની સ્વચ્છ હવાને બાળી મૂકે છે. ચાર મહિનાના વરસાદ પછી ધોવાયેલા આકાશના અગણિત તારાઓ જોઈને આપણે દિવાળી શરૂ કરી. નાનપણમાં અમે એક ઝાડના ફળમાં કોપરેલ ભરીને દીવો સળગાવતા. હવે તો ગામડાંમાં પણ ભયંકર ધુમાડો કાઢનાર ઘાસતેલના દીવા સળગાવવામાં આવે છે. આ જ રીતે ગામડાંમાં આપણે મહાસભાની નકલ કરીએ છીએ; આરંભ સંગીતથી કરીએ છીએ, ભલે પછી લોકો એ ન સમજે. આ ફલાણો ગેટ, આ ઢીંકણો ગેટ — એવાં દરવાજાનાં નામ પણ રાખીએ છીએ. પરંતુ અનુકરણ તો અંદરથી થવું જોઈએ.

### વૈભવ અને વૈરાગ્ય

મારા કહેવાની મતલબ એ છે કે, મહાસભામાં રાષ્ટ્રનો વૈભવ દેખાવો જોઈએ, પરંતુ ખાદીયાત્રા દ્વારા તો એનો વૈરાગ્ય જ પ્રગટ થવો જોઈએ. હિમાલયમાંથી નીકળતી

ગંગા ગંગોત્રી પાસે નાની અને શુદ્ધ છે. પ્રયાગની ગંગામાં નદીઓ નાળાં અને ગટર મળીને એ વૈભવશાળી બની ગઈ છે. બંને જગ્યાએ એ ને એ જ પવિત્ર ગંગાજી છે. પરંતુ ગંગોત્રીની ગંગા પ્રયાગની ગંગાનું અનુકરણ કરવા જાય તો એને પ્રયાગની વિશાળતા પ્રાપ્ત થવાને બદલે એ અસ્વચ્છ, અશુદ્ધ થઈ જશે. મહાસભા જેવી મોટી મોટી પરિષદોમાં રાષ્ટ્રનાં વૈભવ અને સિદ્ધિ પ્રગટ થાય છે. નાનકડી ખાદી-યાત્રામાં વૈરાગ્ય અને શુદ્ધિનું દર્શન થવું જોઈએ. આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ મહાસભાનો વૈભવ ગામડામાં ન લાવી શકીએ. ત્યાં તો ગ્રામવાસીઓનાં હૃદયની તાકાત અને બહાદુરી જ પ્રગટ થવી જોઈએ.

### મુખ્ય વસ્તુ — દેવદર્શન

આપણે ખાદીયાત્રામાં કેમ એકઠા થઈએ છીએ? વ્યાખ્યાન, રમતગમત, રાષ્ટ્રગીત માટે નહિ. ગમે તે તીર્થ-સ્થાન લો. તીર્થસ્થાનમાં મેળો ભરાય છે. બીજી પણ હજારો વસ્તુઓ થાય છે. પરંતુ યાત્રાળુ ત્યાં શા માટે જાય છે? દેવનાં દર્શન માટે. કોઈ પૂછે છે, એ પથ્થરમાં શું ભરી મૂક્યું છે? ભાઈ! પરંતુ યાત્રાળુઓ માટે એ પથ્થર નથી. ઉમરેડ (નાગપુર પાસેનો એક તાલુકો) પાસે રહેનાર એક હરિજનનો છોકરો પંઢરપુર જાય છે. ત્યાં એને કોઈ મંદિરમાં પણ જવા દેતું નથી. પરંતુ એ તો ત્યાં દેવનાં દર્શન કરવા જ ગયો; ભલે આપણે એને પાગલ કહીએ. પંઢરપુરના દેવના સાથે કંઈ લેવાદેવા નથી છતાં, ત્યાં જે મેળો ભરાય છે તેનો લાભ લેવા, એ પ્રસંગે ત્યાં આપણે ખાદી-ગ્રામોદ્યોગ પ્રદર્શન ગોઠવીએ છીએ. પરંતુ આપણો ઉદ્દેશ સફળ નથી થતો. શુદ્ધ ઉદ્દેશને

માટે પણ જનતાને આપણી તરફ ખેંચવી હોય તો હું તો મારો આશય ખુલ્લો તેની આગળ મૂકીને જ ખેંચું. ખાદી-ગ્રામઉદ્યોગનું સ્વતંત્ર મંદિર આપણે કેમ નથી બનાવી શકતા? બીજા મેળાનો લાભ લેવાની આપણને કેમ જરૂર પડે છે?

### પરિશ્રમ જ દેવ છે

ખાદીયાત્રામાં આપણે ખાદી, ગ્રામઉદ્યોગ અને અહિંસાના પ્રેમી કેમ એકઠા થઈએ છીએ? મારા જેવા કેટલાક એવા હશે ખરા કે જેમને બે દિવસ પણ રહેવાની ફુરસદ નહિ હોય. તેઓ અહીંયાં કઈ ખાસ વસ્તુ માટે આવ્યા? મારો જવાબ આ છે — બધા ભેગા મળીને કાંતવા માટે. પરિશ્રમ આપણો દેવ છે, એનાં દર્શન કરવા. ગાંધી સેવા સંઘના સંમેલનમાં સામુદાયિક શરીરશ્રમનો કાર્યક્રમ હોય છે એટલા જ માટે મારી ત્યાં જવાની ઇચ્છા હતી. ખાદીયાત્રામાં આ ગાદી શા માટે? ખાદી અને ગાદી વચ્ચે લડાઈ છે. આ લડાઈમાં ગાદીની જીત થવાની હોય તો આપણે ખાદી છોડી દેવી જોઈએ. દૂબળા પાતળા, અશક્ત અને વૃદ્ધો માટે ગાદીનો ઉપયોગ ભલે થતો રહે. આપણે તો જમીન લીંપીગૂંપીને આપણો મુખ્ય કાર્યક્રમ કરવો જોઈએ. બીજા જ કાર્યક્રમો મુખ્ય થવા માંડે તો એ તો — કોઈ ખેડૂત આપણે ઘેર મહેમાન આવે અને આપણે સુંદર ચોક પૂરીને એની સામે તરેહ તરેહની ચટણી અને અથાણાં ભરીને થાળી મૂકીએ, પરંતુ એમાં કેવળ બે તોલા જેટલી રોટલી મૂકીએ — એના જેવું થયું. એ બિચારો કહેશે, 'ભાઈ, મારી આ રીતે મશ્કરી શા માટે કરો છો?' એ જ રીતે ગામડાના લોકો

કહેશે, 'અમે અહીં મજૂરી કરવા આવીએ છીએ. શું તમે લોકો અમારી મશ્કરી કરવા આવો છો?'

### શ્રીકૃષ્ણ — પ્રતિનિધિ

બીજા લોકો આપણને કહે છે, 'તમારો ધર્મ કેવો છે? શ્રીકૃષ્ણની લોકો જય બોલે છે, પરંતુ એમાં નવ્વાણું જણ ગીતાનું નામ સુધ્ધાં નથી જાણતા.' મને એનું એટલું દુઃખ નથી. ગોપાલકૃષ્ણનું નામ તો સૌ કોઈ જાણે છે ને? એમનું જીવનચરિત્ર તો બધા જાણે છે ને? કૃષ્ણની મહત્તા એમણે ગીતા ગાઈ એ કારણે નથી. એમની મહત્તા તો એમના જીવનને કારણે છે. દ્વારિકાધીશ થયા પછી પણ બધું રાજકાજ સંભાળીને શ્રીકૃષ્ણ કોઈ કોઈ વાર ગોવાળો સાથે રહેવા આવતા, ગાયો ચારતા, છાણ ઉપાડતા. એમને આ બધા કામ પ્રત્યે એટલો પ્રેમ હતો તેથી આજે પણ લોકોનાં અંતરમાં એમને માટે આટલો પ્રેમ છે અને તેઓ એમનું સ્મરણ કરે છે. પરિશ્રમના પ્રતિનિધિ બનીને ભગવાન શ્રીકૃષ્ણ જે કંઈ કરતા તે આપણે, આપણું મુખ્ય કાર્ય માનીને, કરવું છે. એ ઉપરાંત બીજું જે કંઈ કરવું હોય તે કરો. પરંતુ અનુકરણનો અભિનય ન થવો જોઈએ.

મહાત્માજી બિલકુલ કંટાળી ગયા છે. અહિંસાની શક્તિથી આપણે આટલી મજલ કાપી. પણ હવે તો આપણી સરકારને પણ હિન્દુ-મુસલમાનનાં હુલ્લડોમાં પોલીસ અને લશ્કર બોલાવવાં પડે છે. અહિંસાથી આપણે હુલ્લડો શાંત નથી કરી શકતા એ એક રીતે અહિંસાની હાર જ છે. દુર્બળોની અહિંસા શા કામની? કોઈ કોઈ કહે છે, એમાં મંત્રીઓની શી કસૂર છે? હું કહું છું, એમની તલભાર પણ કસૂર નથી.

પરંતુ મંત્રી બનીને પણ આપણે શું આમ જ કરતા રહીશું? અંગ્રેજોના આવ્યા પહેલાં પણ આપણે એમ જ કરતા હતા. જ્યારે જરૂર પડતી ત્યારે અંગ્રેજોનું લશ્કર બોલાવતા. તો પછી ત્યારે અને આજમાં ફેર શો રહ્યો? ગાંધીના દેશભક્ત અનુયાયીઓ પણ અંગ્રેજોના લશ્કરનું શરણ લે છે એનો અંગ્રેજોને કેટલો આનંદ થતો હશે? લશ્કર વગર કામ જ ન ચાલતું હોય, તો આપણું લશ્કર ઊભું કરો. આજે તો લશ્કરમાં વીણી વીણીને નામરદ લોકોની ભરતી કરવામાં આવે છે. તમે, કાંઈ નહિ તો, એમ તો નહિ કરો. તમે દેશની સ્થિતિ જાણનાર લોકોની ભરતી લશ્કરમાં કરશો.

મહાત્માજીએ પોતાના બે લેખોમાં એ વસ્તુ સ્પષ્ટ કરી દીધી છે કે, અહિંસા વીરોની હોવી જોઈએ, દુર્બળોની બિલકુલ નહિ. જ્યારે શરીર પર શસ્ત્રનો ઘા થાય છે ત્યારે જ વીરતાની પરીક્ષા થાય છે. અહિંસાની વાતો ગૌરવથી કરશો અને મરવાથી ડરશો, તો ખરે પ્રસંગે તમને જણાશે કે તમે કાયર છો.

મહાસભાના એકત્રીસ લાખ સભાસદો થઈ ગયા છે. પણ સંખ્યાને આપણે શું કરીએ? જેમને રોજ એક જ વાર રોટલો મળે છે એવા બધાને સભાસદ બનાવી દઈએ, તો પાંત્રીસ કરોડ સભાસદો થઈ જાય. બંને વખત ખાનારને બનાવી દઈએ તો સહેજે ચાર પાંચ કરોડ એમાંથી ઓછા કરવા પડે. સિંધિયા પાસે સાઠ હજારનું લશ્કર હતું અને હોલકર પાસે ચાળીસ હજારનું. પરંતુ વેલેસ્લીએ પાંચ હજારના લશ્કરથી એમને હરાવ્યા. શાથી? જ્યારે વેલેસ્લીએ ચડાઈ કરી ત્યારે સિંધિયાના દસ હજાર જુવાનો ઝાડે ફરવા

ગયા હતા અને દસ હજાર ગૂમ થયા હતા. આવા નમાલાગીરો શા કામના? અને વળી અહિંસાની લડાઈમાં તો આવા માણસોથી કામ નહિ જ ચાલે. વડ નીચે આરામ લેવા જે લોકો આવે છે તેઓ તેની છાયાનો લાભ લે છે, પરંતુ તેઓ-માંથી કોઈ એના કામમાં નહિ આવે.

પ્રધાનપદાં સ્વીકારવાથી લાભ તો જે થયો હોય તે ખરો, પણ એક બહુ ભારે નુકસાન થયું. લોકોની સ્વાવલંબનની હિંમત ઘટી ગયેલી દેખાય છે. એક તરફ પેલો ડોસો (ગાંધીજી) તદ્દન વ્યાકુળ થઈ રહ્યો છે. સંયુક્તપ્રાંતની ધારાસભામાં ગુલ્લાડ વિષે ચર્ચા થાય છે અને મુસલમાનો તરફથી ફરિયાદ આવે છે કે, મંત્રી જનતાનું સારી રીતે રક્ષણ ન કરી શક્યા. આપણે હિંસાનો જ માર્ગ લેવો હોત, તો આ અઢાર વરસ આપણા સારામાં સારા લોકોને અહિંસાનું શિક્ષણ આપવામાં ગાળવાની મૂર્ખાઈ શા માટે કરી હોત? આ નવયુવાનોને પણ જર્મની અને ઇટાલીની પેઠે ઉત્કૃષ્ટ લશ્કરી શિક્ષણ ન આપ્યું હોત? તેથી ગાંધીજી કહે છે કે, મારો માર્ગ બહાદુરોના માર્ગ તરીકે ઠીક લાગતો હોય તો એ સ્વીકારો, નહિ તો છોડી દો.

## ગરીબોની સત્તા

પૌનારમાં હું મજૂરો સાથે કણ્ણુંમણુ છું. મેં એમને કહ્યું, તમે લોકો તમારી મજૂરી એકઠી કરીને બધા સરખે ભાગે વહેંચી લો. તમને કદાચ આશ્ચર્ય થશે, પણ મજૂરોએ કહ્યું, 'સારું, કંઈ વાંધો નથી.' પરંતુ આ ઠરાવનો અમલ કેવી રીતે થાય? એમનાથી અલગ રહીને? જ્યારે હું પણ એમની સાથે ભળી જાઉં ત્યારે અમે બધા મળીને

એનો અમલ કરીશું. તમારી હજાર પ્રવૃત્તિઓ છોડીને તમારે આ સાચી રાજનીતિ તરફ ધ્યાન આપવું જોઈએ. મજૂરોની મજૂરીની શક્તિ પ્રગટ થવી જોઈએ. તમે ગરીબોના હાથમાં સત્તા આપવા માગો છો ને ? ત્યારે તો એમના હાથનો ખૂબ ઉપયોગ થવા દો. બચપણમાં અમે એક શ્લોક ઘણી વાર વાંચતા — 'कराग्रे वसते लक्ष्मी'— આંગળીઓના અગ્ર ભાગમાં લક્ષ્મી નિવાસ કરે છે. તો પછી આ આંગળીઓનો ઠીક ઠીક ઉપયોગ થવો જરૂરી નથી ? એમાં ઉત્તમ કળાકૌશલ આવવું જરૂરી નથી ? આપણે વિદેશી વસ્ત્ર બહિષ્કાર સમિતિ બનાવીએ છીએ. એમાં ગાદી, કલમ, કાગળ અને બીજી હજારો વસ્તુઓ હોય છે. પણ રેંટિયો પીંજણ ન મળે. ગાંધી સેવા સંઘમાં દર મહિને હજાર વાર કાંતવાનો નિયમ છે. પરંતુ એનું પણ સારી રીતે પાલન નથી થતું એવી ફરિયાદ છે. આ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનાં લક્ષણ નથી. આમ જ હોય તો સ્વરાજ્ય સ્વમવત્ છે. જ્યાં સુધી મજૂરો સાથે મહેનત કરવા આપણે તૈયાર નહિ થઈએ ત્યાં સુધી એમનો અને આપણો 'ગોપાલ-કાલા'* કેમ થશે ? જ્યાં સુધી આપણે એમનામાં હળીમળી નહિ જઈએ ત્યાં સુધી આપણી અહિંસાની શક્તિ પ્રગટ નહિ થાય.

### કંતામણના દર

કંતામણની મજૂરીના દર વધારવાના છે તેની સામે કેટલાક લોકોની ફરિયાદ છે. કેટલાક કહે છે, મજૂરી ગમે તેટલી વધારો પણ ખાદી સસ્તી રહેવી જોઈએ. આ દલીલ

* જંગલમાં બધા ગ્વાલ–બાલ (ગોપાલ) પોતપોતાનું ભાથું એકઠું કરીને ખાય છે એને માટે મહારાષ્ટ્રમાં આ શબ્દ પ્રચલિત છે.

સામે અર્થશાસ્ત્રી શું પોતાનું માથું કૂટે ? કંતામણના ભાવ વધારીને ખાદી સસ્તી કેવી રીતે કરી શકાય ? એનો પણ મેળ બેસાડવામાં કદાચ સફળતા મળે; પણ એને માટે યંત્ર, તોપ, વિમાન વગેરેની મદદ લેવી પડશે. શહેરમાં રહેનાર જમનાલાલજી કહે કે, ખાદી સસ્તી મળવી જોઈએ, તો ભલે કહે. પણ ગામડાના લોક પણ આમ જ કહે છે ત્યારે આશ્ચર્ય થાય છે. તમે કહો છો કે મજૂરોને જીવવા લાયક અનુકૂળતા હોય. અંગ્રેજો પણ દિલોજાનથી એમ જ ઇચ્છે છે કે, આપણે જીવીએ અને જન્મભર એમની મજૂરી કરીએ.

### મજૂર અને વ્યવસ્થાપક

ખાદીકામનો વ્યવસ્થાપક વીસ રૂપિયા પગાર લે તો તે ત્યાગી મનાય છે. પોતાના અંગત કામ માટે અથવા માંદગીને કારણે તેને ચડતે પગારે રજા મળી શકે છે. પરંતુ તેના હાથ નીચે કામ કરનારાને કેવળ દોઢ આનો મજૂરી મળે છે. અંગત કામ માટે કે માંદગીને કારણે તેને રજા ન મળે. હા, વગર પગારે જોઈએ તેટલી રજા મેળવવાની એને સરળતા છે. બિચારા આ મજૂરોને ખાદીયાત્રામાં આવવું હોય તો પોતાની રોજી ખોઈને આવવું પડે છે, અને એ ઉપરાંત અહીંનું ખર્ચ પણ આપવું પડે છે. આ સરખામણી કદાચ કડવી લાગે, પણ કડવા મીઠાનો સવાલ નથી. સવાલ તો સાચજૂઠનો છે.

કેટલાક લોકો કહે છે, સમાજવાદીઓએ મજૂરોને ફોસલાવીને પોતાના પક્ષના કરી લીધા છે. તેથી આપણે મજૂરો પાસે જઈને એમને સમાજવાદીઓની ચુંગલમાંથી છોડાવવા જોઈએ. પરંતુ મજૂરોમાં તમે કઈ રીતે પ્રવેશ

કરવા માગો છો? અહિંસક રીતે એમની સાથે ભળવું હોય તો વ્યવસ્થાપક અને મજૂરમાં આજે જે અંતર છે તે ઘટતું જ જવું જોઈએ. વ્યવસ્થાપકોએ મજૂર જેવા બનવું જોઈએ, મજૂરોનું વેતન વધારવું જોઈએ. 'મજૂરોનું વેતન વધારીને એમનો બીજો એક વિશેષ વર્ગ નિર્માણ કરશો,' એવો આક્ષેપ પણ કેટલાક કરે છે. તો પછી મારા પર પણ એવો જ આક્ષેપ કેમ ન કરવામાં આવે કે, હું દેશની સેવા કરનાર દેશસેવકોનો એક ખાસ વર્ગ બનાવવા મંડ્યો છું? મજૂરીના દર વધાર્યા વગર હું મજૂરો સાથે એકરૂપ કેવી રીતે થઈ શકું? એમનો અને મારો 'ગોપાલ-કાલા' કેવી રીતે થઈ શકે?

## શ્રમની પ્રતિષ્ઠા

કિશોરલાલભાઈનો આગ્રહ હતો કે, શિક્ષકોને ઓછામાં ઓછા પચીસ રૂપિયા માસિક પગાર મળવો જોઈએ. પૌનારના માસ્તરોને માસિક સોળ રૂપિયા મળે છે. મજૂરોને એમની ઈર્ષ્યા આવે છે. ત્રણ વરસ પહેલાં મારો જીવ ઊડી ગયો હતો તે કંતામણના ભાવ વધતાં જ પાછો ઠેકાણે આવ્યો. બિચારાઓને દસ દસ કલાક મહેનત કરવી પડે છે ત્યારે ઘણી મુશ્કેલીથી ચાર આના મળે છે. અને અહીં તો ઓછામાં ઓછું ખર્ચ છ આના છે. પછી કહો, કેવી રીતે હું એમનામાં ભળી શકું?

આજે તો શ્રમની પ્રતિષ્ઠા કેવળ વાઙ્મય — સાહિત્ય — માં છે. એથી કંઈ ફાયદો નથી. શ્રમનું વધારે મહેનતાણું આપવું એ જ એની વાસ્તવિક પ્રતિષ્ઠા વધારવા બરાબર છે, અને એનો આરંભ તમારે મારે બધાએ મળીને કરવાનો છે.

અહીં આટલા ખાદીધારી લોકો આવે છે, પણ બધા પોતપોતાનાં રેંટિયા કે તકલી નથી લાવતા. અહીં તકલી ભૂલીને આવવું એ જાણે હજામ પોતાનો અસ્તરો ભૂલીને આવે એવું છે. આપણે અહીં રમત કરવા નથી આવતા. આપણી ખાદીયાત્રામાં વૈરાગ્યનો વૈભવ અને શ્રમની શક્તિ પ્રગટ થવાં જોઈએ.

१३

# રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર

આજ સુધી આપણે ખાદીનું કાર્ય શ્રદ્ધાથી કર્યું છે. હવે એ કાર્ય શ્રદ્ધા સાથે વિચારપૂર્વક કરવાનો સમય આવ્યો છે. ખાદીવાળા જ આ સમય લાવ્યા છે, કારણ કે એમણે જ ખાદીના દર વધાર્યા છે.

સન ૧૯૨૦માં અમે સત્તર આને વાર ખાદી ખરીદી હતી. પણ સસ્તી કરવાના ઇરાદાથી ભાવ ઓછો કરતાં કરતાં એ ચાર આને વાર પડવા લાગી. ચારે તરફ 'યંત્ર-યુગ' હોવાને કારણે, કાર્યકર્તાઓએ મિલના ભાવો દૃષ્ટિ આગળ રાખીને ધીરે ધીરે કુશળતાપૂર્વક એ સસ્તી કરી. આ હેતુ પાર પાડવા માટે જ્યાં ગરીબાઈ હતી એ સ્થાનોમાં ઓછામાં ઓછી મજૂરી આપીને ખાદીઉત્પત્તિનું કાર્ય ચલાવવું પડ્યું. લેનારાઓએ પણ આવી ખાદી સસ્તી હતી તેથી લીધી. મધ્યમ વર્ગના લોકો કહેવા લાગ્યા: હવે ખાદી વાપરી શકાય એમ છે, કારણ કે એના ભાવ મિલકાપડના જેટલા જ થઈ ગયા છે; એ ટકાઉ પણ વધારે છે અને મોંઘી પણ નથી. અર્થાત્ 'धुडमुली और दुधार' (સસ્તી અને દુધાળ) એ કહેવત મુજબ ખાદીરૂપી ગાય લોકોને જોઈતી હતી. એમને એ એવી મળી ગઈ અને તેઓ માનવા લાગ્યા કે, ખાદી વાપરીને અમે મહાન દેશસેવા કરી રહ્યા છીએ.

મજૂરોને હવે વધારે મજૂરી આપવામાં આવે, એમને રોજના આઠ આના મળવા જોઈએ, એ વાત ગાંધીજીએ, આપણી સામે મૂકી છે. શું આ મૂરખ માણસનો બકવાટ છે? કે સાઠી બુદ્ધિ નાઠી? કે એમના કહેવામાં કંઈ સાર પણ છે? —એનો આપણે વિચાર કરવો જોઈએ. આપણે હજી સાઠની અંદર છીએ, દુનિયાથી કંટાળી ગયા નથી, હજી આપણે દુનિયામાં રહેવું છે. આ વિચારો આપણને ન ગમતા હોય, તો એ ઘેલા લોકોની ધૂન સમજીને આપણે છોડી દઈ શકીએ. ખરી વાત તો એ છે કે, જ્યારથી ખાદીની મજૂરી વધી ત્યારથી મારામાં જાણે નવો જીવ આવ્યો. પહેલાં પણ હું આ જ કામ કરતો હતો. હું વ્યવસ્થિત કાંતનારો છું. ઉત્તમ પૂણી અને દોષ વગરનો રેંટિયો હું વાપરું છું. કાંતતી વખતે મારું સૂતર તૂટતું નથી, એ તમે હમણાં જોયું જ છે. હું શ્રદ્ધાપૂર્વક, ધ્યાનપૂર્વક કાંતું છું. આ રીતે આઠ કલાક કામ કરવા છતાં મારી મજૂરી સવાબે આના થતી હતી. કરોડ દુખવા માંડતી. સતત આઠ કલાક કામ કરતો હતો. મૌન-પૂર્વક કાંતતો હતો. એક વાર પલાંઠી વાળી કે ચાર કલાક સુધી એ જ આસને કાંતતો રહેતો, તોપણ હું સવાબે આના જ કમાઈ શકતો. આખા રાષ્ટ્રમાં આનો પ્રચાર કેવી રીતે થાય એનો વિચાર હું કરતો રહેતો હતો. આ મજૂરી વધી તેથી મને આનંદ થયો, કારણ કે હું પણ એક મજૂર જ છું. 'ઘાયલની ગત ઘાયલ જાણે.'

મારા હાથના સૂતરનું ધોતિયું પાંચ રૂપિયાની કિંમતનું હોય, તોપણ પૈસાદાર લોકો એ બાર રૂપિયામાં ખરીદવા તૈયાર છે. તેઓ કહે છે, 'આ આપના સૂતરનું છે તેથી અમે

લઈએ છીએ.' એમ શા માટે? હું મજૂરોનો પ્રતિનિધિ છું. જે મજૂરી મને આપો છો તે એમને પણ આપો. એવી પરિસ્થિતિમાં મને એ જ ચિંતા થઈ કે, આટલી સસ્તી ખાદી કેવી રીતે જીવતી રહી શકશે? હવે મારી એ ચિંતા દૂર થઈ છે. પહેલાં કાંતનારને ચિંતા રહેતી કે ખાદી કેવી રીતે ટકશે? આજે એવી જ ચિંતા ખાદી પહેરનારાઓને થાય છે.

દુનિયામાં ત્રણ પ્રકારના લોકો હોય છે: (૧) ખેડૂત, (૨) બીજો ધંધો કરનારા, અને (૩) કંઈ પણ ધંધો ન કરનારા, જેમ કે વૃદ્ધ, રોગી, બાળક, બેકાર વગેરે. અર્થશાસ્ત્રનો — સાચા અર્થશાસ્ત્રનો — એ નિયમ છે કે આ ત્રણે વર્ગોમાં જેઓ પ્રામાણિક છે તે બધાને પેટપૂર અન્ન, વસ્ત્ર અને આશ્રયની આવશ્યક સગવડ હોવી જ જોઈએ. કુટુંબ પણ આ જ સિદ્ધાંત પર ચાલે છે. કુટુંબની પેઠે સમસ્ત રાષ્ટ્રમાં પણ ચાલવું જોઈએ. એનું જ નામ 'રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર' — 'સાચું અર્થશાસ્ત્ર'. આ અર્થશાસ્ત્રમાં સૌ પ્રામાણિક માણસો માટે પૂરી સગવડ હોવી જોઈએ. આળસુ એટલે કે અપ્રામાણિક લોકોના પોષણનો ભાર ગષ્ટ્ર ઉપર ન હોઈ શકે.

ઇંગ્લંડ જેવા દેશોમાં (જે યંત્ર-સામગ્રીથી સંપન્ન છે) બીજા દેશોની સંપત્તિ ખેંચાઈ આવે છે, બધાં બજારો ખુલ્લાં છે, નાના પ્રકારની અનુકૂળતાઓ છે, તોપણ ત્યાં બેકારી છે. એમ શાથી? એનું કારણ યંત્ર છે. આ બેકારીના કારણે દર અઠવાડિયે બેકારોને ભિક્ષા (dole) આપવી પડે છે. એવા ૨૦-૨૫ લાખ બેકારોને કામ આપ્યા વગર ખોરાક આપવો પડે છે. તમે કહો છો કે ભિખારીઓને કામ કર્યા વગર

અન્ન ન આપો. પણ ત્યાં અન્નદાનનો રિવાજ ચાલુ છે. એ લોકોને કામ આપો. એમને કામ આપવું એ કર્તવ્ય છે. 'કામ આપો, નહિ તો ખાવાનું આપો' — એ નીતિ ઇગ્લંડમાં છે, તો આખી દુનિયામાં કેમ ન હોય? અહીં પણ એ નીતિ લાગુ પાડો. પણ અહીં એ લાગુ પડતાં દોઢ કરોડ માણસોને કામ આપ્યા વગર અન્ન આપવું પડશે. અહીં ઓછામાં ઓછાં દોઢ કરોડ માણસો એવાં નીકળશે. આ હું હિસાબ જોઈને કહું છું. આટલા લોકોને અન્ન કેવી રીતે અપાશે? નહિ આપી શકાય; આપવાનું નક્કી કરો તોયે નહિ આપી શકાય. ઇગ્લંડવાળા આપી શકે છે, કારણ કે તેઓ બીજા દેશોની સંપત્તિ લૂટી લાવે છે. પ્રામાણિકતાથી રાજ કરવું હોય તો એમ કરવું સંભવિત નથી.

હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે, તોપણ અહીં એવો કોઈ ધંધો નથી કે જે ખેતીની સાથે સાથે થઈ શકે. જે દેશમાં કેવળ ખેતી જ થાય છે એ રાષ્ટ્ર દુર્બળ મનાય છે. અહીં હિન્દુસ્તાનમાં તો ૭૫ ટકાથી પણ વધારે ખેડૂતો છે. અહીંયાંની જમીન પર ઓછામાં ઓછાં દશ હજાર વરસથી ખેતી થાય છે. અમેરિકા હિન્દુસ્તાન કરતાં ત્રણગણો મોટો દેશ છે, પણ ત્યાંની વસ્તી ફક્ત બાર કરોડ છે. ત્યાં ખેતી ફક્ત ચારસો વરસથી જ થાય છે, એટલે ત્યાંની જમીન ફળદ્રુપ છે અને એ દેશ સમૃદ્ધ છે. આપણા દેશના ખેડૂતોના હાથમાં બીજા પણ ધંધા આપવામાં આવે તો જ તેઓ ટકી શકશે. ખેડૂત એટલે (૧) ખેતી કરનાર, (૨) ગોપાલન કરનાર, અને (૩) પીંજીને કાંતનાર. ખેડૂતની આવી વ્યાખ્યા કરવામાં આવે તો જ હિન્દુસ્તાનમાં ખેતી ટકી શકશે.

મતલબ કે, આ ચાલુ પદ્ધતિ બદલવી જ પડશે. ઘણા લોકો દુઃખ વ્યક્ત કરે છે કે, ખાદીનો પ્રચાર થવો જોઈએ એટલો નથી થતો. પણ એમાં દુઃખ નહિ, આનંદ છે. ખાદી કાંઈ બીડીનાં બંડલ કે લિપ્ટનની ચા નથી. ખાદી એક વિચાર છે. આગ લગાડવાનું કહો તો વાર ન લાગે. પણ ગામ વસાવવાનું કહો તો એને માટે કેટલો સમય લાગશે એનો પણ વિચાર કરો. ખાદી રચનાત્મક કામ છે, વિધ્વંસનું નથી. આ વિચાર અંગ્રેજોના વિચારનો શત્રુ છે. એટલે ખાદીની પ્રગતિ ધીમી છે એનું દુઃખ નથી, એ તો સદ્‌ભાગ્ય જ છે. પહેલાં આપણું રાજ્ય હતું ત્યારે ખાદી હતી જ, પણ એ ખાદીમાં ને આજની ખાદીમાં ફરક છે. આજની ખાદીમાં જે વિચાર છે તે એ સમયે નહોતો. આજે આપણે ખાદી પહેરીએ છીએ એનો શો અર્થ છે, એ આપણે સારી રીતે સમજી લેવું જોઈએ. આખી દુનિયામાં ચાલતા પ્રવાહની વિરુદ્ધ જવું એ આજની ખાદીનો અર્થ છે. એ પાણીના પ્રવાહની સામે જવા જેવું છે. એટલે જ્યારે આપણે આ ઘણોખરો પ્રતિકૂળ પ્રવાહ — પ્રતિકૂળ સમય — જીતી શકીશું ત્યારે જ ખાદી આગળ વધી શકશે. 'આ પ્રતિકૂળ સમયનો સંહાર કરનારી હું છું' એમ એ કહી શકશે. 'कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः' એવું પોતાનું વિરાટ સ્વરૂપ એ બતાવશે. એટલે જો ખાદીની મિલકાપડ સાથે તુલના કરી તો એ મરી ગઈ સમજો. એથી ઊલટું ખાદીએ આમ કહેવું જોઈએ, 'હું મિલની સરખામણીમાં સસ્તી નહિ, મોંઘી છું. હું મૂલ્યવાન છું. જે વિચારશીલ માણસો છે તેમને હું અલંકૃત કરું છું. હું કેવળ શરીર ઢાંકવા માટે નથી આવી; હું તો તમારું મન

દરખ્ કરવા આવી છું.' આવી ખાદી એકાએક કેવી રીતે ઉત્પન્ન થશે? એ ધીરે ધીરે જ આગળ વધશે, અને વધશે તેટલું પાકે પાયે વધશે. ખાદી ચાલુ વિચારોની વિરોધી હોવાને કારણે, એ પહેરનારાઓની ગણના પાગલોમાં થશે.

હમણાં મેં જે ત્રણ વર્ગ કહ્યા — ખેડૂત, અન્ય ધંધો કરનાર, અને જેમની પાસે ધંધો નથી એવા — એ બધા પ્રામાણિક માણસોને આપણે અન્ન આપવું છે. એ કરવાને માટે ત્રણ શરતો છે. એક તો, સૌથી પહેલાં ખેડૂતની વ્યાખ્યા બદલો. (૧) ખેતી, (૨) ગોરક્ષણ, અને (૩) કાંતવાનું કામ કરનારા, એ બધા ખેડૂત છે — એવી ખેડૂતની વ્યાખ્યા કરવી જોઈએ. અન્ન, વસ્ત્ર, બળદ, ગાય, દૂધ — આ વસ્તુઓ માટે ખેડૂત સ્વાવલંબી હોવો જોઈએ. આ એક શરત થઈ. બીજી શરત એ છે કે, જે વસ્તુઓ ખેડૂત તૈયાર કરે તે બધી બીજાઓએ મોંઘી ખરીદવી જોઈએ. ત્રીજી શરત એ કે, એ વસ્તુઓ સિવાયની બીજી જે વસ્તુઓ ખેડૂતને ખરીદવી હોય તે એને સસ્તી મળવી જોઈએ. અન્ન, વસ્ત્ર, દૂધ એ વસ્તુઓ મોંઘી; પણ ઘડિયાળ; પ્યાલા, એ વસ્તુઓ સસ્તી હોવી જોઈએ. ખરું જોતાં દૂધ મોંઘું હોવું જોઈએ, પણ એ છે સસ્તું; અને પ્યાલા સસ્તા હોવા જોઈએ, પણ એ છે મોંઘા; એ આજની સ્થિતિ છે. સારામાં સારા પ્યાલા સસ્તા અને મધ્યમ દૂધ પણ મોંઘું, એ વિચાર રૂઢ કરવો જોઈએ. આ જાતનું અર્થશાસ્ત્ર તમારે તૈયાર કરવું જોઈએ. ખાદી, દૂધ અને અનાજ સસ્તાં હોય એ સ્થિતિમાં રાષ્ટ્ર સુખી થઈ શકશે? થોડાક ગણ્યાગાંઠ્યા નોકરોને નિયમિત રીતે સારું વેતન મળે છે; એમની વાત જવા દો. જે રાષ્ટ્રમાં ૭૫ ટકા ખેડૂતો હોય તેમાં

જો આ વસ્તુઓ સસ્તી હોય તો રાષ્ટ્ર કેવી રીતે સુખી થશે? એને સુખી કરવા માટે ખાદી, દૂધ, અનાજ એ ખેડૂતોની વસ્તુઓ મોંઘી અને બાકીની વસ્તુઓ સસ્તી હોવી જોઈએ.

લોકો મને કહે કે, 'આ તમારા વિચાર પ્રતિગામી છે. આ વીસમી સદીમાં તમે ગાંધીવાળાઓ યંત્રવિરોધ કરી રહ્યા છો.' પણ હું કહું છું કે, શું તમે અમારું મન જાણનારા છો? અમે બધા યંત્રવિરોધી છીએ એ તમે કેવી રીતે સમજી ગયા? હું કહું છું કે અમે યંત્રવાળા જ છીએ. એકદમ તમે અમને સમજી શકો એટલી આ વાત સહેલી નથી. અમે તો તમને પણ હજમ કરી જનારા છીએ. હું એમ કહું છું કે, તમે યંત્રોની શોધ કરી છે ને? અમને પણ એ માન્ય છે. ખેડૂતોની વસ્તુઓ છોડીને બાકીની વસ્તુઓ સસ્તી કરો. ખેડૂતના ધંધા સિવાયના બીજા ધંધા પર તમારી યંત્રવિદ્યા ચલાવો અને એ બધી વસ્તુઓ સસ્તી થવા દો. પણ આજે તો એથી ઊલટું થાય છે. ખેડૂતોની વસ્તુઓ સસ્તી, અને યંત્રો હોવા છતાં યંત્રોની બધી વસ્તુઓ મોંઘી. હું ખાદીવાળો છું તોપણ એમ નથી કહેતો કે, ચકમકથી અગ્નિ ચેતાવો. મારે પણ દીવાસળી જોઈએ. ખેડૂતોને એક પૈસાની પાંચ પેટી કેમ નથી આપતા? તમે કહો છો કે તમે વીજળી તૈયાર કરી, અને ગામડાંને એની જરૂર છે, તો આપોને આખા મહિનાનો અરધો આનો લઈને! તમે ખુશીથી યંત્રો કાઢો, પણ એનો ઉપયોગ હું કહું છું એવો થવો જોઈએ. કેળાં ચાર આને ડઝન હોવાં જોઈએ, અને તમારાં યંત્રોથી બનેલી વસ્તુઓ એક બે પૈસામાં મળવી જોઈએ. ખેડૂત પાસેથી માખણ તમારે બે રૂપિયે શેરના ભાવે ખરીદવું જોઈએ. તમે

કહો કે આ તો અમને ઠીક નથી લાગતું, તો ખેડૂત પણ કહી દે કે, આ વસ્તુઓ અમે જ ખાઈશું, અમારા ખાધા પછી બચશે તો તમને આપીશું. મને કહો કે કયો ખેડૂત આનો વિરોધ કરશે ?

એટલે આ ખાદીનો વિચાર સમજી લેવો જોઈએ. ઘણા લોકો સમક્ષ આ સમસ્યા છે કે, ખાદી મોંઘી થઈ તો શું થશે? પણ કોનું શું થશે? ખેડૂતોને ખાદી ખરીદવાની નથી, વેચવાની છે. એટલે એ એમને માટે મોંઘી નથી; એમણે બીજાઓને મોંઘી વેચવાની છે.

## ૧૪

# 'વૃક્ષશાખા'-ન્યાય

### મહાસભા અને કિસાન સભાઓ

મારો ચોક્કસ અનુભવ છે કે શહેરીઓ કરતાં ગામડિયા વધારે બુદ્ધિમાન હોય છે. શહેરીઓ જડ છે, જડ સંપત્તિની સોબતથી જડ થઈ ગયા છે.

ગામડાંની જાગ્રતિ વિષે આજે હું બે શબ્દો કહીશ. આજકાલ ખેડૂતોના સંગઠન માટે કિસાન સભાઓ વગેરે સ્થાપવામાં આવે છે. લોકો મને પૂછે છે, 'કિસાન સભાઓ સ્થપાય છે એ જોઈને તમને કેમ લાગે છે?' હું કહું છું, 'શું હું એટલો જડ છું કે કિસાન સભાઓની સ્થાપનાથી ખુશ ન થાઉં?' કિસાન સભાઓ બનવી જોઈએ અને ગામેગામ બનવી જોઈએ. પરંતુ એ સંબંધમાં બે વસ્તુઓ પર ધ્યાન આપવું જોઈએ. વૃક્ષની ડાળી જ્યાં સુધી વૃક્ષ સાથે જોડાયેલી રહેશે ત્યાં સુધી જ તેને પોષણ મળશે. જુદી પડતાં એ તો સુકાઈ જ જશે, પરંતુ વૃક્ષને પણ નુકસાન પહોંચાડશે. પચાસ વરસ પહેલાં રોપેલા જે વૃક્ષની છાયામાં આ સભા થઈ છે એને છોડીને કિસાન સભાઓ અલગ થઈ જશે તો એથી એમને તો નુકસાન થશે જ, પરંતુ વૃક્ષને પણ નુકસાન પહોંચશે. તેથી કિસાનોનું આખું સંગઠન મહાસભાને અનુકૂળ જ હોવું જોઈએ. 'મહાસભાને અનુકૂળ'નો અર્થ એ

નથી કે તેઓ પોતાના નામ સાથે કેવળ 'મહાસભા' શબ્દ જોડી દે. આજકાલ 'સ્વરાજ્ય' શબ્દનું માહાત્મ્ય છે. તેથી કેટલીય સંસ્થાઓ પોતાના નામ સાથે એને જોડી દે છે — જેમ કે 'વર્ણાશ્રમ-સ્વરાજ્ય-સંઘ'. હું આ જાતની અનુકૂળતા નથી કહેવા માગતો. 'મહાસભાને અનુકૂળ'નો અર્થ એ છે કે એમની વૃત્તિ અને દૃષ્ટિ પોતાની ચળવળથી મહાસભાની શક્તિ વધારવાની હોવી જોઈએ.

મહાસભાના હાથમાં સત્તા આવી ગઈ છે, એનો શો અર્થ છે? દહીંમાંથી બધુ માખણ કાઢી લીધા પછી છાશનો ચોથો ભાગ સરકારે આપણે માટે રાખ્યો છે. આ જ ચાર આની છાશ અગિયારેય પ્રાંતોમાં વહેંચી દેવામાં આવી છે. એમાંથી સાત પ્રાંતોમાં આપણી સત્તા છે. એટલે કે અઢી આની છાશ આપણે ભાગે આવી છે. તમે પૂછશો, 'તો પછી એ સ્થિતિ આપણે શા માટે મંજૂર કરી?' મારો જવાબ આ છે — 'ફાચર મારવા માટે.' હિન્દના મોટા મોટા નેતાઓએ નિશ્ચય કર્યો કે, બ્રિટિશ સત્તાના કિલ્લામાં જે જરા જેટલી નરાડ પડી છે એમાં ફાચર મારવામાં આવે. આ પ્રવૃત્તિમાં ફાચર જ તૂટી જવાનો અંદેશો હોત તો આ સ્થિતિ કદાપિ ન સ્વીકારી હોત. પરંતુ એમને વિશ્વાસ છે કે એમની ફાચર પોલાદની બનેલી છે. પણ કેવળ ફાચર મારવાથી કામ નથી ચાલતું. એ યાદ રાખવું જોઈએ. એના પર ઘણના ઘા પણ મારવા પડે છે. આપણી ચળવળો એ ફાચર પર મારવાના ઘા છે.

આથી કરીને આપણે ચળવળો બહુ કુશળતાપૂર્વક કરવી જોઈએ. જેમને આપણે આપણા મત આપીને મોકલ્યા છે

એમના કામમાં આપણી ચળવળથી મદદ જ પહોંચે એની સાવધાની રાખવી જોઈએ. આપણી માગણીઓ એવી હોય અને એવી રીતે રજૂ કરવામાં આવે કે આપણા પ્રતિનિધિઓ સૂવા તો ન પામે; પરંતુ તેમની શક્તિ પણ કોઈ રીતે ઓછી ન થવા પામે.

હું ક્રોધી આદમી છું. ક્રોધી અને સાચા માણસની જીભે ઘણું ખરું ચળ આવે છે. તુકારામને એમ જ થયું હતું. 'મારા મોઢામાં ખંજવાળ આવે છે' એમ કહીને એમણે ભગવાનને ખૂબ ખરી ખરી વાતો સંભળાવી. હું એમ નથી કહેતો કે કિસાન સભાવાળા ઓછા જોરથી બોલે; પરંતુ તુકારામની પેઠે એમનું જોર પ્રેમનું હોવું જોઈએ. તો એમનું જોર એમના પ્રેમનું લક્ષણ ગણાશે. વગર પ્રેમનું જોર બતાવવાનું પરિણામ એ આવશે કે, જેમની સાથે આપણે બધા એક થઈને લડવા માગીએ છીએ તેઓ સુરક્ષિત રહેશે અને જેમને આપણે ચૂંટી મોકલ્યા છે એમની સાથે આપણે લડતા રહીશું.

લગની ગમે તેટલી હોય, પણ બુદ્ધિ ગઈ તો બધુ જ ગયુ. બોલવામાં હમેશાં વિવેક રાખવો જોઈએ. આપણે જે કંઈ કહીએ તેનાં પ્રમાણો અને આંકડા રજૂ કરવાં જોઈએ. સ્વરાજ્ય છે તો લાડુ; પરંતુ મેથીનો લાડુ છે. એમાં જવાબદારીની કડવાશ છે. આપણે સ્વરાજ્ય શા માટે ઇચ્છીએ છીએ? — એટલા માટે કે, મુશ્કેલીઓ દૂર કરવા માટે પોતાની બુદ્ધિ ચલાવવાની તક આપણને મળે. આજે આપણે કંઈ પણ કરવું પડતું નથી તેથી જડ બની ગયા છીએ. કાલે અંગ્રેજો અહીંથી પોતાનું લશ્કર ખસેડી લે તો આપણે મુશ્કેલીમાં આવી પડીશું; પરંતુ આપણે એ ઇચ્છીએ છીએ

કારણ કે ત્યારે જ આપણને આપણી બુદ્ધિ ચલાવવાની તક મળશે. આપણને જે નરમ ભાત આપવામાં આવે છે તે આપણે નથી જોઈતો. આપણે તો જાડા કડક રોટી જોઈએ. બુદ્ધિમત્તાનાં જે જે ક્ષેત્રો આપણે માટે બિલકુલ બંધ હતાં તે આજે થોડાંઘણાં ખોલવામાં આવ્યાં છે. એટલે સ્વરાજ્યની જવાબદારીનો ખ્યાલ રાખીને ખેડૂતોએ પોતાની ચળવળ જોઈ વિચારીને સમજપૂર્વક ચલાવવી જોઈએ. પોતાના મોંમાંથી નીકળતા શબ્દો તેમણે તોળી તોળીને કાઢવા જોઈએ. 'બ્રહ્મ-વાક્ય'ની પેઠે 'કિસાન-વાક્ય' પણ ભાષાનો એક શબ્દ-પ્રયોગ બની જવો જોઈએ. બધાને એવો વિશ્વાસ બેસી જવો જોઈએ કે ખેડૂતનું વચન કદી અસત્ય કે બેજવાબદાર હોઈ જ ન શકે. આજે પણ સરકારનો હાથ ઓછો મજબૂત નથી. ખાસો મજબૂત છે. પરંતુ એ પકડવાની હિંમત આપણે લોકોના બળ પર કરી છે. તેથી લોકોની ચળવળ જોશ-ભરેલી, ઉત્સાહવર્ધક, પરંતુ પ્રેમયુક્ત અને વિવેક તથા સત્યને અનુકૂળ, અને પોતાના પ્રતિનિધિઓની તાકાત વધારવાની દૃષ્ટિએ થવી જોઈએ.

સમર્થ રામદાસે કહ્યું હતું કે, આંદોલનમાં સામર્થ્ય છે. પરંતુ આપણે સમજી બેઠા છીએ કે કેવળ બકવાદમાં જ સામર્થ્ય છે. આજકાલની આપણી સભાઓ નર્યો બકવાટ હોય છે. એક સમય હતો જ્યારે મહાસભા સરકાર સમક્ષ કેવળ ફરિયાદો રજૂ કરનારી સંસ્થા હતી. તે સમયે તે પણ ઠીક લાગતું.

> 'जिमि बालक कहि तोतरि बाता।
> सुनहि मुदित मन पितु अरु माता॥'

પરંતુ મોટા થયા પછી? ચાળીસ વરસ પછી પણ જો આપણે પાછા 'આ આપો,' 'તે આપો,' 'આ ન થયું,' 'તે ન થયું,' વગેરે ફરિયાદો સરકાર પાસે રજૂ કરતા રહીએ તો ત્યારની અને આજની સ્થિતિમાં ફરક જ શો રહ્યો? 'આ આપો', 'તે આપો,'— પણ 'આપો' ક્યાંથી? અસલી સત્તા એટલે ગ્રામસંગઠન. જનતાની શક્તિ વધવી જોઈએ. કાલાવાલા કરીને ભીખ માગવાથી એ થોડી જ વધવાની છે? હિન્દુસ્તાનની આર્થિક બરબાદી અંગ્રેજોના વેપારને કારણે થઈ છે. ગામડાંની શક્તિ નહિ વધે ત્યાં સુધી હિન્દુસ્તાન સમૃદ્ધ કેવી રીતે થશે? 'મહેસૂલ માફ કરો,' 'મહેસૂલ માફ કરો,' કહીને દુઃખ રોવાથી શું વળશે? મહાસભાને લીધે આપણને ચળવળ કરવા માટે આધાર, આશ્વાસન અને સુયોગ પ્રાપ્ત થયાં છે. એથી વધારે કંઈ નથી થયું. પરંતુ આપણે તો જાણે લક્ષ્ય સુધી પહોંચી ગયા છીએ એમ જ માનવા લાગ્યા છીએ. વનચરાઈ માફ થઈ. રાજાજીને ખાદી માટે બે લાખ રૂપિયા મળ્યા. આપણે માન્યું, બસ, હવે તો મુકામ આવી જ ગયો. આને જ હું બકવાટ કહું છું. ખાદી માટે બે લાખ! અરે, બસો કરોડ પણ પૂરતા નહિ થાય; આખા દેશને આપણે ખાદીમય બનાવવો છે, બે લાખે શું થશે? પરંતુ એ કામ કોઈ પણ સરકાર ન કરી શકે. એ તો લોકોએ જ કરવું જોઈએ.

આપણા ગામડાંના લોકો શહેરીઓ સાથે બરાબર લડતા પણ નથી. ગામડાની વસ્તુઓના ભાવ બહુ ગગડી ગયા છે. શહેરી વસ્તુઓ મોંઘી વેચાય છે. ગામડાના લોકોએ શહેરી દુકાનદારોને કહેવું જોઈએ, 'ઘડિયાળની કિંમત વીસ રૂપિયા બનાવો છો, તે બે રૂપિયામાં આપો. મારું માખણ છ આને

શેર માગો છો? ત્રણ રૂપિયે શેર આપીશ. એને માટે મારે એટલાં મહેનત અને ખર્ચ કરવાં પડ્યાં છે.'

ગામડાંઓએ સહકારથી મૂડી ભેગી કરીને જાતજાતના ઉદ્યોગ શરૂ કરવા જોઈએ. એને માટે કોઈ અટકાયત નથી. સરકાર તરફથી તેમને યોગ્ય સંરક્ષણ મળી શકે છે. આપણે આવું કાંઈક કરીશું તો આપણી ચળવળો 'આંદોલન' નામને પાત્ર થશે. નહિ તો બધી ચળવળો નર્યો બકવાદ અને દ્રવ્યવાદ જ સિદ્ધ થશે. દરેક ગામને એક નાનકડું રાષ્ટ્ર માનીને ત્યાંની સંપત્તિ વધારવાનો સામુદાયિક દૃષ્ટિએ વિચાર થવો જોઈએ. ગામની આયાત નિકાસ પર ગામની ચોકી રહેવી જોઈએ. આમ કરીશુ ત્યારે જ આપણી સરકારને આપણે બળ આપીશું. નહિ તો આપણાં આંદોલન વ્યર્થ છે.

## ૧૫

# રાજનીતિ કે સ્વરાજ્યનીતિ?

### એક ભિખારીનું સ્વપ્નું

એક ભિખારી સ્વપ્નામાં રાજગાદીએ બેઠો. એને મૂંઝવણ થઈ કે હવે રાજ કેવી રીતે ચલાવું? બિચારાને વિચાર થયો કે, 'પ્રધાનમંત્રીને શું કહું! સેનાપતિ મારું કેમ સાંભળશે?' છેવટે મગજ તો રહ્યું ભિખારીનું. એ કંઈ નિર્ણય પર આવી શકતો નહોતો. થોડી વાર પછી તેની ઊંઘ ઊડી ગઈ અને બધા પ્રશ્નોનો નિવેડો આવી ગયો.

આપણું પણ એવું જ કંઈક થવા લાગ્યું છે. હિન્દુસ્તાનને સ્વરાજ્ય મળી ગયું છે એમ માનીને લોકોએ વિચાર કરવા માંડ્યો છે. એમને એકદમ વિશ્વરૂપ-દર્શન થઈ ગયું. 'બાહ્ય આક્રમણનું શું કરીએ? આંતરિક બળવા કે અરાજકતાનો સામનો કેવી રીતે કરીએ?' એકે કહ્યું, 'હિંસા કશા કામમાં નહિ આવે.' બીજાએ કહ્યું 'અહિંસાની આપણી તૈયારી નથી.' ત્રીજો બોલી ઊઠ્યો, 'થોડી અહિંસા, થોડી હિંસા, જે કંઈ બનશે તે કરીશું. હાલ તરત ગાંધીજીને આપણે મુક્ત કરી દઈએ. સરકાર સાથે તો આપણે અહિંસાત્મક અસહકાર છે જ; પણ જોઈશું. ઈશ્વરની કૃપાથી અને હિટલરના દબાણથી સરકારના

એના યુદ્ધ-સંચાલનમાં સહાયતા કરીશું. ઇગ્લંડ પાસે શસ્ત્રસામગ્રી છે અને આપણી પાસે મનુષ્યબળ છે. બંને મળવાથી ઘણો-ખરો પ્રશ્ન ઊકલી જશે.'

મતલબ કે, હજી આપણે સ્વરાજ્ય પ્રાપ્ત નથી કર્યું, તેથી વિચારોની ગૂંચવણ પેદા થાય છે. અહિંસાની શક્તિથી આપણે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું હોત અથવા પ્રાપ્ત કરવાના હોઈએ — અને કાર્યવાહક સમિતિ તો સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે, સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે અહિંસા સિવાય આપણી પાસે બીજી શક્તિ નથી — તો એ જ શક્તિ દ્વારા પછીની બધી સમસ્યાઓ કેવી રીતે ઊકલી શકે એ આપણને સૂઝત અથવા સૂઝશે. આજે તો શ્રદ્ધા દૃઢ કરવાનો જ સવાલ હતો. જ્ઞાન ડગલે ડગલે અર્થાત્ ક્રમશઃ જ થાય છે. એ જ જ્ઞાનનો મહિમા છે.

ન્યાયાન્યાયનું બળાબળ

પણ આજે શું થઈ રહ્યું છે? આપણા નેતાઓ સરકારને કાલાવાલા કરીને વિનંતી કરતા જણાય છે કે, 'ગાંધીજીનો ત્યાગ કરવો અમારે માટે સહેલો નહોતો. પરંતુ આટલો કઠિન ત્યાગ કરીને પણ સરકાર પ્રત્યે અમે સહકારનો હાથ લંબાવ્યો છે. સરકાર અમને સ્વરાજ્યનો શબ્દ (વચન) આપી દે અને અમારો સહકાર લઈ લે.'

આ વિચિત્ર ઘટના પર જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ વિચાર પણ વ્યથિત થાય છે. માની લો કે સરકારે આ વિનતિ સ્વીકારી લીધી અને સરકારના યુદ્ધતંત્રમાં મહાસભા ગોઠવાઈ ગઈ, તો જે ક્ષણે એ સ્વરાજ્યનું વચન પ્રાપ્ત કરે છે તે જ ક્ષણે સ્વરાજ્યના અર્થને એ સેંકડો વરસ દૂર ધકેલી દે છે. આવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ રહી છે.

જેણે હિંસાત્મક યુદ્ધમાં ભાગ લેવાનો નિશ્ચય કર્યો તેણે શરૂઆતમાં ન્યાયાન્યાયનો જે કંઈ થોડોઘણો વિચાર કર્યો હોય તે ખરો, પરંતુ એક વાર યુદ્ધચક્રમાં દાખલ થયા પછી તો ન્યાયાન્યાય કરતાં બળાબળનો વિચાર જ મુખ્ય બની જાય છે.

હિંસાનું શસ્ત્ર સ્વીકાર્યાં પછી બળાબળનો જ વિચાર મુખ્ય છે. આપણે પક્ષે જે કંઈ ન્યાય હોય તે ખરો; અને ન હોય તો નહિ. હિન્દુસ્તાન કે બીજો કોઈ પણ દેશ આજની યાંત્રિક દુનિયાની હિંસામાં સામેલ થશે તો તેણે ન્યાય અને લોકશાહીની ભાષા સુધ્ધાં છોડી દેવી પડશે.

### હિંસાત્મક સહકારનો અર્થ

બ્રિટન સાથે આજે હિંસાત્મક સહકાર કરવા તૈયાર થવાનો અર્થ કેવળ અહિંસાનો પરિત્યાગ જ નથી, બલકે એનો અર્થ હિંસાના ઊંડા પાણીમાં ઊતરી જવું એ છે. 'હિંદુસ્તાન બહાર અમે માણસો નહિ મોકલીએ' એમ કહેવાનું શક્ય નથી. કારણ કે હિંદુસ્તાનના બચાવ જેવી કોઈ અલગ ચીજ જ નથી રહેતી. આફ્રિકાનો કિનારો, ભૂમધ્ય સમુદ્ર, વગેરે બધી હિન્દુસ્તાનની જ સરહદો માનવી પડશે. બીજો કોઈ ઉપાય નથી.

અર્થાત્ મહાસભાની વીસ વરસની કમાણી અને એને લીધે દુનિયામાં ઉત્પન્ન થયેલી આશા તો ખલાસ થઈ ગઈ; પરંતુ સાથેસાથે હિન્દુસ્તાનની હજારો વરસની કમાણી પણ અકારથ ગઈ. હિન્દુસ્તાનનો જેટલો ઇતિહાસ જાણીતો છે તેમાં હિંદીઓ પોતાના દેશ બહાર સ્વેચ્છાપૂર્વક સંહાર માટે

બચાવને માટે હિંસા કરીશું, ચડાઈ માટે નહિ કરીએ, એ પણ સંભવિત નથી. કંઈ પણ મર્યાદા ન રહી શકે. 'અમર્યાદા-પુરુષોત્તમ' જ આપણા દષ્ટદેવ થશે અને આપણે એમની પૂર્ણ ઉપાસના કરીશું ત્યારે જ સફળ થઈશું.

### શત્રુઓ નિર્માણ કરવાનો કાર્યક્રમ

અને આખી દુનિયાનું શત્રુત્વ હજમ કરવાની આશા આપણે કોના બળ પર રાખીએ છીએ? આજે જ્યાં સુધી દૃષ્ટિ પહોંચે છે ત્યાં સુધીનો વિચાર કરીએ તો એમ જ કહેવું પડશે કે, 'ઇંગ્લંડના બળ પર.' આ વિષે પણ વિચાર કરવો જરૂરી છે. જે રાષ્ટ્રમાં જમીનનું પ્રમાણ માણસ દીઠ એક એક એકર છે તે રાષ્ટ્રને માટે — જો એ બીજાં રાષ્ટ્રોને લૂંટવાનો વિચાર છોડી દે તો — એ ગમે તેટલું જોર મારે તોપણ, લશ્કર પર વિશેષ ખર્ચ કરવું અસંભવિત છે. અને સદ્ભાગ્યે હિંદુસ્તાનની આર્થિક પરિસ્થિતિ ગમે તેટલી ઉન્નત થાય તોયે એને માટે એ વસ્તુ સંભવિત નથી.

'હિંદુસ્તાનને માટે બહુ મોટી ફોજ રાખવી શક્ય નથી. એટલે એને વગર ફોજનો માર્ગ જ સરળ પડશે,' એમ પંડિત જવાહરલાલજી પણ કોઈ કોઈ વાર કહે છે. આવું રાષ્ટ્ર સ્વાશ્રયી (પોતાને ભરોસે) રહીને શત્રુનિર્માણ કળાનો પ્રયોગ ન કરી શકે. એટલે એણે પરાશ્રિત (બીજાને ભરોસે જ) એ કળાના પ્રયોગ કરવા પડશે. એનો અર્થ શો થાય? ઇંગ્લંડ પાસે આજે આપણે નર્યા સ્વરાજ્યનું જ નહિ, બલકે પાકા — પૂર્ણ સ્વરાજ્યનું વચન લઈએ છીએ અને એ એને સપ્રેમ, સધન્યવાદ અને સવ્યાજ પાછું આપી દઈએ છીએ.

ભગવાને અર્જુનને ગીતાનો ઉપદેશ દીધા પછી કહ્યું, 'તું તારી ઇચ્છાથી જે કરવું હોય તે કર.' અને પછી કહ્યું, 'બધું છોડી દઈને મારે શરણે આવ.' બંનેનો ભેગો અર્થ એ છે કે, 'તું તારી ખુશીથી મારે શરણે આવ.' ઈશ્વરને માટે ભક્તે આમ જ કરવું જોઈએ. ઇગ્લંડ માટે આપણે પણ આમ જ કરવું પડશે.

### અજ્ઞ દુર્યોધનનું અનુકરણ

નૈષ્ઠિક અહિંસા અભરાઈ પર મૂકીને સરકાર સાથે હિંસાત્મક સહકાર — અર્થાત્ સરકાર અને બીજા હિંસાનિષ્ઠ લોકોના હિંસાત્મક સહકારની મંજૂરી — ની નીતિની આ આખી નિષ્પત્તિ ધ્યાનમાં લેતાં એમ જ કહેવું પડે છે કે, શસ્ત્રાસ્ત્ર અને યાદવોની સેના લઈને કૃષ્ણને છોડનાર અજ્ઞ દુર્યોધનનું જ આપણે અનુકરણ કરી રહ્યા છીએ. એને બદલે મહાસભા પોતાની અહિંસા મજબૂત કરે, અનાયાસે મળનાર સ્વરાજ્યની આશાનો જ નહિ બલકે કલ્પનાનો પણ ત્યાગ કરે, પોતાના સહકારનો અર્થ નૈતિક સહકાર જાહેર કરે અને સ્વરાજ્યનો સંબંધ વર્તમાન યુદ્ધ સાથે ન જોડતાં, જેમ માટીમાંથી શ્રીગણેશજીની મૂર્તિનું નિર્માણ કરવામાં આવે છે, તેમ પોતાની શક્તિથી યથાસમયે પોતાની અંદરથી સ્વરાજ્ય નિર્માણ કરવાની કારીગરી અખત્યાર કરી લે, તો એ દરેક રીતે સારું નથી ?

### ચિરંજીવી સ્વરાજ્યનું મંગલમય યુદ્ધ

આવું સ્વરાજ્ય કોઈનું અટકાવ્યુ અટકી ન શકે. સૂર્ય ભગવાનની પેઠે એ સહજ જ ઊગશે. સૂર્ય તો પૂર્વ દિશામાં

ઊગે છે, પણ તેનાં પ્રકાશ અને ગરમી ઠેઠ પશ્ચિમ સુધી બધી દિશાઓમાં ફેલાય છે. સ્વરાજ્ય વિષે પણ એમ જ થશે. એનો જન્મ તો હિંદુસ્તાનમાં થશે, પરંતુ એને લીધે આખી દુનિયા માટે મુક્તિનો રસ્તો ખૂલી જશે. એનો શત્રુ પેદા થતા પહેલાં જ મરી જશે. આંતરિક લડાઈ ઝઘડાઓનો નાશ કરીને જ એ સ્વરાજ્યનો આવિર્ભાવ થયો હશે; એટલે આંતરિક કલહના નિવારણનો પ્રશ્ન પોતાનું મોઢું બતાવશે જ નહિ. બાહ્ય આક્રમણ વિષે પણ એમ જ થશે. અથવા તો, આ બે સમસ્યાઓના અવશેષ કાયમ રહેશે એમ માની લઈએ તોપણ, એમનો ઉકેલ આજના જેટલો મુશ્કેલ નહિ લાગે. આ સ્વરાજ્ય કેટલુંયે મોડું મળે તોપણ એ જ વહેલામાં વહેલું હશે. કારણ કે એ જ 'સ્વ'રાજ્ય હશે અને એ જ ચિરંજીવી હશે.

### નિષ્ક્રિયતાનો કાર્યક્રમ

પણ કેટલાક લોકોને શંકા થાય છે કે, શું હિંદુસ્તાનને ખરેખર અહિંસાથી સ્વરાજ્ય મળશે? અહીં એ શંકાનો વિચાર કરવાની જરૂર નથી; કારણ કે એ શંકા જ નથી, એ તો નિષ્ક્રિય લોકોનો નિશ્ચય છે. તેઓ જાણે છે કે હિન્દુસ્તાન માટે હિંસાથી સ્વરાજ્ય પ્રાપ્ત કરવું સંભવિત નથી, અને એમને વિશ્વાસ છે કે અહિંસાથી કદી કોઈને સ્વરાજ્ય મળી જ ન શકે. એટલે નિષ્ક્રિય રહીને ટીકાખોર સાહિત્યમાં વૃદ્ધિ કરવી એ એમનો નિશ્ચિત કાર્યક્રમ છે. ત્યારે એમની પાછળ પડવાથી શો ફાયદો? એ ઉપરાંત, મહાસભા આજ સુધી માને છે કે સંગઠિત અહિંસા જ સ્વરાજ્યનું એક માત્ર વ્યવહાર્ય સાધન છે, અને એવા વિચારવાળા લોકો માટે જ આ લેખ છે.

### સ્વરાજ્ય-પ્રાપ્તિ અને સ્વરાજ્ય-રક્ષણ

પરંતુ મહાસભાવાદીઓના ભેજામાં કંઈક બીજી જાતની ગરબડ પેદા થવા માંડી છે. એક વ્યવસ્થિત સરકારનો સામનો કરીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવું અને એકાએક થનારા બાહ્ય હુમલા કે આંતરિક લડાઈ ઝઘડાનું નિવારણ કરવું, એ બે છેક ભિન્ન પ્રકારની સમસ્યાઓ એમને લાગે છે. એમની સામે જટિલ સમસ્યા ખડી થઈ છે કે, પહેલી વસ્તુ તો આપણે આપણી ભાંગીતૂટી અહિંસાથી સાધી શકીએ પરંતુ બીજી વસ્તુ બળવાનોની નૈષ્ઠિક અહિંસા સિવાય સાધી જ ન શકાય, એ નૈષ્ઠિક અહિંસા આપણે ક્યાંથી લાવીએ ?

મારા નમ્ર મત પ્રમાણે આ એક ભ્રમ છે અને એનું નિવારણ થવું બહુ આવશ્યક છે. જેમ સ્વરાજ્ય-પ્રાપ્તિ નૈષ્ઠિક અહિંસા વગર અસંભવિત છે, તે જ રીતે સ્વરાજ્યરક્ષણ નૈષ્ઠિક અહિંસા વગર અસંભવિત છે. અત્યાર સુધી દુર્બળોની અહિંસાનો એક પ્રયોગ આપણે કર્યો. એને લીધે થોડીઘણી સત્તા મળી, અથવા મળવાનો આભાસ થયો. હું 'આભાસ' કહું છું, કારણ કે મહાસભાના શાસનકાળમાં જે જે વિચિત્ર ઘટનાઓ બની તે આપણે જાણીએ જ છીએ. છતાં એને આભાસ કહેવાને બદલે એમ માની લઈએ કે આપણે થોડી-ઘણી સત્તા પ્રાપ્ત કરી લીધી. પરંતુ આ સત્તાભાસ અથવા આ અલ્પ સત્તામાં અને જેને આપણે સ્વરાજ્ય કહીએ છીએ અને જેની આગળ 'પૂર્ણ' વિશેષણ લગાડ્યા વગર આપણા આત્માને ચેન નથી પડતું એ આપણા ઉદ્દ્ઘોષિત ધ્યેયમાં જમીન આસમાનનું અંતર છે. આ અંતર ગમે તેવી સેળભેળ અને ઢીલટસૂલટ અહિંસાથી ન કાપી શકાય. એને માટે

બળવાનોની પરાક્રમી અહિંસાની જ જરૂર પડશે, એ સમજી લેવાનો સમય હવે આવી ગયો છે. આપણી સમજણમાં જેટલી જલદી આ વસ્તુ આવશે તેટલી જ જલદી આપણા વિચારોની આ ગૂંચો ઊકલી જશે.

### પ્રયત્નસિદ્ધ વિ૰ પ્રવાહપતિત સ્વરાજ્ય

ઉપર કહ્યું તેમ સ્વરાજ્ય ગણેશજીની મૂર્તિ છે જેનું નિર્માણ આપણે માટીમાંથી કરવાનું છે. નદીના પ્રવાહ સાથે ઘસડાઈ આવનાર એ નર્મદા-ગણેશ નથી. આપણા કેટલાક વકીલો અને મોટેરાઓની એવી માન્યતા થઈ ગઈ છે કે આપણે જે કંઈ થોડીઘણી અહિંસા પ્રદર્શિત કરી છે એનાથી જાણે કે ભગવાન પ્રસન્ન થઈ ગયા છે, અને એ પ્રસન્ન ભગવાને આપણને દુઃખમાંથી છોડાવવા માટે આ યુદ્ધ મોકલ્યું છે. શુદ્ધ ભાવથી કરેલા આપણા એ અલ્પતમ પ્રયત્ન અને ભગવાનની આ અપરંપાર કૃપાના મિશ્રણથી હવે આપણું કાર્ય જલદી પાર પડવાનું છે. આ કલ્પનાની જાળમાં ફસાવાને કારણે આપણે એવી ગફલતમાં પડીએ છીએ કે, આપણી કમજોર અહિંસા પણ આપણને પરાણે સ્વરાજ્યમાં ધકેલી દેશે. પરંતુ જો આથી વિપરીત અનુભવ થાય અને ઇંગ્લંડ આપણને ખરેખર સ્વરાજ્ય આપી પણ દે, તોયે વાસ્તવમાં સ્વરાજ્ય નથી મળતું એ મારો અભિપ્રાય હું ઉપર રજૂ કરી ચૂક્યો છું.

### : બે સમસ્યાઓનું પૃથક્કરણ

ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે, 'વ્યવસ્થિત સરકાર સાથે લડવું અને બાહ્ય આક્રમણ તથા આંતરિક અરાજકતાનો પ્રતિકાર કરવો, એ બે વસ્તુમાં શું તમે કંઈ ભેદ નથી પાડતા ?'

એનો જવાબ આ છે — 'પાડીએ છીએ અને નથી પણ પાડતા.' એક ક્ષેત્રમાં દુર્બળ અહિંસાથી કામ ચાલશે અને બીજા ક્ષેત્રમાં બળવાન અહિંસાની જરૂર પડશે, એ જાતનો કંઈ ભેદ નથી પાડતા. જો સ્વરાજ્યનો અર્થ પૂર્ણ સ્વરાજ્ય હોય તો બંને ક્ષેત્રોમાં બળવાન અહિંસાની જ જરૂર પડશે. પરંતુ વ્યવસ્થિત સરકાર સાથે ટક્કર લેવામાં એની જે કસોટી થશે તેથી ભિન્ન પ્રકારની કસોટી બીજાં ક્ષેત્રોમાં થશે, એવો ભેદ અમે પાડીએ છીએ. તેમાં પણ હું ભિન્ન પ્રકારની કસોટી કહું છું; બહુ કઠોર કસોટી પણ નિશ્ચિત રૂપમાં નથી કહેતો અને 'ઓછી કઠોર' પણ નથી કહેતો.

### મત-પરિજ્ઞાન નહિ, સ્વભાવ-પરિજ્ઞાન

એટલે લોકો કહે છે, 'તમારી બધી વાતો મંજૂર છે; પણ વ્યક્તિગત રીતે. નૈષ્ઠિક અહિંસામાં અમારી શ્રદ્ધા છે. અમે એની તયારી પણ કરીશું. પરંતુ અમે જનતાના પ્રતિનિધિ છીએ. તેથી અમારા કેવળ પગ જ નથી ધ્રૂજતા, મગજ પણ ડગમગવા લાગે છે. શું આજની સ્થિતિમાં જનતા માટે અહિંસા લાભદાયક થશે ? અમારો અભિપ્રાય છે કે નહિ થાય.'

આના જવાબમાં બીજા કહે છે, 'અખિલ ભારત મહાસભા સમિતિ પાસે નિર્ણય કરાવીએ.'

હું કહું છું, 'આ આખી વિચારધારા જ અનુચિત છે. આમજનતા, જેની ગણતરી ચાળીસ કરોડ થાય છે એ જનતા, હિંદની જનતા જેવી પ્રાચીન અને અનુભવી જનતા, અનેક માનવ-સમૂહથી બનેલી જનતા, વગર કોઈને પૂછેગાછે અહિંસક માની લેવી જોઈએ. એને જબરજસ્તીથી હિંસાના દળમાં

ધકેલવી અથવા એની અહિંસકતાની સાબિતી ‘અખિલ ભારતીય’ નામ ધારણ કરનાર મહાસભા સમિતિ પાસે માગવી, એ નાહક સમય ખોવા જેવું છે. હિન્દુસ્તાનની જનતા અહિંસક, અહિંસક અને અહિંસક જ છે. એ ‘અહિંસાવાદી’ નથી. એ વાદ તો એના નામ પર વિદ્વાન સેવકોએ ઊભો કરવાનો છે. એ ‘અહિંસાકારી’ પણ નથી, એ કાર્ય એના નરદમ એના સત્યાગ્રહી સેવકોએ કરવાનું છે. એ બંનેને ભેગા કરીને એને ‘શું તું અહિંસાવાદી છે?’ અને ‘શું તુ અહિંસાકારી છે?’ એવા વાહિયાત પ્રશ્ન નહિ પૂછવા જોઈએ. જો વ્યક્તિગત રીતે અહિંસામાં આપણી શ્રદ્ધા હોય તો અહિંસામાંથી શક્તિ નિર્માણ કરવાનું આપણુ કર્તવ્ય છે. આ કાર્યમાં જનતાના ઉત્તમ આશીર્વાદ સદા આપણી સાથે છે. અહિંસા જેવા પ્રશ્નના વિષયમાં જનતાનો મત જાણવાની જરૂર નથી, એના સ્વભાવનું જ્ઞાન પૂરતું છે.

‘હાલ તરત શું’ કરીએ?’

એટલે પાછા કેટલાક લોકો કહે છે, ‘એ પણ માન્યું. પરંતુ અમારો પ્રશ્ન તો, હાલ તરત શું કરવું, એ છે. જો અહિંસાનો આગ્રહ રાખીને બેસીશું તો આપણે તૈયારી તો કરીશું, શક્તિ પણ પ્રાપ્ત કરીશું, અને યથાસંભવ સિદ્ધિ પણ મેળવીશું; પરંતુ હાલ તરત તો આપણે સાવ એક ખૂણામાં પડયા રહીશું. બીજા પક્ષો આગળ આવશે. સરકાર એમની સહાયતા સ્વીકારી લેશે અને રાજ્યનીતિમાં આપણે પાછળ પડી જઈશું.’

સ્વરાજ્ય-સાધના અને સ્વરાજ્ય-કામના

કંઈ વાંધો નહિ, આપણે રાજકારણ (રાજનીતિ) સાથે લેવાદેવા નથી. આપણે તો સ્વરાજ્યકારણ (સ્વરાજ્યનીતિ)

સાથે સંબંધ છે. ગાંધીજીએ કહ્યું છે તેમ, ' જેઓ આગળ આવશે તેઓ પણ આપણા ભાઈબંધ જ હશે.' હું તો કહું છું કે આપણી આ પવિત્ર સ્વરાજ્ય-સાધનામાં ઈશ્વર પાસે આપણે એ જ પ્રાર્થના કરીએ કે, એ આપણને ગમે તે ખૂણામાં ફેંકી દે, પણ ભ્રમ કે મોહમાં ન નાખે. આપણે સ્વરાજ્ય-સાધક છીએ, આપણને રાજ્ય-કામનાનો સ્પર્શ ન થાઓ. —' न त्वहं कामये राज्यम् । '

## ૧૬

## સેવા વ્યક્તિની: ભક્તિ સમાજની

વીસ વરસથી મેં સાર્વજનિક કામ જ કર્યું છે. વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે પણ મારી પ્રવૃત્તિ સાર્વજનિક સેવાની જ હતી. એમ કહી શકાય કે, જીવનમાં સાર્વજનિક સેવા સિવાય મેં નથી બીજું કાંઈ કર્યું કે નથી કરવાની ઇચ્છા સેવી. પણ મારા કહેવાનો આશય એ છે કે, સાર્વજનિક સેવા બીજા લોકોએ જે રીતે કરી છે તે રીતે મેં નથી કરી. આજે સવારે એક ભાઈએ મને પૂછ્યું કે, 'આપ મહાસભામાં નહિ જાઓ શું?' મેં કહ્યું કે, 'હું તો મહાસભામાં કદી નથી ગયો.' મહાસભામાં જવું અને ત્યાં વાદવિવાદ કરવો એ મારી સેવા કરવાની પદ્ધતિ નથી. એનું મહત્ત્વ હું જાણું છું ખરો, પણ એ મારે માટે નથી. હું મહાસભાની પ્રવૃત્તિઓથી અજાણ્યો નથી. વિચાર કરનાર ભાઈઓ તો ઘણા છે. હું તો જેઓ મૂક સેવા કરવા માગે છે તેઓમાંનો છું. છતાં મારી સેવા હું ઇચ્છું તેટલી મૂક નથી થઈ શકી. મારો સેવાનો ઉદ્દેશ ભક્તિભાવ છે. ભક્તિભાવથી જ હું સેવા કરું છું અને વીસ વરસથી પ્રત્યક્ષ સેવા કરી રહ્યો છું. પ્રચાર હજી સુધી કર્યો નથી અને હવે પછી કરવાની સંભાવનાયે નથી.

મેં એક સૂત્ર બનાવી દીધું છે, '*સેવા વ્યક્તિની, ભક્તિ સમાજની.*' વ્યક્તિની ભક્તિમાં આસક્તિ વધે છે, તેથી ભક્તિ સમાજની કરવી. સમાજની સેવા કરવા જઈએ તો કંઈ પણ

ન કરી શકીએ. સમાજ તો એક કલ્પના માત્ર છે. કલ્પનાની આપણે સેવા ન કરી શકીએ. માની સેવા કરનાર દીકરો દુનિયાભરની સેવા કરે છે, એવી મારી માન્યતા છે. સેવા પ્રત્યક્ષ વસ્તુની જ થઈ શકે છે, અપ્રત્યક્ષ વસ્તુની નહિ. સમાજ અપ્રત્યક્ષ, અવ્યક્ત કે નિર્ગુણ વસ્તુ છે. સેવા તો એ છે કે જે પરમાત્મા સુધી પહોંચે. આજકાલ સેવાની કંઈક અનોખી પદ્ધતિ જોવામાં આવે છે. સેવા કરવા માટે આપણે વિશાળ ક્ષેત્ર ઇચ્છીએ છીએ. પણ જો ખરેખરી સેવા કરવી હોય, સેવામય બની જવું હોય, પોતાને સેવામાં હોમી દેવા હોય તો કોઈ ગામડામાં ચાલ્યા જાઓ. એક ભાઈએ મને કહ્યું કે, 'બુદ્ધિશાળી લોકોને આપ કહો છો કે ગામડામાં ચાલ્યા જાઓ. પણ વિશાળ બુદ્ધિના વિસ્તાર માટે એટલું લાંબું પહોળું ક્ષેત્ર ત્યાં ક્યાં છે?' મેં કહ્યું કે, 'ઊંચાઈ તો છે, અનંત આકાશ તો છે. તે લાંબી સફર ન કરી શકે પણ ઊંચી સફર તો કરી શકે, અને ઊંડાણમાં ઊતરી શકે.' સંત પુરુષો એટલા ઊંચા ચડતા કે તેનો કંઈ હિસાબ નથી મળતો. કોઈ મોટામાં મોટો વિજ્ઞાનવેત્તા પણ આકાશની ઊંચાઈ જાણી નથી શકતો. ગામડામાં આપણે લાંબી પહોળી નહિ. પણ ઊંચી સફર કરી શકીએ છીએ. ત્યાં ગમે તેટલે ઊંચે ચડવાની તક છે. ઊંચી અને ઊંડી સેવા ત્યાં ખૂબ થઈ શકે છે. આપણી એ એકાગ્ર સેવા પ્રથમ પંક્તિની અને ફળદાયક પણ થશે.

રાષ્ટ્રના બધા પ્રશ્નો ગામડાના વહેવારમાં આવી જાય છે. જેટલું સમાજશાસ્ત્ર રાષ્ટ્રમાં છે તેટલું એક કુટુંબમાં પણ આવી જાય છે, ગામડામાં તો આવે જ છે. સમાજશાસ્ત્રના અધ્યયન માટે ગામડામાં પૂરતો અવકાશ છે. પુખ્ત ઉંમરનાં

લગ્ન દાખલ થવાથી ભારતવર્ષ સુધરી ગયું અને બાળલગ્નથી બગડી ગયું હતું એવા વિશ્વાસને હું તો બુદ્ધિનો અભાવ જ માનું છું. પુખ્ત ઉંમરના લગ્નમાં પણ પ્રાયઃ દાંપત્ય આનંદ જોવામાં આવતો નથી, જ્યારે બાળલગ્નમાં પણ એવા દાખલા જોવામાં આવ્યા છે કે જ્યાં પતિપત્ની સુખ-શાંતિથી રહે છે. લગ્ન-સંસ્થામાં સંયમની પવિત્ર ભાવના કેવી રીતે આવે, એનો ઉકેલ કર્યો તો બધુ જ કર્યું. લગ્નનો ઉદ્દેશ જ એ છે. એ જ રીતે હિન્દુસ્તાનની રાજનીતિનો નમૂનો પણ ગામડામાં પૂરેપૂરો મળી આવે છે. એક ગામડાની જનતાને પણ આપણે સ્વાવલંબી બનાવી તો આપણે બહુ મોટું કામ કર્યું. ત્યાંના અર્થશાસ્ત્રમાં કંઈ વ્યવસ્થા દાખલ કરી તો ઘણું થયું. મને આશા છે કે, ગામડાંનાં ભાઈબહેનો વચ્ચે રહીને તમે એમની સાથે એકરસ થઈ જશો. હા, ત્યાં જઈને એમની સાથે આપણે દરિદ્રનારાયણ બનવું છે, 'બેવકૂફ-નારાયણ' નહિ. આપણી બુદ્ધિનો એમને માટે ઉપયોગ કરવો છે, નિરહંકાર બનવું છે. આપણે એમ ન માની લઈએ કે એ બધા નર્યા મૂરખ જ છે. ભારતનાં ગામડાંનો અનુભવ બીજા દેશોની પેઠે થોડીક સદીઓનો નહિ, પણ ઓછામાં ઓછાં વીસ હજાર વરસનો છે. ત્યાં જે અનુભવ છે તેનો આપણે લાભ લેવો છે. જ્ઞાનભંડારની પેઠે દ્રવ્યભંડાર પણ ત્યાંથી પેદા કરવો છે, અને પૂરેપૂરી રીતે નિરહંકાર બનીને તેમાં પ્રવેશ કરવો છે.

એક પ્રશ્ન આ છે — સવર્ણ હિન્દુઓ સમજે છે કે આ સુધારકો તો ગામડાંને બગાડી રહ્યા છે; હરિજનો સાથે આપણે જેટલો સંબંધ છે તેટલો સવર્ણો સાથે નથી. સવર્ણોને આપણી

પ્રવૃત્તિ તરફ ખેંચવા અને એમની શંકા દૂર કરવા સંબંધે શો વિચાર કરવામાં આવ્યો છે?

અસ્પૃશ્યતાનિવારણનું કામ આપણે બે રીતે કરવાનું છે. એક તો હરિજનોની આર્થિક સ્થિતિ અને એમની મનોવૃત્તિમાં સુધારો કરીને, અને બીજું હિન્દુધર્મની શુદ્ધિ કરીને અર્થાત્ એને એના અસલ સ્વરૂપમાં લાવીને. અસ્પૃશ્યતામાં માનનારા બધા દુર્જનો જ છે એમ ન માનશો. એ એમનું અજ્ઞાન છે એમ આપણે માની શકીએ. તેઓ દુર્જન કે દુષ્ટબુદ્ધિ નથી. એ તો એમના વિચારોની સંકુચિતતા છે. પ્લેટોએ કહેલું કે, 'ગ્રીક લોકો સિવાય બીજા કોઈ મારા ગ્રંથોનું અધ્યયન ન કરે.' ગ્રીકો જ સર્વશ્રેષ્ઠ છે, એવો એનો અર્થ થયો. મનુષ્યનો આત્મા વ્યાપક છે, પણ એમાં અવ્યાપકતા રહી જ જાય છે. અંતે મનુષ્યનો આત્મા એક દેહમાં વસેલો છે. એટલે સનાતનીઓ પ્રત્યે ખૂબ પ્રેમભાવ હોવો જોઈએ. આપણે તેમનો વિરોધ નહિ કરવો જોઈએ. આપણે તો ત્યાં બેસીને ચુપચાપ સેવા કરીએ. જ્યાં અને જ્યારે તક મળે ત્યારે હરિજનોની સાથે સાથે સવર્ણોની પણ સેવા કરીએ. એક ભાઈ હરિજનોને અડતો ન હોય પણ એ દયાળુ હોય, તો આપણે એની પાસે જવું જોઈએ અને એની દયાળુતાનો લાભ લેવો જોઈએ. એની મર્યાદા સમજીને એની સાથે વાત કરવી જોઈએ. થોડા દિવસમાં એનું હૃદય શુદ્ધ થઈ જશે, એના અંતરનો અંધકાર દૂર થઈ જશે. સૂર્યના પ્રકાશની પેઠે આપણી સેવાનો પ્રકાશ પોતાની મેળે પહોંચી જશે. આપણા પ્રકાશમાં આપણને વિશ્વાસ હોવો જોઈએ. પ્રકાશ અને અંધકારની લડાઈ તો એક ક્ષણમાં જ ખતમ થઈ જાય છે. પણ આપણી પદ્ધતિ અહિંસાની હોવી

જોઈએ, પ્રેમની હોવી જોઈએ. મારી મર્યાદા એ છે કે હું દરવાજો ધકેલીને અંદર નહિ ઘૂસી જાઉં. હું તો સૂર્યનાં કિરણોનું અનુકરણ કરીશ. દીવાલમાં, છાપરામાં કે કમાડમાં ક્યાંક જરા જેટલું પણ છિદ્ર હોય તો કિરણો ચુપચાપ અંદર ચાલ્યાં જાય છે. આપણે પણ એ જ દૃષ્ટિ રાખવી જોઈએ. આપણામાં જે વિચાર છે તે પ્રકાશ છે, એમ માનવું જોઈએ. કોઈ ગુફાનો એક લાખ વરસનો પણ અંધકાર પ્રકાશથી એક ક્ષણમાં જ દૂર થઈ જશે. પરંતુ એ થશે અહિંસાની પદ્ધતિએ. સનાતનીઓને ગાળો દેવી એ અહિંસાની રીત નથી. આપણે મોઢામાંથી ખૂબ તોળીતોળીને શબ્દો કાઢવા જોઈએ. જો આપણી વાણીની કટુતા ચાલી જાય તો એમનુ હૃદય પલટાઈ જશે. આવી લડાઈ આજકાલની નથી, બહુ પુરાણી છે. સંતોનું જીવન પોતાના વિરોધીઓ સાથે ઝઘડવામાં જ વીત્યુ. પણ એમના ઝઘડાની રીત પ્રેમની હતી. જે ભગવાને આપણને બુદ્ધિ આપી છે તેણે જ આપણા પ્રતિપક્ષીઓને પણ આપી છે. આજથી પંદર વીસ વરસ પહેલાં આપણે પણ એમની જ પેઠે અસ્પૃશ્યતામા માનતા હતા. આપણા સંતોએ તો આત્મવિશ્વાસથી કામ કર્યું છે. વાદવિવાદમાં પડવાનું આપણું કામ નથી. આપણે તો સેવા કરતાં કરતાં ખતમ થઈ જઈએ. આપણા પ્રચારકાર્યનું વિશિષ્ટ સાધન સેવા જ છે. બીજાના દોષ બતાવવાનો અને પોતાના વિચાર રજૂ કરવાનો મોહ આપણે છોડી દેવો જોઈએ. મા પોતાના બાળકના દોષ થોડા જ બતાવે છે? એ તો એના પર પ્રેમનો વરસાદ વરસાવે છે અને પછી ક્યાંક દોષ બતાવે છે. આવી પ્રેમમયી સેવાની જ અસર થાય છે.

અધ્યાપક જ્યારે થોડા ચૂંટેલા વિદ્યાર્થીઓ પર જ વિશેષ ધ્યાન આપશે, ત્યારે જ વાસ્તવિક લાભ થઈ શકશે. હા, એટલો ખ્યાલ આપણે જરૂર રાખવો પડશે કે, વ્યક્તિની સેવા કરવામાં બીજી વ્યક્તિઓની હિંસા, નાશ કે નુકસાન ન થાય. ગામડામાં જઈને કોઈ કાર્યકર્તા આ રીતે કેવળ ૨૫ વ્યક્તિઓની જ સેવા કરી શકશે તો એણે ઘણું કામ કર્યું એમ સમજવું જોઈએ ગ્રામજીવનમાં પ્રવેશ કરવાનો આ જ સુલભ અને સફળ માર્ગ છે. જેમણે મારી વ્યક્તિગત સેવા કરી છે તેમણે મારા જીવન પર અધિક પ્રભાવ પાડ્યો છે, એ હું અનુભવી રહ્યો છું. ગાંધીજીના લેખ મને ઓછા યાદ આવે છે. પરંતુ એમના હાથનું પીરસેલું ભોજન મને હમેશાં યાદ આવે છે; અને હું માનું છું કે એથી મારા જીવનમાં બહુ પરિવર્તન થયું છે. આ વ્યક્તિગત સેવાનો પ્રભાવ છે. વ્યક્તિઓની સેવામાં સમાજસેવાનો નિષેધ નથી. ગીતાની ભાષામાં સમાજ અનિર્દેશ્ય છે, નિર્ગુણ છે, અને વ્યક્તિ સગુણ અને સાકાર; તેથી કરીને વ્યક્તિની સેવા કરવી સહેલી છે.

બીજી સૂચના હું મૂકવા માગું છું તે એ છે કે, આપણે ગામડાના લોકો આગળ ગ્રામસેવાની કલ્પના મૂકવી જોઈએ, નહિ કે રાષ્ટ્રધર્મની. એમની આગળ રાષ્ટ્રધર્મની વાતો કરવાથી લાભ નહિ થાય. એમને માટે ગ્રામધર્મ જેટલો સ્વાભાવિક અને સહજ છે એટલો રાષ્ટ્રધર્મ નથી. તેથી તેમની આગળ આપણે ગ્રામધર્મ જ મૂકવો જોઈએ, રાષ્ટ્રધર્મ નહિ. આમાં પણ, મેં વ્યક્તિગત સેવા વિષે ઉપર કહી છે એ જ વસ્તુ છે. ગ્રામધર્મ સગુણ, સાકાર અને પ્રત્યક્ષ હોય છે; રાષ્ટ્રધર્મ નિર્ગુણ, નિરાકાર અને પરોક્ષ હોય છે. બાળક માટે ત્યાગ

કરવાનું માને શીખવવું નથી પડતું. માંહોમાંહેના ઝઘડા મટાડવા, ગામની સ્વચ્છતા અને સ્વાસ્થ્યનું ધ્યાન રાખવું, આયાત-નિકાસની વસ્તુઓ અને ગામના પુરાણા ઉદ્યોગોની તપાસ કરવી, તથા નવા ઉદ્યોગ શોધવા, વગેરે ગામના જીવનવ્યવહાર સાથે સંબંધ રાખનારી દરેક વસ્તુ ગ્રામધર્મમાં આવી જાય છે. પુરાણી પંચાયતપદ્ધતિ નષ્ટ થઈ જવાથી ગામડાને બહુ નુકસાન થયું છે. ઝઘડાઓ મટાડવામાં પંચાયતનો બહુ ઉપયોગ થતો હતો. ગામડાના લોકોને રાષ્ટ્રધર્મ સમજાવવો કેટલો મુસ્કેલ છે તેનો હમણાં ધારાસભાની ચૂંટણીથી આપણને અનુભવ થયો છે. સરદાર વલ્લભભાઈ અને પંડિત માલવીયજી વચ્ચે મતભેદ થયો — એમાં બિચારો ગામડાનો માણસ શું સમજે? એના મનમાં બંને તેના સરખા પૂજ્ય છે. એ કોને માને અને કોને છોડે? એટલે ગ્રામસેવામાં આપણે ગ્રામધર્મ જ આપણી નજર આગળ રાખવો જોઈએ. વૈદિક ઋષિઓની પેઠે આપણી પણ પ્રાર્થના આ જ હોવી જોઈએ કે — 'ग्रामे अस्मिन् अनातुरम्' અમારા ગામમાં બીમારી ન હોય.

ત્રીજી જે વાત હું કહેવા માગું છું તે સેવકની રહેણી-કરણી વિષે છે. ગામડાના લોકો કરતાં સેવકની જરૂરિયાતો કંઈક વધારે હોવા છતાં તે ગ્રામસેવા કરી શકે છે. પરંતુ તેની એ આવશ્યકતાઓ વિજાતીય નહિ, સજાતીય હોવી જોઈએ. કોઈ સેવકને દૂધ લેવું હોય, દૂધ વગર એને ન ચાલતું હોય, અને ગામડાના લોકોને તો દૂધ ઘી આજકાલ મળતાં નથી, છતાં ગામડામાં રહીને એ દૂધ લઈ શકે, કારણ કે દૂધ સજાતીય અર્થાત્ ગામડામાં પેદા થનારી વસ્તુ છે. પરંતુ સુગંધી સાબુ ગામડામાં બનતી વસ્તુ નથી, તેથી સાબુને

વિજાતીય આવશ્યકતા માનવી જોઈએ અને સેવકે એનો ઉપયોગ ન કરવો જોઈએ. કપડાં સાફ રાખવાની વાત લો. ગામડાના લોકો પોતાનાં કપડાં મેલાં રાખે છે, પણ સેવકે તો એમને કપડાં સ્વચ્છ રાખવા સમજાવવા જોઈએ. એને માટે બહારથી સાબુ મંગાવવો અને તેનો પ્રચાર કરવો એ મને યોગ્ય નથી લાગતું. ગામડામાં કપડાં સ્વચ્છ રાખવાને માટે જે સાધનો છે અથવા મળી શકે છે તેમનો જ ઉપયોગ કરીને કપડાં સ્વચ્છ રાખવાં અને લોકોને એ વિષે સમજાવવા એ સેવકનો ધર્મ થઈ પડે છે. ગામડામાં જ મળી આવનારાં સાધનોથી જીવનની જરૂરિયાતો સંતોષવા તરફ એની દૃષ્ટિ હમેશાં હોવી જોઈએ. સજાતીય વસ્તુનો ઉપયોગ કરવામાં પણ સેવકને વિવેક અને સંયમની આવશ્યકતા તો રહે જ છે. છાપાંનો શોખ ગામડામાં ન પેસાય.

જે ખાસ વસ્તુઓ હું અહીં કહેવા માગતો હતો તે તો મેં કહી દીધી. હવે એ ત્રણ બીજી વસ્તુઓ કહીને હું સમાપ્ત કરીશ. ખાદીપ્રચારના કાર્યમાં હજી સુધી રેંટિયાનો જ ઉપયોગ થયો છે. લાખ રૂપિયાના ઇનામવાળા રેંટિયાની શોધ હજી ચાલી રહી છે. એને હું એક લાખનો રેંટિયો કહું છું. પરંતુ મારી પાસે તો એક સવા લાખનો રેંટિયો છે; એ સવા લાખનો રેંટિયો તે તકલી. હું સાચે જ એને સવા લાખનો રેંટિયો માનું છું. ખાદીઉત્પત્તિ માટે રેંટિયો ઉત્તમ છે; પરંતુ સાર્વજનિક વસ્ત્રસ્વાવલંબન માટે તકલી જ યોગ્ય છે. નદીનો પ્રવાહ ગમે તેટલો મોટો હોય તોપણ એ વરસાદનું કામ ન આપી શકે. નદીનો ઉપયોગ તો નદીના તટ પર રહેનારા જ કરી શકે, પણ વરસાદ સૌને માટે છે. તકલી વરસાદ જેવી છે.

જ્યાં કંઈ તકલી ચાલશે ત્યાં વસ્ત્રસ્વાવલંબનનું કાર્ય સરસ રીતે ચાલશે. બિહારના એક ભાઈ મને કહેતા હતા કે, ત્યાં મજૂરી માટેના કાંતણમાં પણ તકલીનો ઉપયોગ થઈ રહ્યો છે. તકલી પર કાંતનારને ત્યાં અઠવાડિયામાં ત્રણ ચાર પૈસા મળે છે. પરંતુ તેમની કાંતવાની ગતિ ત્રણચારગણી વધી શકે તેમ છે. ગતિ વધારવાથી મજૂરી પણ ત્રણ, ચાર કે પાંચ ગણી સુધી મળી શકશે. આ કંઈ મામૂલી વસ્તુ નથી. આપણા દેશમાં એક માણસને ૧૪–૧૫ વાર કાપડ જોઈએ; એને માટે દરરોજ કેવળ એકસો તાર કાંતવાની જરૂર છે. આટલું કામ તકલી પર અરધા કલાકમાં થઈ શકે. રેંટિયો તો કોઈવાર બગડે પણ ખરો, પણ તકલી તો હમેશાં તમારી સેવામાં હાજર રહે છે. તેથી તકલીને હું સવા લાખનો રેંટિયો માનું છું.

ગામડામાં સ્વચ્છતાનું કામ કરનારા સેવકો કહે છે કે, કેટલાયે દિવસ સુધી આ કામ કરતાં છતાં ગામડાના લોકો અમને સાથ નથી આપતા. આ ફરિયાદ બરાબર નથી. સ્વધર્મ સમજીને જ આપણે એ કામ કરીશું તો, એકલા પડવા છતાં, એનું દુઃખ આપણને નહિ થાય. સૂર્ય એકલો જ હોય છે ને? આ મારું કામ છે, બીજા કરે કે ન કરે, મારે તો મારું કામ કરવું જ જોઈએ, એમ સમજીને જે સેવક કાર્યનો આરંભ કરશે તેને સિંહાવલોકન કરવાની, એટલે કે મારી પાછળ મદદ માટે કોઈ છે કે નહિ એ જોવાની, આવશ્યકતા જ નહિ રહે. સ્વચ્છતાને લગતી સેવા એવી વસ્તુ છે કે તે વ્યક્તિઓ કરતાં સમાજની વધારે થશે અને થવી જોઈએ. પરંતુ સેવકની દૃષ્ટિ એવી હોવી જોઈએ કે, બીજા લોકો પોતાની જવાબદારી નથી સમજતા તેથી તે અદા કરવાનું

એનું કર્તવ્ય થઈ પડે છે. એમાં સેવકનો સ્વાર્થ પણ છે, કારણ કે રસ્તાની ગંદકીની અસર એના સ્વાસ્થ્ય પર પણ અવશ્ય થાય છે.

દવા આપવામાં એક વસ્તુનો હમેશાં ખ્યાલ રાખવો જોઈએ કે, આપણે આપણા કાર્યથી ગામડાના લોકોને પાંગળા તો નથી બનાવી રહ્યા? એમને તો સ્વાવલંબી બનાવવાના છે; એમને સ્વાભાવિક તથા સંયમશીલ જીવન અને નૈસર્ગિક ઉપચાર શીખવવાં જોઈએ. રોગોની દવાઓ આપવા કરતાં આપણે એવો યત્ન કરવો જોઈએ કે રોગ થવા જ ન પામે. આ વસ્તુ ગામડાના લોકોને સારી અને સ્વચ્છ ટેવો શીખવવાથી જ થઈ શકે.

૧૮

# સાહિત્યની દિશાભૂલ

ગામડાના સામાન્ય ભણેલાગણેલા લોકોના ઘરમાં કયું મુદ્રિત વાઙ્‌મય ( છાપેલું સાહિત્ય ) મળી આવે છે તેની અમે પહેલાં એક વાર તપાસ કરી હતી. તપાસને પરિણામે જણાયુ હતું કે બધું મળીને પાંચ પ્રકારનું સાહિત્ય વંચાય છે :

(૧) વર્તમાનપત્ર, (૨) શાળોપયોગી પુસ્તકો, (૩) ઉપન્યાસ, નાટક, નવલિકા, વાર્તાઓ વગેરે, (૪) પ્રાંતીય ભાષામાં લખેલા પૌરાણિક અને ધાર્મિક ગ્રંથ, અને (૫) વૈદક સંબંધી પુસ્તકો.

આનો અર્થ એ છે કે, જો આપણે લોકોનાં હૃદય ઉન્નત કરવા માગતા હોઈએ તો ઉપર જણાવેલા પાંચ પ્રકારના સાહિત્યની ઉન્નતિ કરવી જોઈએ.

ગઈ સાલની વાત છે. એક મિત્રે મને કહ્યું, ‘ મરાઠી ભાષા કેટલે ઊંચે ચડી શકે છે તે જ્ઞાનદેવે બતાવ્યું; અને એ કેટલી નીચે પડી શકે છે તે આજનાં આપણાં છાપાં દેખાડે છે.' ( સાહિત્ય સંમેલનના ) પ્રમુખની ટીકાનો અને આપણા મિત્રના ઉદ્‌ગારનો અર્થ ‘ प्राधान्येन व्यपदेशः ’ એ સૂત્ર અનુસાર કરવો જોઈએ. અર્થાત્ એમના કથનનો એવો અર્થ ન કરવો જોઈએ કે બધાં જ છાપાં અક્ષરશઃ પેસિફિક મહા-સાગરના તળિયા સુધી જઈ પહોંચ્યાં છે. એમનાં કથનોમાંથી

આપણે એટલું જ સમજી લેવું જોઈએ કે, સ્થૂળ ગણતરી મુજબ આ પરિસ્થિતિ છે. આ દૃષ્ટિએ દુઃખપૂર્વક સ્વીકારવું પડે છે કે આ ટીકા યથાર્થ છે.

પરંતુ એમાં દોષ કોનો છે? કોઈ કહે છે નંત્રીઓનો, કોઈ કહે છે વાચકોનો, કોઈ કહે છે મૂડીવાદીઓનો. ગુનામાં ત્રણે સામેલ છે. અને 'કમાણીનો ભાગ' ત્રણેને સરખો મળવાનો છે, એમાં કોઈને કંઈ શક નથી. પરંતુ મારા મન પ્રમાણે — આ ત્રણે ભલે અપરાધી હોય — અપરાધ કરનાર બીજો જ છે, અને એ જ ખરો પાપી છે. એ કોણ? — સાહિત્યની વ્યાખ્યા કરનાર ખુશામતિયો અથવા રુચિભ્રષ્ટ સાહિત્યકાર.

'વિરોધી વિવાદનું બળ, બીજાનો જીવ બાળવો, કડવી કે તીક્ષ્ણ વાતો કહેવી, મજાક (ઉપહાસ), છલ (વ્યંગ્ય), મર્મભેદ (મર્મસ્પર્શ), આડુંઅવળું સંભળાવવું (વક્રોક્તિ), કઠોરતા, આંટીઘૂંટી, સંદિગ્ધતા, પ્રતારણા (કપટ)' — આ બધા જ્ઞાનદેવે વાણીના અવગુણો જણાવ્યા છે. પરંતુ આપણા સાહિત્યકારો તો બરાબર એ જ અવગુણોને 'વાગ્ભૂષા' અથવા સાહિત્યનો શણગાર માને છે. થોડા વખત પહેલાં એકવાર રામદાસની 'છીછરા મનવાળાઓને વિનોદ ગમે છે' એ ઉક્તિ પર કેટલાક સાહિત્યિક બહુ ભિડાયા હતા. એ ઉક્તિના ભાવાર્થ પર ધ્યાન આપીને એમાંથી ઉચિત ઉપદેશ ગ્રહણ કરવાને બદલે એ લોકોએ એવી શોધ કરી કે, જીવન અને સાહિત્યમાં વિનોદનું જે સ્થાન છે તે જ રામદાસ સમજી શક્યા નહોતા. ઉપહાસ, છલ, મર્મસ્પર્શ વગેરેનો જ્ઞાનદેવે અસ્વીકાર કર્યો, એને પણ આપણા સાહિત્યકારો — પોતાની

સાહિત્યની વ્યાખ્યા પ્રમાણે — જ્ઞાનદેવના અજ્ઞાનનું જ ફળ સમજશે.

જ્ઞાનદેવ કે રામદાસને રાષ્ટ્રકલ્યાણની તાલાવેલી લાગી હતી અને આપણા વિદ્વાનોને ઝમકવાળી ભાષાની ફિકર છે, પછી ભલે રાષ્ટ્રઘાત જ ન થતો હોય! — આ એ બે વચ્ચે મુખ્ય ભેદ છે. આપણી સાહિત્યનિષ્ઠા એવી છે કે, સત્ય ભલે મરી જાય, પણ સાહિત્ય જીવતું રહે.

'હે પ્રભો, હજી સુધી મને પૂર્ણ અનુભવ નથી થતો, તો હે મારા દેવ, શું હું કેવળ કવિ જ બનીને રહું?' — આ શબ્દોમાં ઈશ્વર પાસે તુકારામ પોતાનું દુઃખ રડે છે; અને આ લોકો (સાહિત્યકારો) તુકારામનાં આ વચનોમાં કાવ્ય કેટલે અંશે સધાયું છે તે શોધે છે. આપણી પાઠશાળાઓના શિક્ષણની આખી પદ્ધતિ જ એવી છે. મેં એક નિબંધ વાંચ્યો હતો. એમાં લેખકે તુલસીદાસની શેક્સપિયર સાથે તુલના કરી હતી અને કોનું સ્વભાવચિત્રણ કયા દરજ્જાનું છે એની ચર્ચા કરી હતી. મતલબ કે તુલસીદાસનું રામાયણ જે હિન્દુસ્તાનના કરોડો લોકોને માટે — ગામડાંના લોકો માટે પણ — જીવનનું માર્ગદર્શક પુસ્તક છે, તેનું અધ્યયન પણ આ ભલો માણસ સ્વભાવચિત્રણની શૈલીની દૃષ્ટિએ કરે છે. મારા કથનમાં કદાચ કેટલાકને અતિશયોક્તિ લાગશે, પણ મને તો ઘણી વાર એમ જ લાગ્યું છે કે આ શૈલીભક્તોએ રાષ્ટ્રની શીલહત્યાનો ઉદ્યોગ શરૂ કર્યો છે.

શુકદેવનો એક શ્લોક છે એનો ભાવાર્થ એ છે કે, 'જનતાનું ચિત્ત જેનાથી શુદ્ધ થાય છે એ જ ઉત્તમ સાહિત્ય છે.' જેઓ સાહિત્ય-શાસ્ત્રકાર કહેવાય છે અને જેમનો આપણા

પર પ્રભાવ છે, તેઓ આ વ્યાખ્યા સ્વીકારતા નથી. તેમણે તો શૃંગારથી માંડીને બીભત્સ સુધીના જુદા જુદા રસ માન્ય કર્યાં છે અને નક્કી કર્યું છે કે, સાહિત્ય એ જ છે જેમાં આ રસો હોય. સાહિત્યની આ આખી વ્યાખ્યા સ્વીકારી લો, એમાં કર્તવ્યશૂન્યના ઉમેરો, પછી કોઈ બનાવો કે આજનાં મરાઠી છાપાંમાં જે દેખાય છે તે સિવાય બીજા કયા સાહિત્યનું નિર્માણ થઈ શકે ?

# ૧૯
# લોકમાન્યનાં ચરણોમાં

## આજનો નૈમિત્તિક ધર્મ

આજનો નૈમિત્તિક ધર્મ લોકમાન્યનું પુણ્યસ્મરણ છે. આજે તિલકની પુણ્યતિથિ છે. ઈ. સ. ૧૯૨૦થી તિલક સદેહે આપણી વચ્ચે નથી. એ વખતે હું મુંબઈ ગયો હતો. ચાર પાંચ દિવસ પહેલાં જ ગયો હતો. પણ દાક્તરે કહ્યું, 'હવે કંઈ ડર નથી.' એટલે એક કામને માટે હું સાબરમતી રવાના થયો. હું અર્ધે રસ્તે નહિ પહોંચ્યો હોઉં ત્યાં અને લોકમાન્યના મૃત્યુના સમાચાર મળ્યા. મારા અત્યંત નિકટના આત્મીય, સાથી અને મિત્રના મૃત્યુની જે અસર થાય તેવી જ લોકમાન્યના મૃત્યુથી થઈ: મારા પર બહુ ભારે અસર થઈ. તે દિવસથી જીવનમાં કંઈક નવીનતા આવી ગઈ. મને લાગ્યું કે જાણે કોઈ બહુ માયાળુ કુટુંબી ચાલ્યુ ગયુ. આમાં જરા પણ અત્યુક્તિ નથી. આટલાં વરસ થઈ ગયાં; આજે ફરીથી એમનું સ્મરણ કરવું છે. લોકમાન્યનાં ચરણોમાં હું મારી આ તુચ્છ શ્રદ્ધાંજલિ મારી ઊંડી શ્રદ્ધાને કારણે ચડાવું છું.

## નામ-મહિમા

તિલક વિષે જ્યારે હું કંઈ કહેવા માંડું છું ત્યારે મારા મોઢામાંથી શબ્દો નીકળવા મુશ્કેલ થઈ પડે છે, ગદ્‌ગદ થઈ

જાઉં છું. સાધુસંતોનું નામ લેતાં મારી જેવી સ્થિતિ થાય છે તેવી જ આ નામથી પણ થાય છે. હું મારા મનનો ભાવ પ્રગટ જ નથી કરી શકતો. ઉત્કટ ભાવના શબ્દોમાં વ્યક્ત કરવી મુશ્કેલ છે. ગીતાનું નામ લેતાં પણ મારી એવી જ સ્થિતિ થઈ જાય છે. જાણે સ્ફૂર્તિનો સંચાર થાય છે. ભાવનાઓની પ્રચંડ ભરતી આવે છે. વૃત્તિ ઊભરાવા માંડે છે. પરંતુ આ મહત્તા મારી નથી; ગીતાની છે. તિલકના નામ વિષે પણ એમ જ છે. હું તુલના નથી કરતો; કારણ કે તુલનામાં હમેશાં દોષ આવી જાય છે. પરંતુ જેઓના નામસ્મરણમાં એવી સ્ફૂર્તિ આપવાની શક્તિ છે તેઓમાંના તિલક પણ એક છે. એમનાં સ્મરણમાં જ જાણે શક્તિ ભરેલી છે. રામનામનો જ દાખલો જુઓ. એના સ્મરણથી કેટલા જડ જીવોનો ઉદ્ધાર થઈ ગયો એની ગણતરી કોણ કરશે! અનેક આન્દોલન, અનેક ગ્રંથ, ઇતિહાસ, પુરાણ — આમાંથી કોઈ પણ વસ્તુની એટલી અસર નહિ થઈ હોય જેટલી રામનામની થઈ અને થાય છે. રાષ્ટ્રોનો ઉદય થયો અને અસ્ત થયો; પરંતુ રામનામની સત્તા અબાધિત રૂપે વિદ્યમાન છે. તુલસીદાસજીએ કહ્યું છે 'कहउँ नाम बड राम तें' — હે રામ, તારા કરતાં તારું નામ જ મને વધારે પ્રિય છે. તારું રૂપ તો એ સમયનાં અયોધ્યાવાસીઓ અને એ જમાનાના નરવાનરોએ જોયું. અમારી સમક્ષ તારું રૂપ નહિ, પણ તારું નામ છે. જે મહિમા તારા નામમાં છે તે તારા રૂપમાં નથી. હે રામ, તેં શબરી, જટાયુ વગેરેનો ઉદ્ધાર કર્યો. પરંતુ તેઓ તો સુસેવક હતાં. એમાં તારી મોટાઈ કાંઈ નથી. પરંતુ તારા નામે અનેક દુર્જનોનો ઉદ્ધાર કર્યો, એમ વેદ કહે છે.

'शवरी गीध सुसेवकनि सुगति दीन्ह रघुनाथ ।
नाम उधारे अमित खल वेद विदित गुणगाथ ॥'

તુલસીદાસજી કહે છે, રામનો મહિમા ગાનારા મૂઢ છે. રામે તો મોટા મોટા સેવકોનો જ ઉદ્ધાર કર્યો. પણ નામે? નામે અસંખ્ય જડ મૂઢોનો ઉદ્ધાર કર્યો. શબરી તો અસામાન્ય સ્ત્રી હતી. એનો વૈરાગ્ય અને એની ભક્તિ કેટલાં મહાન હતાં! એવો જ જટાયુ હતો. આ શ્રેષ્ઠ જીવોનો, આ ભક્તજનોનો રામે ઉદ્ધાર કર્યો એમાં કઈ ભારે વસ્તુ થઈ ગઈ? પરંતુ રામનામ તો દુર્જનોને પણ ઉગારે છે. અને ખરું જોતાં મને એનો અનુભવ થઈ રહ્યો છે. મારા કરતાં મોટો દુર્જન બીજો કોણ હોઈ શકે? મારા જેવો દુષ્ટ હું જ છુ. આ વિષે મારે બીજાઓનો મત જાણવાની જરૂર નથી. નામથી ઉદ્ધાર થાય છે. જેમણે પવિત્ર કર્મ કર્યાં, પોતાનુ શરીર પરમાર્થમાં ખર્ચ્યું, એમના નામમાં એવી શક્તિ આવી જાય છે.

### મનુષ્યની વિશેષતા

૧૦ આમાં જ મનુષ્યની વિશેષતા છે. આહારવિહારાદિ બીજી બાબતોમાં મનુષ્ય અને પશુ સમાન જ છે. પરંતુ મનુષ્ય જે રીતે પશુ કે પશુથી પણ નીચ બની શકે છે, એ જ રીતે પરાક્રમથી, પૌરુષથી એ પરમાત્માની નિકટ પણ પહોંચી શકે છે. મનુષ્યમાં આ બંને શક્તિઓ છે. ખૂબ માંસ અને ઈંડાં વગેરે ખાઈને એ વાઘ જેવો હષ્ટપુષ્ટ પણ બની શકે છે; અથવા બીજાઓને માટે પોતાનું શરીર પણ કેંકી દઈ શકે છે. મનુષ્ય પોતાને માટે અનેકનો ઘાત કરીને પશુ બની શકે છે; અથવા અનેકને માટે પોતાનું બલિદાન કરીને પુણ્યશ્લોક પણ બની શકે છે. પશુની શક્તિ મર્યાદિત

છે. એની બૂરાઈને પણ મર્યાદા છે. પણ મનુષ્યના પતનની, અથવા ઊંચે ચડવાની કશી મર્યાદા નથી. એ પશુથી પણ નીચે પડી શકે છે, અને એટલો ઊંચે ચડી શકે છે કે દેવતા જ બની જાય છે. જે પડે છે તે જ ચડી પણ શકે છે. પશુ અધિક નીચે પડી શકતું નથી તેથી ચડી પણ શકતું નથી. માણસ બંને બાબતોમાં પરાકાષ્ઠા કરી શકે છે. જે લોકોએ પોતાનું જીવન આખી દુનિયા માટે અર્પણ કરી દીધું છે એમના નામમાં બહુ પવિત્રતા આવી જાય છે. એમનું નામ જ તારાની પેઠે આપણી સમક્ષ રહે છે. રોજ તર્પણ કરતાં આપણે કહીએ છીએ: 'वसिष्ठं तर्पयामि', 'भारद्वाजं तर्पयामि', 'अग्निं तर्पयामि'. આ ઋષિઓ વિષે આપણે શું જાણીએ છીએ? એમનું જીવનચરિત લખવામાં સાતસો આઠસો પાનાં ભરી શકીએ? કદાચ એક પાનું પણ નહિ લખી શકીએ. પરંતુ એમનું જીવનચરિત ન હોય તોપણ 'વસિષ્ઠ' એ નામ જ પૂરતું છે. એ નામ જ તારક છે. બીજું કંઈ બાકી રહે કે ન રહે; કેવળ નામ જ તારાની પેઠે માર્ગદર્શક થશે, પ્રકાશ આપશે. મને શ્રદ્ધા છે કે, સેંકડો વરસ પછી તિલકનું નામ પણ એવું જ પવિત્ર મનાશે. એમનું જીવનચરિત્ર વગેરે બહુ નહિ રહે, પરંતુ ઇતિહાસના આકાશમાં એમનું નામ તારાની પેઠે ચમકતું રહેશે.

### 'ચરિત્ર' અને 'ચારિત્ર'નો ભેદ

આપણે મહાપુરુષોના ચારિત્ર્યનું અનુકરણ કરવું જોઈએ, એમના ચરિત્રનું નહિ. ખરું જોતાં મહત્ત્વ ચારિત્ર્યનું છે. શિવાજી મહારાજે અનેક કિલ્લા બંધાવીને સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું. એટલે આજે એ જ રીતે કિલ્લા બંધાવવાથી સ્વરાજ્ય

પ્રાપ્ત થશે એમ ન માનવું જોઈએ. પરંતુ જે વૃત્તિથી એમણે પોતાનું જીવન વિતાવ્યું અને લડાઈ કરી એ વૃત્તિ, એ ગુણો આપણે જોઈએ. જે વૃત્તિથી શિવાજીએ કામ કર્યું એ વૃત્તિથી આજે પણ આપણે સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકીએ. તેથી જ મેં કહ્યું કે એ સમયનું રૂપ આપણા કામનું નથી, એનું આંતરિક રહસ્ય ઉપયોગી છે. ચરિત્ર ઉપયોગી નથી, ચારિત્ર્ય ઉપયોગી છે. કર્તવ્ય કરતી વખતે એમની જે વૃત્તિ હતી તે આપણે માટે આવશ્યક છે. એમના ગુણોનું સ્મરણ આવશ્યક છે. તેથી તો હિન્દુઓએ ચરિત્રનો ભાર છોડીને નામસ્મરણ પર ભાર મૂક્યો. આટલી મહાન વ્યક્તિઓનું આખું ચરિત્ર મગજમાં રાખવાની કોશિશ કરીએ તો એનાથી જ ગૂંગળાવા માંડીશું. શ્વાસ રૂંધાવા માંડશે. તેથી કેવળ ગુણોનું સ્મરણ કરવાનું છે, ચરિત્રનું અનુકરણ નહિ./

**એક મજાની વારતા**

એક વારતા મશહૂર છે. કેટલાક છોકરાઓએ 'સાહસિક મુસાફર' નામનું એક પુસ્તક વાંચ્યુ; અને તરત જ નક્કી કરી દીધુ કે, એ પુસ્તકમાં લખ્યું છે એવું જ આપણે પણ કરીએ. એ પુસ્તકમાં વીસ પચ્ચીસ યુવકો હતા; આ લોકો પણ ગમે ત્યાંથી વીસ પચ્ચીસ ભેગા થયા. પુસ્તકમાં લખ્યું હતું કે, 'તેઓ એક જંગલમાં ગયા.' પછી શું? આ લોકો પણ એક જંગલમાં પહોંચ્યા. પુસ્તકમાં લખ્યું હતું કે એ છોકરાઓને જંગલમાં એક વાઘ મળ્યો. હવે આ બિચારા વાઘ ક્યાંથી લાવે? છેવટે, તેઓમાં એક બુદ્ધિમાન છોકરો હતો તે કહેવા લાગ્યો, 'અરે ભાઈ, આપણે તો પહેલેથી છેલ્લે સુધી ભૂલ જ કરી. આપણે પેલા છોકરાઓની નકલ

કરવા માગીએ છીએ. પણ અહીંયાં તો બધું ઊલટું જ થઈ રહ્યું છે. પેલા છોકરાઓ કોઈ પુસ્તક વાંચીને થોડા જ મુસાફરી કરવા નીકળ્યા હતા? આપણાથી તો શરૂઆતમાં જ ભૂલ થઈ.'

### વાસ્તવિક શ્રાદ્ધ

મતલબ કે, ચરિત્રની બધી ઘટનાઓનું આપણે અનુકરણ ન કરી શકીએ. ચરિત્રનું તો વિસ્મરણ થવું જોઈએ. કેવળ ગુણોનું સ્મરણ પૂરતું છે. ઇતિહાસ તો ભૂલવા માટે જ છે, અને લોકો એને ભૂલી પણ જાય છે. છોકરાઓના ધ્યાનમાં બધો ઇતિહાસ રહેતો પણ નથી. એને માટે એમને નકામો માર પણ પડે છે. ઇતિહાસમાંથી આપણે કેવળ ગુણ જ ગ્રહણ કરવા જોઈએ. ગુણો કદી ભૂલવા ન જોઈએ, શ્રદ્ધાપૂર્વક યાદ રાખવા જોઈએ. પૂર્વજોના ગુણોનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ એ જ શ્રાદ્ધ. આ શ્રાદ્ધ પાવન હોય છે. આજનું શ્રાદ્ધ મને પાવન લાગે છે. તમને પણ એમ જ લાગતું હશે.

### તિલકનું ગુણ-સ્મરણ

તિલકનો પહેલો ગુણ કયો હતો? તિલક જાતિએ બ્રાહ્મણ હતા. પરંતુ જેઓ બ્રાહ્મણ નથી તેઓ પણ તેમનું સ્મરણ કરે છે. તિલક મહારાષ્ટ્રી હતા. પરંતુ પંજાબના પંજાબી અને બંગાળના બંગાળી પણ એમને પૂજ્ય માને છે. તિલકનું બ્રાહ્મણત્વ અને એમનું મહારાષ્ટ્રીપણું — બધું જ હિંદ ભૂલી ગયું છે. આ ચમત્કાર છે. એમાં રહસ્ય છે — બેવડું રહસ્ય છે. આ ચમત્કારમાં તિલકનો ગુણ તો છે જ. તે ઉપરાંત આપણા પૂર્વજોની કમાઈનો પણ ગુણ છે. જનતાનો એક ગુણ અને તિલકનો એક ગુણ — આ બંનેના પ્રભાવથી આ

ચમત્કાર થયો કે બ્રાહ્મણ અને મહારાષ્ટ્રીય તિલક આખા ભારતવર્ષમાં બધી જાતિઓ દ્વારા પૂજાય છે. બંનેના ગુણ તરફ આપણે ધ્યાન આપવું જોઈએ.

### રાષ્ટ્રીય રામલીલામાં હું શું બનું?

આ પ્રસંગે મને અહલ્યાની કથા યાદ આવે છે. રામાયણમાં અહલ્યાની કથા મને બહુ ગમે છે. રામનું આખું ચરિત્ર જ શ્રેષ્ઠ છે; અને એમાં આ કથા તો બહુ જ પ્રિય લાગે છે. આજે પણ આપણી અંદર રામ (સત્ત્વ) નથી એમ નથી. આજે પણ રામ છે. રામજન્મ થઈ ચૂક્યો છે; ભલે એની કોઈને ખબર હોય કે ન હોય. પણ આજે રાષ્ટ્રમાં રામ છે. કારણ કે, નહિ તો આજે થોડાઘણા તેજનો સંચાર દેખાય છે તે ન દેખાત. ઊંડા ઊતરીને જોઈએ તો આજે પણ રામનો અવતાર થઈ ચૂક્યો છે. હું વિચાર કરું છું કે, આજે રામલીલા ચાલી રહી છે તેમાં કયો વેશ લઉં? કયા પાત્રનો અભિનય કરું? રામની આ લીલામાં હું શું બનું? લક્ષ્મણ બનું? નહિ, નહિ. એમની એ જાગૃતિ, એ ભક્તિ ક્યાંથી લાવું? તો શું ભરત બનું? નહિ, ભરતની કર્તવ્યદક્ષતા, જવાબદારીનું ભાન, એમની દયા અને ત્યાગ ક્યાંથી લાવું? હનુમાનનું તો નામ પણ જાણે રામનું હૃદય જ છે. તો પછી ગાંઠે પુણ્ય નથી તેથી શું રાવણ બનું? ના. રાવણ પણ ન બની શકું. રાવણની ઉત્કટતા, મહત્ત્વાકાંક્ષા મારી પાસે ક્યાં છે? તો પછી હું કયો વેશ લઉં? કયા પાત્રનો અભિનય કરું? શું એવું કોઈ પાત્ર નથી જેનો હું વેશ લઈ શકું? જટાયુ, શબરી? — તેઓ તો સુસેવક હતાં. અંતે મને અહલ્યા નજરે પડી. અહલ્યા તો પથ્થર બનીને બેઠી હતી.

### અહલ્યાનું આખ્યાન

મને થયું કે હું અહલ્યાનો અભિનય કરું. જડ પથ્થર બનીને બેસું. એટલામાં એ અહલ્યા બોલી ઊઠી, 'આખા રામાયણમાં શું હું જ સૌથી તુચ્છ જડમૂઢ પાત્ર ઠરી? અરે બુદ્ધિમાન, શું અહલ્યાનું પાત્ર સૌથી નિકૃષ્ટ છે? મારામાં શું કંઈ યોગ્યતા જ નથી? અરે, રામની યાત્રામાં તો અયોધ્યાથી માંડીને રામેશ્વર સુધીમાં હજારો પથ્થર હતા; તેમનો ઉદ્ધાર કેમ ન થયો? હું કંઈ નાલાયક પથ્થર નથી. હું પણ ગુણી પથ્થર છું.' અહલ્યાની વાત મને ખરી લાગી. પણ ભલે અહલ્યાના પથ્થરમાં ગુણ હતા, તોયે આ બધો મહિમા કેવળ એ પથ્થરનો નથી. તે જ રીતે બધો મહિમા રામના ચરણનો પણ નથી. અહલ્યા સમાન પથ્થર અને રામના ચરણ જેવા ચરણ — બેનો સંયોગ જોઈએ. ન તો રામના ચરણોથી બીજા પથરાનો ઉદ્ધાર થયો, અને ન કોઈ બીજાના ચરણોથી અહલ્યાનો થયો.

### અહલ્યા-રામ-ન્યાય

આને હું અહલ્યા-રામ-ન્યાય કહું છું. બેના મેળાપથી કામ થાય છે. તિલકના દૃષ્ટાંતને આ જ ન્યાય લાગુ પડે છે. તિલકનું બ્રાહ્મણપણું, મહારાષ્ટ્રીપણું વગેરે બધું ભૂલી જઈને આખું હિન્દુસ્તાન એમની પુણ્ય સ્મૃતિ ઊજવે છે. આ ચમત્કારમાં તિલકના ગુણ અને જનતાના ગુણ બંનેનું સ્થાન છે. આ ચમત્કારનાં બંને કારણ છે. કેટલોક ગુણ તિલકનો છે અને કેટલોક એમને માનનારી આમ જનતાનો. આ ગુણોનું આપણે જરા પૃથક્કરણ કરીએ.

## તિલકનો ગુણ

તિલકનો ગુણ એ હતો કે એમણે જે કંઈ કર્યું એમાં આખા ભારતવર્ષનો વિચાર કર્યો. તિલકનો દેહ મુંબઈમાં પડયો તેથી ત્યાં એમનાં સ્મારક-મંદિર થશે. એમણે મરાઠીમાં લખ્યું તેથી મરાઠી ભાષામાં એમનાં સ્મારક થશે. પરંતુ તિલકે જ્યાં કંઈ અને જે કંઈ કર્યું — ગમે તે ભાષામાં કેમ ન કર્યું હોય — એ બધું ભારતવર્ષ માટે કર્યું. 'હું બ્રાહ્મણ છું, હું મહારાષ્ટ્રી છું,' એવું અભિમાન એમને નહોતું. એમનામાં અલગ-પણાની, ભેદની ભાવના નહોતી. તેઓ મહારાષ્ટ્રમાં હતા તોપણ તેમણે આખા ભારતવર્ષનો વિચાર કર્યો. જે અર્વાચીન મહારાષ્ટ્રીય વિભૂતિઓએ આખા ભારતવર્ષનો વિચાર કર્યો તેઓમાંના એક તિલક હતા. અને બીજા જે મારી દૃષ્ટિએ ચડે છે તે હતા મહર્ષિ ન્યાયમૂર્તિ રાનડે. તિલકે મહારાષ્ટ્રને પોતાના ખિસ્સામાં મૂક્યું અને આખા હિંદુસ્તાન માટે લડતા રહ્યા. 'હિંદુસ્તાનના હિતમાં મારા મહારાષ્ટ્રનું પણ હિત છે; તેથી પૂનાનું હિત છે; પૂનામાં રહેતા મારા કુટુંબનું હિત છે; અને કુટુંબમાં રહેનાર મારું પણ હિત છે. હિંદુસ્તાનના હિતનો વિચાર કરવાથી એમાં જ મહારાષ્ટ્ર, પૂના, મારું કુટુંબ અને હું — બધાંના હિતનો વિચાર આવી જાય છે,' આ તત્ત્વ એમણે જાણી લીધું હતુ અને એને જ અનુસરીને એમણે કામ કર્યું. આવી વિશાળ એમની વ્યાખ્યા હતી. જે સાચી સેવા કરવા માગે છે એને એ સેવા કોઈ મર્યાદિત સ્થાનમાં કરવી પડશે. પરંતુ એ મર્યાદિત સ્થાનમાં રહીને કરાતી સેવાની પાછળ વૃત્તિ વિશાળ, વ્યાપક અને અમર્યાદિત હોવી જોઈએ.

### મર્યાદિત ક્ષેત્ર અને વ્યાપક સેવા

શાલિગ્રામ મર્યાદિત છે. પરંતુ એમાં હું જે ભગવાનનાં દર્શન કરું છું તે બ્રહ્માંડવ્યાપી છે, સ્થિર-ચર, જડ-ચેતન સૌમાં નિવાસ કરનાર છે. તેથી તો એ વાસ્તવિક પૂજન થાય છે. 'जले स्थले तथा काष्ठे विष्णुः पर्वतमूर्धनि.' એ ત્રિભુવન-વ્યાપક વિષ્ણુને પૂજારી શાલિગ્રામમાં નહિ જુએ તો એની પૂજા નર્યું ગાંડપણ હશે. સેવા કરવામાં પણ ખૂબી છે, રહસ્ય છે. મારા ગામમાં રહીને પણ હું વિશ્વેશ્વરની સેવા કરી શકું છું. બીજાને ન લૂંટનાં જે સેવા થાય છે તે અમૂલ્ય હોઈ શકે — હોય છે.

### કેટલાંક દૃષ્ટાંત

તુકારામે પોતાનુ દેહુ ગામ ન છોડ્યું. રામદાસ ઘણાં ગામોમાં ફર્યા અને સેવા કરતા રહ્યા. છતાં બંનેની સેવાનું ફળ એક છે, અનંત છે. બુદ્ધિ વ્યાપક હોય તો અલ્પ કર્મથી પણ અપાર ફળ મળે છે. સુદામા મુઠ્ઠીભર જ તાંદુલ લઈને ગયા હતા પરંતુ એ તાંદુલમાં પ્રચંડ શક્તિ હતી. સુદામાની બુદ્ધિ વ્યાપક હતી. બહુ મોટું કર્મ કરવા છતાં, પણ કેટલાક અભાગીઓને બહુ થોડું ફળ મળે છે. પરંતુ સુદામા નાનકડા કર્મથી બહુ મોટું ફળ પ્રાપ્ત કરી શક્યા. જેની બુદ્ધિ શુદ્ધ, નિષ્પાપ, પવિત્ર તથા સમત્વયુક્ત છે, ભક્તિમય અને પ્રેમમય છે તે નાનકડી પણ ક્રિયા કરે તોયે તેનુ ફળ મહાન આવે છે, મૂલ્ય બહુ વધારે થાય છે. એ એક મહાન આધ્યાત્મિક સિદ્ધાંત છે. માતાનો પત્ર બે જ શબ્દોનો કેમ ન હોય, પણ એ વિલક્ષણ પ્રભાવ પાડે છે. એ પ્રેમની શાહીથી પવિત્રતાના સ્વચ્છ કાગળ પર લખેલો હોય છે. બીજું કોઈ પોથું કેટલાય

સફેદ કાગળ પર કેમ ન લખેલું હોય, પણ જો એના મૂળમાં શુદ્ધ બુદ્ધિ ન હોય, નિર્મળ બુદ્ધિ ન હોય, લખેલું પ્રેમમાં ઢાળેલું ન હોય, તો આખું પોથું નકામું છે.

### વ્યાપકતાની મહોર

પરમાત્માને ત્યાં 'કેટલી સેવા' એ પ્રશ્ન નથી, "કેવી સેવા' એ પ્રશ્ન છે. તિલક અત્યંત બુદ્ધિમાન, વિદ્વાન, અને અનેક શાસ્ત્રોના પંડિત હતા, એટલે એમની સેવા અનેકાંગી અને બહુ મહાન છે. પરંતુ તેમણે જેટલી કીમતી સેવા કરી એટલી જ કીમતી સેવા એક ગામડિયો સેવક પણ કરી શકે. તિલકની સેવા વિપુલ અને અનેકાંગી હતી. તોપણ એનું મૂલ્ય અને એક અલ્પ સેવકની સેવાનું મૂલ્ય બરાબર હોઈ શકે. એક ગાડું ભરીને જુવાર રસ્તામાં જતી હોય પણ એની કિંમત હું મારા નાનકડા ખિસ્સામાં રાખી શકું છું. દસ હજારની નોટ મારા ખિસ્સામાં રાખી શકું છું. એના પર ફક્ત સરકારી મહોર હોવી જોઈએ. તમારી સેવા ઉપર પણ વ્યાપકતાની મહોર લાગેલી હોવી જોઈએ. કોઈ બહુ સેવા કરે પણ તે વ્યાપક દૃષ્ટિ અને વ્યાપક વૃત્તિથી ન કરે, તો તેની કિંમત વ્યાપક દૃષ્ટિથી કરેલી નાનકડી સેવા કરતાં ઓછી જ ગણાશે. વ્યાપક વૃત્તિથી કરેલી અલ્પ સેવા અમૂલ્ય બની જાય છે, એ એની ખૂબી છે. તમે અને હું—સૌ કોઈ સેવા કરી શકીએ એટલા માટે પરમાત્માની આ યોજના છે. ગમે ત્યાં ગમે તે કરો, પણ તે સંકુચિત દૃષ્ટિથી ન કરશો; એમાં વ્યાપકતા ભરી દો. આ વ્યાપકતા આજના કાર્યકર્તાઓમાં ઓછી જોવામાં આવે છે. કુશળ કાર્યકર્તા આજ સંકુચિત દૃષ્ટિથી કામ કરતા દેખાય છે.

## તિલકની વ્યાપકતા

તિલકની દૃષ્ટિ વ્યાપક હતી તેથી એમના ચારિત્ર્યમાં આકાશ અને આનંદ છે. હિંદુસ્તાનના જ નહિ બલ્કે દુનિયાના કોઈ પણ સમાજના હિતનો વિરોધ ન થાય એ રીતે ગમે ત્યાં સેવા કરો. ભલે એ એક ગામડાની જ સેવા હોય, એ અમૂલ્ય છે. પરંતુ જો બુદ્ધિ વ્યાપક હોય તો તમારી દૃષ્ટિ વ્યાપક બનાવો. પછી જુઓ કે તમારાં કાર્યોમાં કેવી સ્ફૂર્તિનો સચાર થાય છે! કેવી વીજળીનો સંચાર થાય છે! તિલકમાં આ જ વ્યાપકતા હતી. 'હું ભારતીય છું' એ એમની વૃત્તિ શરૂઆતથી જ હતી. બંગાળમાં ચળવળ શરૂ થઈ તિલકે ધાઈને એમાં મદદ કરી. બંગાળને સાથ આપવા મહારાષ્ટ્રને શિખવું કર્યું. સ્વદેશીનો ડંકો વગાડ્યો. 'બંગાળ જ્યારે લડાઈના મેદાનમાં ખડું છે ત્યારે આપણે પણ જવું જોઈએ. જે બંગાળનું દુઃખ છે તે મહારાષ્ટ્રનું પણ છે.' એવી વ્યાપકતા, સાર્વરાષ્ટ્રીયતા તિલકમાં હતી. તેથી પૂનાના નિવાસી હોવા છતાં તેઓ હિન્દુસ્તાનના પ્રાણ બની ગયા, આખા દેશને પ્રિય બન્યા. તેઓ આખા ભારતવર્ષના પૂજનીય બન્યા એનું એક કારણ એ હતું કે, એમની દૃષ્ટિ સાર્વરાષ્ટ્રીય હતી, વ્યાપક હતી.

### જનતાનો ગુણ

પરંતુ એનું બીજું પણ એક કારણ હતું. તે જનતાની વિશેષતા. જનતાનો આ ગુણ કાર્યકર્તાઓમાં પણ છે, કેમકે તેઓ પણ જનતામાંના જ છે. પરંતુ તેમને પોતાને એ વસ્તુની ખબર નથી. તિલકના ગુણ સાથે જનતાના ગુણનું સ્મરણ પણ કરવું જોઈએ, કારણકે તિલક પોતાને જનતાના

ચરણોની રજ સમજતા હતા. જનતાના દોષ, જનતાની દુર્બળતા, જનતાની ત્રુટીઓ, સૌ કંઈ તે પોતાનું જ સમજતા. તેઓ જનતા સાથે એકરૂપ થઈ ગયા હતા, એટલે જનતાના ગુણોનું સ્મરણ એ તિલકના જ ગુણોનું સ્મરણ છે.

### ભારતીય રાષ્ટ્રધર્મ — આપણા પૂર્વજોની ભેટ

જનતાનો આ ગુણ આપણો કમાયેલો નથી. આપણા મહાન, પુણ્યવાન, વિશાળ દૃષ્ટિવાળા પૂર્વજોની એ ભેટ છે. જાણે કે આ ગુણ આપણે માતાના દૂધ સાથે જ પીધો છે. એ શ્રેષ્ઠ પૂર્વજોએ આપણને શીખવ્યું કે, માણસ કયા પ્રાન્તનો, કઈ જાતિનો છે એ જોવાને બદલે એટલું જ જુઓ કે, એ ભલો છે કે નહિ? એ ભારતીય છે કે નહિ? તેમણે આપણને શીખવ્યું કે ભારતવર્ષ એક રાષ્ટ્ર છે. કેટલાક લોકો કહે છે કે, અંગ્રેજોએ અહીં આવીને આપણને દેશાભિમાન શીખવ્યું ત્યારે આપણે રાષ્ટ્રીયતાથી પરિચિત થયા; પણ એ ખોટી વાત છે. એકરાષ્ટ્રીયતાની ભાવના જો આપણને કોઈએ શીખવી હોય તો તે આપણા પુણ્યવાન પૂર્વજોએ. એમની જ કૃપાથી આ અનોખી ભેટ આપણને મળી છે.

### 'दुर्लभं भारते जन्म'

આપણા રાષ્ટ્રર્ષિએ આપણને 'दुर्लभं भारते जन्म' એવો ઉપદેશ આપ્યો. 'दुर्लभं वंगेषु जन्म,' 'दुर्लभं गुर्जरेषु जन्म' એમ એમણે નથી કહ્યું; તેમણે તો એમ જ કહ્યું કે 'दुर्लभं भारते जन्म.' કાશીમાં ગંગાતટ પર રહેનારને કઈ વાતનો તલસાટ હોય છે? કાશીમાંથી ગંગાની કાવડ ભરીને રામેશ્વર ચડાવવા માટે એ તલસતો હોય છે. જાણે કે કાશી અને

રામેશ્વર એના ઘરનું આંગણું અને ઘર પાછળનો વાડો જ હોય! ખરી રીતે તો કાશી અને રામેશ્વર વચ્ચે પંદરસો માઈલનું અંતર છે. પણ તમારા શ્રેષ્ઠ ઋષિઓએ તમને એવો વૈભવ આપ્યો છે કે તમારું આંગણું પંદરસો માઈલનું છે. રામેશ્વરમાં રહેનાર રામેશ્વરના સમુદ્રનું જળ કાશીવિશ્વેશ્વરના મસ્તક પર ચડાવવા તલસે છે. રામેશ્વરનું સમુદ્રજળ તે કાશી સુધી લઈ જશે. કાવેરી અને ગોદાવરીના જળમાં નાહનાર પણ 'જયગંગે' 'હરગંગે' જ કહેશે. ગંગા કેવળ કાશીમાં જ નથી, અહીં પણ છે. જે વાસણમાં આપણે નાહવાનું પાણી ભરીએ છીએ તેને પણ ગંગાજળી નામ આપ્યું છે. આ કેવી વ્યાપક અને પવિત્ર ભાવના છે! આ ભારતીય ભાવના છે.

### ભારતીય રાષ્ટ્રભાવના

આ ભાવના આધ્યાત્મિક નહિ પણ રાષ્ટ્રીય છે. આધ્યાત્મિક માણસ 'दुर्लभं भारते जन्म' એમ નહિ કહે. એ કાંઈક બીજું જ કહેશે. જેમ કે તુકારામે કહ્યું, 'आमुचा स्वदेश । भुवनत्रया मध्ये वास' ॥ (स्वदेशो भुवनत्रयम्) તેમણે આત્માની મર્યાદાને વ્યાપક બનાવી દીધી; બધા દરવાજા અને બધા કિલ્લા તોડીને આત્મા પ્રાપ્ત કર્યો. તુકારામ જેવા આધ્યાત્મિક રંગમાં રંગાયેલા મહાપુરુષોએ પોતાના આત્માને સ્વતંત્ર સંચાર કરવા દીધો. 'अणोरणीयान् महतो महीयान्' એ ભાવનાથી પ્રેરાઈને, બધા ભેદાભેદોને પાર કરીને, જે સર્વત્ર ચિન્મયતાનું દર્શન કરી શક્યા તેઓ ધન્ય છે. લોકો પણ સમજી ગયા કે તેઓ આખા વિશ્વના છે. એમની કંઈ સીમા નથી. પરંતુ 'दुर्लभं भारते जन्म'ની જે કલ્પના ઋષિઓએ કરી તે આધ્યાત્મિક નથી, રાષ્ટ્રીય છે.

### વાલ્મીકિમાં રાષ્ટ્રભાવના

વાલ્મીકિએ રામાયણના પ્રારંભિક શ્લોકોમાં રામના ગુણોનું વર્ણન કર્યું છે. રામનાં ગુણગાન કરતાં કરતાં, રામ કેવા હતા એનું એ વર્ણન કરે છે : 'समुद्र इव गाम्भीर्ये स्थैर्ये च हिमवानिव।' 'સ્થિરતા ઉપરના હિમાલય જેવી, અને ગાંભીર્ય પણ પામેના સમુદ્ર જેવું.' જુઓ, કેવી વિશાળ ઉપમા છે! એણે પાસે હિમાલયથી માંડીને કન્યાકુમારી સુધીનું દર્શન કરાવ્યું. પાંચ માઈલ ઊંચો પર્વત અને પાંચ માઈલ ઊંડો સમુદ્ર એકત્ર બનાવ્યા. તેથી તો એ રામાયણ રાષ્ટ્રીય થયું. વાલ્મીકિના રોમેરોમમાં રાષ્ટ્રીયત્વ ભરેલું હતું. તેથી એ સાર્વરાષ્ટ્રીય રામાયણ રચી શક્યા. તેમનું રામાયણ સંસ્કૃતમાં છે તોપણ સૌનું આદરણીય છે. મહારાષ્ટ્રમાં એ જેટલું પ્રિય છે એટલું જ મદ્રાસ તરફ પણ પ્રિય છે. શ્લોકના એક જ ચરણમાં ઉત્તર ભારત અને દક્ષિણ ભારતનો સમાવેશ કરી દીધો. વિશાળ અને ભવ્ય ઉપમા છે!

### આપણા રાષ્ટ્રધર્મની વિશેષતા

આપણને કોઈ પૂછે કે, તમે કેટલા છો? તો આપણે તરત બોલી ઊઠીશું કે, અમે પાંત્રીસ કરોડ ભાઈબહેનો છીએ. અંગ્રેજને પૂછો તો એ ચાર કરોડ કહેશે. ફ્રેન્ચ સાત કરોડ કહેશે. જર્મન છ કરોડ કહેશે. બેલ્જિયન સાઠ લાખ કહેશે. ગ્રીક અડધો કરોડ કહેશે. અને આપણે પાંત્રીસ કરોડ!! આવો ફરક કેમ પડ્યો? આપણે પાંત્રીસ કરોડને એક માન્યા. તેમણે યુરોપના લોકોને એક ન માન્યા. સાચું પૂછો તો જર્મનોની ભાષા અને ફ્રેન્ચોની ભાષા બહુ જુદી નથી. એમાં મરાઠી અને ગુજરાતીના જેટલો ફેર છે. યુરોપની ભાષાઓ

લગભગ સરખી છે. એમનો ધર્મ પણ સમાન છે. જુદાં જુદાં રાષ્ટ્રોમાં પરસ્પર રોટીબેટી-વ્યવહાર પણ થાય છે. છતાં તેમણે યુરોપના અલગ અલગ ટુકડા કરી નાખ્યા ! હિંદુસ્તાનના પ્રાન્તોએ પોતાને અલગ ન માન્યા. યુરોપના લોકોએ એમ માની લીધું. હિંદુસ્તાન પણ રશિયા બાદ કરતાં બાકી રહેલા યુરોપ-ખંડ જેવડો એક ખંડ જ છે. પરંતુ આપણે ભારતવર્ષને એક ખંડ એટલે કે અનેક દેશોનો સમુદાય ન-માનતાં એક દેશ જ માન્યો, એક રાષ્ટ્ર માન્યું.

## યુરોપની ભેદભક્તિ

એ અભાગી યુરોપવાસીઓએ આખા યુરોપને એક દેશ ન માન્યો. તેમણે યુરોપને એક ખંડ માન્યો. એના નાના નાના ટુકડા કર્યા. એક એક ટુકડાને પોતાનો માન્યો અને એક-બીજા સાથે ઘનઘોર યુદ્ધ કર્યાં. ગયા મહાયુદ્ધનો જ દાખલો લો. લાખો લોકો મરી ગયા. તેઓ એકબીજા સાથે લડ્યા, પણ માંહોમાંહે ન લડ્યા. એ ભૂલ એમણે નથી કરી. પરંતુ આપણે ભારતને એક રાષ્ટ્ર માન્યું અને માંહોમાંહે લડ્યા.

## આપણો દોષ પણ ભૂષણ છે

અંગ્રેજ અથવા યુરોપીય ઇતિહાસકારો આપણને કહ્યા કરે છે કે, 'તમે માંહોમાંહે લડતા રહ્યા, આંતરિક કલહ કરતા રહ્યા.' અંદરઅંદર લડવું એ ખરાબ છે. એ તો હું પણ માનું છું. પરંતુ એ દોષનો સ્વીકાર કરવા છતાં મને એ આરોપનું અભિમાન છે. આપણે લડ્યા, પણ માંહોમાંહે લડ્યા, એનો અર્થ એ થયો કે, આપણે એક છીએ એ વાત એ ઇતિહાસ-કારોને પણ મંજૂર છે. એમના આક્ષેપમાં જ એ સ્વીકાર આવી ગયો. યુરોપીય રાષ્ટ્રો એકબીજા સાથે લડ્યાં, પરંતુ

પોતાના જ દેશમાં માંહોમાંહે ન લડયાં એમ કહેવામાં આવે છે. પરંતુ એમાં શી મોટાઈ છે? એક નાનકડા માનવ-સમુદાયને પોતાનું રાષ્ટ્ર કહીને શેખી મારવી કે અમારામાં એકતા છે, આપસમાં ફૂટ નથી, એમાં શી બહાદુરી છે? માની લો કે મેં મારા રાષ્ટ્રની 'મારું શરીર એ જ મારું રાષ્ટ્ર' એવી સંકુચિત વ્યાખ્યા કરી; તો પછી આપસમાં કદી યુદ્ધ જ નહિ થાય. હા, હું જ મારા મોંમાં સટાક દઈને એક થપ્પડ ચોડી દઉં તો અલબત લડાઈ થાય. પણ 'હું જ મારું રાષ્ટ્ર છું' એવી વ્યાખ્યા કરીને, હું મારા ભાઈ સાથે, મા સાથે, કોઈની પણ સાથે લડું તોપણ એ માંહોમાંહેની લડાઈ નહિ હોય, કારણકે મેં તો મારા સાડાત્રણ હાથના શરીરને જ મારું રાષ્ટ્ર માન્યું છે. મતલબ કે. આપણે માંહોમાંહે લડયા એ આરોપ સાચો છે, પણ એ અભિમાન લેવા જેવો પણ છે, કારણકે એ આરોપમાં જ આરોપ મૂકનારે કબૂલ કર્યું છે કે આપણે એક છીએ, આપણું એક જ રાષ્ટ્ર છે. યુરોપના અભાગીઓએ એ કલ્પનાનો નાશ કર્યો. આપણને એ કલ્પનાનું શિક્ષણ આપવામાં આવ્યું છે એટલું જ નહિ, બલકે એ કલ્પના આપણી રગેરગમાં ઊતરી ગઈ છે. જૂના વખતમાં આપણે માંહોમાંહે લડયા તોયે એકરાષ્ટ્રીયતાની ભાવના આજે પણ વિદ્યમાન છે. મહારાષ્ટ્રે પંજાબ પર, ગુજરાત અને બંગાળ પર ચડાઈઓ કરી તોપણ એકરાષ્ટ્રીયતાની, આત્મીયતાની ભાવના નષ્ટ નથી થઈ.

### જનતાવ્યાપી ભાવના

જનતાના આ ગુણને લીધે તિલક બધા પ્રાંતોમાં પ્રિય અને પૂજ્ય બન્યા. તિલક-ગાંધી તો અલૌકિક પુરુષ છે. બધા

પ્રાંતો તેમને પૂજશે જ. પરંતુ રાજગોપાલાચાર્ય, જમનાલાલજી, વગેરે તો સાધારણ માણસો છે. પરંતુ તેમની પણ બધા પ્રાંતોમાં પ્રતિષ્ઠા છે. પંજાબ, મહારાષ્ટ્ર, કર્ણાટક એમને આદર આપે છે. આપણને ભલે ખબર ન હોય, પરંતુ એક-રાષ્ટ્રીયતાનો આ ગુણ આપણા લોહીમાં જ ભળી ગયો છે. આપણે ત્યાં એક પ્રાન્તના નેતા બીજા પ્રાંતમાં જાય છે અને લોકો આગળ પોતાના વિચારો મૂકે છે; યુરોપમાં આવું કદી થઈ શકે ? ફાસિઝમ પર વ્યાખ્યાન આપવા મુસોલિનીને જરા રશિયામાં જવા દો. લોકો એને પથ્થરો મારીને છૂંદી નાખશે અથવા ફાંસી પર લટકાવી દેશે. હિટલર અને મુસોલિની જ્યારે એકબીજાને મળે છે ત્યારે કેવો જબરદસ્ત બંદોબસ્ત કરવામાં આવે છે! કેવી ચુપચાપ, ગુપ્ત રીતે મુલાકાત થાય છે! જાણે બે ખૂનીઓ કોઈ કાવતરું ગોઠવવાને એકબીજાને મળતા હોય! કોટ. કિલ્લા અને દીવાલો ચારે તરફ ખડી કરીને આખા યુરોપમાં આ લોકોએ દ્વેષ અને મત્સર ફેલાવી દીધો છે. પરંતુ હિન્દુસ્તાનમાં એમ નથી. તિલક-ગાંધીની વાત જવા દો. તેઓ અપૂર્વ વ્યક્તિઓ છે. પરંતુ બીજા સાધારણ લોકોનો પણ બધે આદર થાય છે. એમની વાત લોકો ધ્યાનથી સાંભળે છે. એવી રાષ્ટ્રીય ભાવના ઋષિઓએ આપણને શીખવી છે. સમાજ અને જનતામાં સર્વત્ર એની અસર મોજૂદ છે.

### જનતા સાથે તિલકની એકરૂપતા

આપણને આ ગુણની ખબર નહોતી. આવો, હવે આપણે એનો જ્ઞાનપૂર્વક પરિચય કરીએ. આજે બધી જગ્યાએ તિલકનું સ્મરણ કરવામાં આવશે. તેમના બ્રાહ્મણ હોવા છતાં, મહારાષ્ટ્રીય હોવા છતાં, બધી જનતા બધી જગ્યાએ

એમની પૂજા કરશે, કેમકે તિલકની દૃષ્ટિ વ્યાપક હતી. તેઓ આખા ભારતવર્ષનો વિચાર કરતા હતા. તેઓ આખા હિંદુસ્તાન સાથે એકરૂપ થઈ ગયા હતા. આ તિલકની વિશેષતા છે. ભારતની જનતા પણ પ્રાન્તાભિમાન વગેરેનો ખ્યાલ ન કરતાં ગુણોને પિછાને છે. આ ભારતીય જનતાનો ગુણ છે. તિલકનું બધા લોકો બધી જગ્યાએ સ્મરણ કરે છે એ તિલક અને જનતા બંનેના ગુણનો ચમત્કાર છે. જેમ આંબાના એક જ ગોટલામાંથી ઝાડ, ડાળીઓ અને કેરી પેદા થાય છે તે જ પ્રમાણે એક જ ભારતમાતાના બાહ્યતઃ જુદા જુદા પુત્ર દેખાય છે — કોઈ ક્રોધી, કોઈ સ્નેહી. છતાં મીઠી અને મુલાયમ કેરી જે ગોટલીમાંથી પેદા થાય છે તે જ ગોટલીમાંથી ઝાડનું કઠણ થડ પણ પેદા થાય છે. એ જ રીતે આપણે ઉપરથી ગમે તેટલા ભિન્ન દેખાઈએ છતાં એક જ ભારતમાતાનાં સંતાન છીએ, એ કદી ન ભૂલવું જોઈએ. આ ધ્યાનમાં રાખીને પ્રેમભાવ વધારતાં સેવકોએ સેવા માટે તૈયાર થવું જોઈએ. તિલકે એવી જ સેવા કરી. તમે પણ કરશો એવી આશા છે.

२६

# આત્મશક્તિનું ભાન

### સત્પુરુષોની અખંડ પરંપરા

તમે સૌ જાણો છો કે આજે ગાંધીજીનો જન્મદિવસ છે. ઈશ્વરકૃપાથી આપણા હિન્દુસ્તાનમાં ગાંધીજી જેવી શ્રેષ્ઠ વ્યક્તિઓ પેદા પણ થઈ છે. ઈશ્વર આપણે ત્યાં આવી સારી વ્યક્તિઓ વારંવાર મોકલતો આવ્યો છે. આવો, આપણે ઈશ્વરને પ્રાર્થના કરીએ કે, આપણા દેશમાં સત્પુરુષોનો આવો જ અખંડ પ્રવાહ ચાલતો રહે.

### ખાદી-સપ્તાહ

આજે હું ગાંધીજી વિષે કંઈ નહિ કહું. પોતાને નામે કોઈ ઉત્સવ થાય એ એમને પસંદ નથી. તેથી આ સપ્તાહને એમણે ખાદી-સપ્તાહ નામ આપ્યું છે. પોતાની સાથે સંબંધ ધરાવતા ઉત્સવને કોઈ ઉત્તેજન ન આપી શકે, પણ ગાંધીજી આ ઉત્સવને ઉત્તેજન આપી શકે છે. કારણકે આ ઉત્સવ એક સિદ્ધાંતના પ્રચારને માટે, એક વિચારના વિસ્તાર માટે ઊજવાય છે.

### મનુષ્ય ઈશ્વરનો સંદેશ છે

કોઈક જ્ઞાની પુરુષના કથનનો ગાંધીજી ઉલ્લેખ કર્યા કરે છે. એનો મતલબ એ છે કે કોઈ પણ વ્યક્તિ જીવે છે ત્યાં સુધી તેને વિષે મૌન રાખવું જ ઉચિત છે. મને તો

વ્યક્તિનું સ્થૂળ ચરિત્ર એ ભૂલી જવા જેવો વિષય લાગે છે. માણસ તો ઈશ્વરની લખેલી એક ચિઠ્ઠી છે, એક સંદેશ છે. ચિઠ્ઠીનું લખાણ જોવું જોઈએ. એની લંબાઈ પહોળાઈ અને વજન જોવાનો અર્થ નથી.

હમણાં અહીં જે કાર્યક્રમ થયો તેમાં બાળકોએ સારો ઉત્સાહ બતાવ્યો. આવા કાર્યક્રમોમાં બાળકો હમેશાં ઉત્સાહ અને આનંદથી ભાગ લે છે. આપણે એમની કદર કરીએ. પણ અહીં જે મોટેરાઓ ભેગા થયા છે તેમણે ભેગા એમાંને ઉત્સાહપૂર્વક સૂતર કાંત્યુ, એ બહુ સુંદર કાર્યક્રમ થયો. આખા વરસમાં કેટલાયે તહેવાર આવે છે, ઉત્સવો પણ થાય છે. આપણે તે દિવસો માટે કોઈ ને કોઈ કાર્યક્રમ પણ તૈયાર કરી લઈએ છીએ; પરંતુ તે જ દિવસ માટે કાર્યક્રમ બનાવવાથી એ ઉત્સવનો પૂરો લાભ આપણે લઈ શકતા નથી. એવે પ્રસંગે શરૂ કરેલો કાર્યક્રમ આપણે આખું વરસ ચલાવવો જોઈએ. એટલે અહીં ભેગા થયેલા સંકળને મેં સૂચવ્યુ કે, તે આજથી આવતા વરસના આ દિવસ સુધી રોજ અરધો કલાક નિયમિત રીતે કાંતવાનો સંકલ્પ કરે. જો તમે એવો શુભ નિશ્ચય કરશો તો એ નિશ્ચય પાર પાડવામાં ઈશ્વર તમને દરેક રીતે સહાયતા કરશે. ઈશ્વર તો ગદ જ જુએ છે કે કોઈ ક્યારે શુભ નિશ્ચય કરે અને એને મદદ કરવાનો સુયોગ મને મળે. રોજ નિયમિત રીતે સૂતર કાંતો. પણ એટલું જ પૂરતું નથી. એનો હિસાબ પણ રાખવો જોઈએ. એ હિસાબ બીજા લોકોને માટે નહિ પણ આપણું અંતર તપાસવા માટે રાખવાનો છે. નિશ્ચય ભલે નાનકડો હોય, પણ એનું પાલન પૂરેપૂરું થવું જોઈએ. આપણે એમ કરીશું તો તેથી આપણું સંકલ્પ-

२०

## નિર્ભયતાના પ્રકાર

નિર્ભયતા ત્રણ પ્રકારની હોય છે — વિજ્ઞ નિર્ભયતા, ઈશ્વરનિષ્ઠ નિર્ભયતા, અને વિવેકી નિર્ભયતા. ભયનો પરિચય કરીને તેના ઇલાજ જાણી લેવાથી જે નિર્ભયતા આવે છે તે વિજ્ઞ નિર્ભયતા. એ જેટલી પ્રાપ્ત થઈ શકે તેટલી કરી લેવી જોઈએ. જેને સાપનો પરિચય થયો હોય, ઝેરી અને ઝેર વગરના સાપનો ભેદ જેણે જાણી લીધો હોય, સાપ પકડવાની કળા જેને સિદ્ધ થઈ ગઈ હોય, સર્પદંશના ઇલાજની જેને ખબર હોય, સાપથી બચવાની યુક્તિ જેણે જાણી લીધી હોય તે સાપની બાબતમાં ઘણો નિર્ભય થઈ જશે. અલબત્ત આ નિર્ભયતા કેવળ સાપની બાબતમાં જ હશે. કદાચ એ દરેકને પ્રાપ્ત ન થઈ શકે; પરંતુ જેને સાપોવાળી જગ્યામાં રહેવું પડે છે એને માટે આ નિર્ભયતા વ્યાવહારિક ઉપયોગની વસ્તુ છે. કારણ એને લીધે જે હિંમત આવે છે તે માણસને અસ્વાભાવિક આચરણથી બચાવે છે. પરંતુ આ નિર્ભયતા મર્યાદિત છે.

બીજી એટલે ઈશ્વરનિષ્ઠ નિર્ભયતા માણસને પૂર્ણ નિર્ભય બનાવે છે. પરંતુ દીર્ઘ પ્રયત્ન, પુરુષાર્થ, ભક્તિ ઇત્યાદિ સાધનોના સતત અનુષ્ઠાન વગર એ પ્રાપ્ત નહિ થાય. અને

જ્યારે એ પ્રાપ્ત થશે ત્યારે કોઈ બાહ્ય સહાયતાની જરૂર જ નહિ રહે.

ત્રીજી જાતની નિર્ભયતા તે વિવેકી નિર્ભયતા. એ માણસને અનાવશ્યક અને નિરર્થક સાહસ નથી કરવા દેતી. છતાં ભયનો સામનો કરવો જ પડે તો વિવેકપૂર્વક બુદ્ધિને શાન્ત રાખતાં શીખવે છે. સાધકે આ વિવેકી નિર્ભયતાની ટેવ પાડવાનો પ્રયત્ન કરવો જોઈએ. તે ટેવ દરેકથી પાડી શકાય એવી છે.

ધારો કે મને વાઘનો ભેટો થઈ ગયો, અને તે મારા પર તરાપ મારવામાં જ છે. સંભવ છે કે હજી મારા ભાગ્યમાં મોત ન લખાયુ હોય. અને લખાયુ હોય તો એ ટળી ન શકે. પરંતુ જો હું ભયભીત થયા વગર મારી બુદ્ધિ શાન્ત રાખવાનો પ્રયત્ન કરું, તો બચવાનો કોઈ ઉપાય સૂઝવાનો સંભવ છે. અથવા તો એવો કોઈ ઉપાય ન સૂઝે તોપણ, જો હું શુદ્ધિમાં રહી શકું, તો અંતિમ સમયે હરિ-સ્મરણ કરી શકું. એમ થઈ શકે તો એ પરમ લાભ જ થાય. આમ આ વિવેકી નિર્ભયતા બંને રીતે લાભદાયી છે. અને તેથી એ સૌના પ્રયત્નનો વિષય હોવી જોઈએ.

૨૧

# આત્મશક્તિનું ભાન

### સત્પુરુષોની અખંડ પરંપરા

તમે સૌ જાણો છો કે આજે ગાંધીજીનો જન્મદિવસ છે. ઈશ્વરકૃપાથી આપણા હિન્દુસ્તાનમાં ગાંધીજી જેવી શ્રેષ્ઠ વ્યક્તિઓ પેદા પણ થઈ છે. ઈશ્વર આપણે ત્યાં આવી સારી વ્યક્તિઓ વારંવાર મોકલતો આવ્યો છે. આવો, આપણે ઈશ્વરને પ્રાર્થના કરીએ કે, આપણા દેશમાં સત્પુરુષોનો આવો જ અખંડ પ્રવાહ ચાલતો રહે.

### ખાદી-સપ્તાહ

આજે હું ગાંધીજી વિષે કંઈ નહિ કહું. પોતાને નામે કોઈ ઉત્સવ થાય એ એમને પસંદ નથી. તેથી આ સપ્તાહને એમણે ખાદી-સપ્તાહ નામ આપ્યું છે. પોતાની સાથે સંબંધ ધરાવતા ઉત્સવને કોઈ ઉત્તેજન ન આપી શકે, પણ ગાંધીજી આ ઉત્સવને ઉત્તેજન આપી શકે છે. કારણકે આ ઉત્સવ એક સિદ્ધાંતના પ્રચારને માટે, એક વિચારના વિસ્તાર માટે ઊજવાય છે.

### મનુષ્ય ઈશ્વરનો સંદેશ છે

કોઈક જ્ઞાની પુરુષના કથનનો ગાંધીજી ઉલ્લેખ કર્યા કરે છે. એનો મતલબ એ છે કે કોઈ પણ વ્યક્તિ જીવે છે ત્યાં સુધી તેને વિષે મૌન રાખવું જ ઉચિત છે. મને તો

વ્યક્તિનું સ્થૂળ ચરિત્ર એ ભૂલી જવા જેવો વિષય લાગે છે. માણસ તો ઈશ્વરની લખેલી એક ચિઠ્ઠી છે, એક સંદેશ છે. ચિઠ્ઠીનું લખાણ જોવું જોઈએ. એની લંબાઈ પહોળાઈ અને વજન જોવાનો અર્થ નથી.

હમણાં અહીં જે કાર્યક્રમ થયો તેમાં બાળકોએ સારો ઉત્સાહ બતાવ્યો. આવા કાર્યક્રમોમાં બાળકો હમેશાં ઉત્સાહ અને આનંદથી ભાગ લે છે. આપણે એમની કદર કરીએ. પણ અહીં જે મોટેરાઓ ભેગા થયા છે તેમણે ભેગા બેસીને ઉત્સાહપૂર્વક સૂતર કાંત્યુ, એ બહુ સુંદર કાર્યક્રમ થયો. આખા વરસમાં કેટલાયે તહેવાર આવે છે. ઉત્સવો પણ થાય છે. આપણે તે દિવસો માટે કોઈ ને કોઈ કાર્યક્રમ પણ તૈયાર કરી લઈએ છીએ; પરંતુ તે જ દિવસ માટે કાર્યક્રમ બનાવવાથી એ ઉત્સવનો પૂરો લાભ આપણે લઈ શકતા નથી. એવે પ્રસંગે શરૂ કરેલો કાર્યક્રમ આપણે આખું વરસ ચલાવવો જોઈએ. એટલે અહીં ભેગા થયેલા મંડળને મેં સૂચવ્યુ કે, તે આજથી આવતા વરસના આ દિવસ સુધી રોજ અરધો કલાક નિયમિત રીતે કાંતવાનો સંકલ્પ કરે. જો તમે એવો શુભ નિશ્ચય કરશો તો એ નિશ્ચય પાર પાડવામાં ઈશ્વર તમને દરેક રીતે સહાયતા કરશે. ઈશ્વર તો રાહ જ જુએ છે કે કોઈ ક્યારે શુભ નિશ્ચય કરે અને એને મદદ કરવાનો સુયોગ મને મળે. રોજ નિયમિત રીતે સૂતર કાંતો. પણ એટલું જ પૂરતું નથી. એનો હિસાબ પણ રાખવો જોઈએ. એ હિસાબ બીજા લોકોને માટે નહિ પણ આપણું અંતર તપાસવા માટે રાખવાનો છે. નિશ્ચય ભલે નાનકડો હોય, પણ એનું પાલન પૂરેપૂરું થવું જોઈએ. આપણે એમ કરીશું તો તેથી આપણું સંકલ્પ-

બળ વધશે. આ શક્તિ આપણી અંદર રહેલી છે પણ આપણને એનો અનુભવ નથી થતો. આત્મશક્તિનું ભાન આપણને નથી થતું, કારણકે કોઈ ને કોઈ સંકલ્પ કરીને એને પૂરો કરવાની ટેવ આપણે પાડતા નથી. નાના નાના જ સંકલ્પ કે નિશ્ચય કરો અને એનો અમલ કરો તો આત્મશક્તિનું ભાન થવા માંડશે.

## મરણોન્મુખ આત્મજ્ઞાન

બીજી વાત એ છે કે, ગામડામાં થયેલા કામનો હેવાલ જોતાં જણાય છે કે જેમને આ કામમાં શરૂઆતથી જ રસ હતો તેઓ જ કામ કરે છે, આની આપણે તપાસ કરવી જોઈએ. આ કામમાં બીજા લોકો કેમ દાખલ નથી થતા તેની આપણે તપાસ કરવી જોઈએ. કાંતનારા કાંતે છે એટલું પૂરતું નથી. નહિ કાંતનારા કેમ નથી કાંતતા એનો પણ વિચાર કરવો જોઈએ. 'અમે અમારી ફરજ બજાવી, એટલું પૂરતું છે,' એમ કહેવાથી કામ નહિ ચાલે. આ કામ આખા ગામમાં કેમ ફેલાય એનો પણ વિચાર કરવો જોઈએ. એમાં મૂળ મુશ્કેલી એ છે કે, આખું ગામ એક છે એમ માનીને આપણે ભાગ્યે જ કદી વર્તના હોઈશું. આગ લાગે, રેલ આવે કે કોઈ ચેપી રોગ ફેલાવા માંડે ત્યારે જ આપણે આખા ગામનો વિચાર કરીએ છીએ. પરંતુ આ તો અપવાદ થયો. આપણા રોજના વહેવારમાં એ વસ્તુ જોવામાં નથી આવતી. જ્યારે કોઈનું સ્પર્શજ્ઞાન નષ્ટ થવાનું હોય ત્યારે સામાન્ય સ્પર્શ તેને માલૂમ પડતો નથી. જોરથી ચૂંટી ખણો તો થોડી ખબર પડે છે. આ જ સ્થિતિ આપણી પણ છે. આપણું આત્મજ્ઞાન છેક જ મરણોન્મુખ થઈ ગયું છે.

## મનુષ્ય અને પશુનો ભેદ

પશુઓનું આત્મજ્ઞાન એમના શરીર સુધી મર્યાદિત હોય છે. તે પોતાનાં સંતાનને પણ નથી ઓળખતાં. માદાને તો થોડા દિવસ સુધી આ જ્ઞાન અલ્પ્ત હોય છે, કારણકે એને બચ્ચાંને ધવડાવવું પડે છે. પરંતુ આ ઓળખાણ પણ એ બચ્ચાંને ધવડાવે ત્યાં સુધી જ રહે છે. ત્યાર પછી ઘણુખરું એ પણ ભૂલી જાય છે. નરને તો એટલી પણ ઓળખાણ નથી હોતી. કેટલાંક જાનવરોમાં તો બાપ પોતાના બચ્ચાને ખાઈ જ જાય છે. મનુષ્ય પોતાનાં બાળબચ્ચાંને ઓળખે છે તેથી તે પશુથી શ્રેષ્ઠ પ્રાણી મનાય છે. કયુ પ્રાણી કેટલું શ્રેષ્ઠ છે એ એના આકાર પરથી નક્કી નથી થતું. એની આત્મરક્ષાની શક્તિ કે યુક્તિ પરથી પણ એની ખબર નથી પડતી. એનું આત્મજ્ઞાન જેટલું વ્યાપક હોય તે પરથી એની મહત્તાની ગણતરી કરી શકાય. બીજાં પ્રાણીઓનું આત્મજ્ઞાન એમના શરીર પૂરતું હોય છે. જંગલી મનાયેલી જાતિઓનાં મનુષ્યોમાં પણ આત્મજ્ઞાન ઓછામાં ઓછું એમના પરિવાર સુધી વ્યાપેલું હોય છે. તેઓમાં જેટલી કમાણી થાય તે આખા ઘરની મનાય છે. કેટલાંક કુટુંબોમાં તો આ કૌટુંબિક પ્રેમ પણ નથી હોતો. ભાઈભાઈ, પતિપત્ની અને બાપદીકરામાં ઝઘડા ચાલ્યા કરે છે.

## કુટુંબનિષ્ઠા અને ગ્રામનિષ્ઠા

તેમ છતાં હિંદુસ્તાનમાં કૌટુંબિક પ્રેમ જોવામાં આવે છે. પરંતુ કુટુંબની બહાર એ બહુ થોડા પ્રમાણમાં છે. કોઈ મહાન આપત્તિ આવી પડે છે ત્યારે તેટલા સમય માટે આખું ગામ એક થઈ જાય છે. સામાન્ય રીતે પોતાના કુટુંબની બહાર જોવાની વૃત્તિ નથી. એનો અર્થ એ થયો કે હિન્દુસ્તાનનું

આત્મનાન મૃત્યુ તરફ જઈ રહ્યું છે; તેથી તમને મારો આગ્રહ છે કે આખા ગામને એક એકમ માનીને આખા ગામની ચિંતા કરો. આ ગોપાલકૃષ્ણનું મંદિર શો સંદેશો સંભળાવે છે? આ મંદિરના માલિક ગોપાલકૃષ્ણ છે. એમનાં સર્વ બાળકોને એમની પાસે જવાની ગરજ હોવી જોઈએ. આ મંદિર હરિજનો માટે ખોલીને તમે આટલું કામ કર્યું છે. પરંતુ મંદિર ખોલવાનો પૂરો અર્થ સમજજો, 'આ ગોપાલકૃષ્ણની છાયામાં આ આખું ગામ એક છે' એવી ભાવનાનો વિકાસ કરો.

### વિદેશી માલ ખરીદવાનું પાપ

ગામની પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુઓ ગામમાં જ બનવી જોઈએ. એવી વસ્તુઓ આપણે બહારથી લાવવા માંડીશું તો બહારના લોકો પર જુલમ થશે. જાપાનની મિલો અને કારખાનાંમાં મજૂરોને બાર બાર કલાક કામ કરવું પડે છે. ઓછામાં ઓછી મજૂરી આપીને વધારેમાં વધારે કામ એમની પાસેથી લેવામાં આવે છે. આ બધું તેઓ શા માટે કરે છે? હિંદનાં બજાર પોતાના હાથમાં રાખવા માટે. પણ એમની ભાષામાં — 'આપણી જરૂરિયાતો પૂરી પાડવા માટે.' ત્યાંના માલદાર મૂડીવાળાઓ આ બધું કરે છે. ત્યાંના ગરીબોને એમાં કંઈ લાભ નથી. ત્યાંના માલદાર માણસોનું પણ એમાં કલ્યાણ નથી, અને આપણું તો બિલકુલ નથી. આપણે એમનો માલ ખરીદીએ છીએ તેથી એમને જે પૈસા મળે છે તેનો તેઓ કેવો ઉપયોગ કરે છે! એ પૈસાથી તેઓ બૉમ્બ બનાવે છે. અને લીધે આજે તેઓ ચીનને હરાવી રહ્યા છે. ઇંગ્લંડ, જર્મની વગેરે રાષ્ટ્રોનો એ જ કાર્યક્રમ છે. બહારનો માલ ખરીદીને આપણે આ રીતે દુર્જનોનો લોભ વધારીએ છીએ,

શસ્ત્રાસ્ત્ર અને દારૂગોળો બનાવવા માટે પૈસા આપીએ છીએ. એનો ઉપયોગ રાષ્ટ્રનાં રાષ્ટ્ર ઉજ્જડ કરવામાં થઈ રહ્યો છે.

### દુષ્ટતા સાથે સહકાર

વીસ વીસ હજાર ફૂટની ઊંચાઈએથી બૉમ્બ ફેંકવામાં આવે છે. જર્મનો બહુ ગર્વથી કહે છે કે, 'અમે લંડન ઉજ્જડ કરી નાખ્યું છે.' અંગ્રેજો કહે છે, 'અમે બર્લિનને સળગાવી મૂક્યું છે.' અને વર્તમાનપત્રોમાં આ બધી ખબરો વાંચતાં વાંચતાં આપણા લોકો લહેરથી ભોજન કરે છે. સ્ત્રીઓ અને બાળકો મરે છે. મંદિરો, શાળાઓ અને દવાખાનાં જમીનદોસ્ત થઈ રહ્યાં છે. લડનાર અને ન લડનારમાં કંઈ ભેદ ગણવામાં આવતો નથી. શું આ લડનારાઓને આપણે પાપી કહીશું? પણ આપણે પુણ્યવાન કઈ રીતે? આપણે જ તેમનો માલ ખરીદીએ છીએ.

### પરસ્પર દાન અને સહકાર

દુર્જનોને તેમના દુષ્ટ કાર્યમાં આ રીતે આપણે સક્રિય મદદ કરીએ છીએ. 'અમે તો કેવળ અમારે જરૂરની વસ્તુઓ ખરીદીએ છીએ. અમે કોઈને મદદ કરતા નથી,' એમ કહેવું વ્યર્થ છે. ખરીદવું અને વેચવું એ કેવળ મામૂલી વહેવાર નથી. એમાં પણ પરસ્પર દાન છે. આપણે ખરીદનારા અને તેઓ વેચનારા બંને એકબીજાને મદદ કરીએ છીએ. આપણે પરસ્પર સહકારી છીએ. એકબીજાના પાપપુણ્યમાં આપણો હિસ્સો છે. અમેરિકા નગદ સોનું લઈને ઇંગ્લંડને સોનું વેચે છે તોપણ ઇંગ્લંડને એ મદદ કરે છે એમ મનાય છે અને એ મદદ માટે અંગ્રેજો એનો ઉપકાર માને છે. વેપાર-વહેવારમાં પણ પાપપુણ્યનો બહુ મોટો સવાલ છે. બેંકવાળો

આપણને વ્યાજ આપે છે, પણ આપણા પૈસા કોઈ વેપારમાં રોકે છે. બૅંકમાં પૈસા રોકનાર એ વેપારના પાપપુણ્યમાં ભાગીદાર થાય છે. જેનો પાપમાં ઉપયોગ થાય છે એવી કોઈ પણ મદદ પાપ જ છે. એટલે આપણા ગામની પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓ બનાવવાનું બીજાને સોંપવાનો અર્થ એ છે કે, આપણે ખુદ પરાવલંબન અને આળસનું પાપ કરીએ છીએ અને બીજાઓને પાપમાં નાખવામાં સહાયતા કરીએ છીએ.

**સ્વાવલંબન અર્થાત્ દુર્જનોની સત્તાનો નાશ**

હિંદુસ્તાન અને ચીન એ બહુ મોટા દેશો છે. એમની વસ્તી પંચાસી કરોડ એટલે આખી દુનિયાની વસ્તીના અર્ધા ભાગ કરતાં થોડીક જ ઓછી છે. આટલા મોટા દેશ છે, પણ એ દેશોમાં અનાજ સિવાય બીજું શું ઉત્પન્ન થાય છે? આ વિરાટ જનસંખ્યાવાળા બે દેશો બીજા દેશોનો માલ ખરીદનારા છે. ચીનમાં તો વળી કાંઈક થોડો માલ બને છે. હિન્દમાં તો તે પણ નથી બનતો. હિન્દુસ્તાન સર્વથા પરાવલંબી છે. આપણે માનીએ છીએ કે આપણે તો આપણને જરૂરની ચીજો ખરીદીએ છીએ; આપણી પાસેથી મળેલા પૈસાનો ઉપયોગ જેઓ પાપમાં કરે છે તેઓ પાપી છે; આપણે શાના પાપી? બૌદ્ધધર્મીઓ જાનવરોને જાતે મારવામાં હિંસા માને છે; પરંતુ કસાઈનાં મારેલાં જાનવરોનું માંસ ખાવામાં તેઓ હિંસા નથી માનતા. એના જેવો આ વિચાર પણ છે. આપણે એવા ભ્રમમાં ન રહેવું જોઈએ. ખાદી અને ગ્રામઉદ્યોગ દ્વારા દરેક ગામડું સ્વાવલંબી બનવું જોઈએ, એમ ગાંધીજી કહે છે તેમાં એમનો ઉદ્દેશ દરેક ગામને સુખી બનાવવાનો છે, અને

સાથેસાથે લોકો પર જુલમ કરવાની દુર્જનોની સત્તા છીનવી લેવાનો પણ છે. આ ઉપાયથી દુર્જનો અને એમને સત્તા આપનારા આળસુ લોકો બંને પુણ્યને રસ્તે વળશે.

### આપણી જવાબદારી

આપણે આપણા પગ પર ઊભા રહીએ તેમાં કોઈનો દ્વેષ નથી કરતા. લૅંકેશાયર, જાપાન કે હિન્દુસ્તાનની મિલોનું કાપડ આપણે ન ખરીદીએ તો મિલોવાળા ભૂખે નહિ મરે. એમનું પેટ તો પહેલેથી જ ભરેલું છે. બુદ્ધિશાળી હોવાને કારણે તેઓ બીજા પણ કેટલાય ધંધા કરી શકે છે; પરંતુ આપણે ખેડૂતો ગ્રામઉદ્યોગ ખોઈ બેસવાને કારણે ઉત્તરોત્તર કંગાલ થતા જઈએ છીએ. તે ઉપરાંત, બહારનો માલ ખરીદીને દુર્જનોની સત્તાને આપણે પુષ્ટ કરી છે. દુર્જનો સંગઠિત થઈને આજે દુનિયા પર રાજ કરી રહ્યા છે. એને માટે આપણે બધી રીતે જવાબદાર છીએ.

### દુર્જનોની કોઈ જાતિ નથી

વાસ્તવમાં ઈશ્વરે દુર્જનોની કોઈ અલગ જાતિ પેદા નથી કરી. દ્રવ્યસંગ્રહની ધૂન લાગે છે ત્યારે જન્મસિદ્ધ સજ્જન પણ ધીરે ધીરે દુર્જન બનવા માંડે છે. જો આપણે સ્વાવલંબી બનીએ, આપણાં ગામડાં પોતાના ઉદ્યોગના બળે પોતાના પગ પર ઊભાં થઈ શકે, તો સજ્જનને દુર્જન બનાવનારી લોભવૃત્તિની જડ જ ઊખડી જશે, અને આજે જેઓ સત્તાધારી બની બેઠા છે તેમની લોકો પર જુલમ કરવાની શક્તિ નવ્વાણું ટકા નાશ પામશે. 'પરંતુ જુલમ કરવાની એક ટકો શક્તિ બાકી રહેશે તેનું શું થાય?' નવ્વાણું ટકાનો નાશ થયા પછી બાકી રહેલો એક ટકો પોતાની મેળે કરમાઈ જશે. પરંતુ

દીવો જેમ બુઝાતી વખતે વધારે પ્રકાશે છે તેમ જો એ એક ટકો જોર કરે, તો આપણે તેનો પ્રતિકાર કરવો પડશે.

### નિર્વૈર પ્રતિકારનું અસ્ત્ર

એને માટે સત્યાગ્રહના અસ્ત્રની શોધ થઈ છે. દુર્જનોનો આપણે દ્વેષ નથી કરવો; પરંતુ દુર્જનતાનો પ્રતિકાર આપણી પૂરી તાકાતથી કરવાનો છે. દુનિયામાં આજ સુધી દુર્જનોની સત્તા ચાલુ રહી એનું કારણ એ છે કે લોકો દુર્જનો સાથે વર્તવાની બે જ રીતો જાણતા હતા. 'લોકો' એટલે 'સજ્જન કહેવાતા લોકો' વિષે હું કહું છું. કાં તો તેઓ 'કજિયાનું મોં કાળું' કહીને નિષ્ક્રિય થઈને બેસી જવાનું જાણતા હતા, અથવા તો દુર્જનો સાથે દુર્જન થઈને લડતા હતા. દુર્જન સાથે હું એનું જ શસ્ત્ર લઈને લડવા માંડું તો એની ને મારી વચ્ચે જે ભેદ છે તે બતાવવાનો કોઈ રસ્તો નથી, સિવાય કે હું મારા કપાળ પર 'સજ્જન' શબ્દ લખીને લેબલ મારું. અને હું એનું શસ્ત્ર વાપરું તો તો પોતાના શસ્ત્રના પ્રયોગમાં એ જ વધારે પ્રવીણ હશે; અર્થાત્ મારા નસીબમાં પરાજય તો લખ્યો જ છે. અથવા તો સવાઈ દુર્જન બનીને મારે એને 'માત કરવો' જોઈએ. જેઓ થોડાઘણા સજ્જન હતા તેઓ આ 'દુષ્ટચક્ર'થી ડરી નિષ્ક્રિય થઈને ચૂપચાપ બેસી રહેતા. આ બંને રસ્તા છોડીને આપણે સત્યાગ્રહથી, એટલે કે પોતે કષ્ટ સહન કરીને, અન્યાયનો પ્રતિકાર કરવો જોઈએ અને અન્યાય કરનાર પ્રત્યે પ્રેમભાવ રાખવો જોઈએ. આવું આ અભંગ શસ્ત્ર આપણને પ્રાપ્ત થયું છે. આ જ શસ્ત્રનું વર્ણન કરતાં જ્ઞાનદેવે કહ્યું છે, 'જો મિષ્ટાન્નથી જ વેરી મરતો હોય તો નાહક કટારી શા માટે બાંધીએ?' ગીતા

કહે છે કે, 'આત્મા અમર છે, મારનાર બહુ બહુ તો આપણા શરીરને મારશે; આપણા આત્માને, આપણા વિચારને એ નહિ મારી શકે.' ગીતાનો આ ઉપદેશ ધ્યાનમાં રાખીને સજ્જનોએ નિર્ભયતા અને નિર્વૈર બુદ્ધિથી પ્રતિકાર કરવાને માટે તૈયાર થઈ જવું જોઈએ.

### નવ્વાણું ટકા અને એક ટકો

દુર્જનોની નવ્વાણું ટકા શક્તિ નષ્ટ કરવાનું કામ ખાદી અને ગ્રામઉદ્યોગોનું છે. નવ્વાણું ટકા જનતાને માટે આ જ કાર્યક્રમ છે. બાકીનું એક ટકો કામ અહિંસક પ્રતિકારનું છે. જો પહેલું સારી રીતે થઈ જાય તો બીજાની જરૂર જ ન પડવી જોઈએ. અને જો જરૂર પડે જ તો એને માટે જનસંખ્યાના એક ટકા જેટલા માણસોની પણ આવશ્યકતા ન હોવી જોઈએ. થોડાક નિર્ભય, નિર્વૈર અને આત્મજ્ઞ પુરુષો દ્વારા એ કામ થઈ શકે. હું ધારું છું કે આમાં ગાંધી-જયન્તીનો બધો સાર આવી જાય છે.

२२

# સેવાનો આચાર-ધર્મ

सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै । ॐ शांतिः शांतिः शांतिः ।

આજે જે મંત્રથી મેં મારું ભાષણ શરૂ કર્યું તે મંત્ર આપણા દેશના લોકો શાળામાં અધ્યયન શરૂ કરતાં બોલતા હતા. આ મંત્ર ગુરુશિષ્યે સાથે મળીને બોલવાનો છે. 'પરમાત્મા અમારું બંનેનું સાથે રક્ષણ કરો; સાથે પાલન કરો. અમે બન્ને જે કંઈ શીખીએ તે અમારા બંનેનું શિક્ષણ તેજસ્વી થાઓ. અમારા બેમાં દ્વેષ ન રહે. અને સર્વત્ર શાંતિ રહે.' આવો એ મંત્રનો સંક્ષેપમાં અર્થ છે. આશ્રમમાં ભોજનની શરૂઆતમાં આ જ મંત્ર બોલાય છે. બીજે ઘણે ઠેકાણે પણ ભોજનની શરૂઆતમાં આ મંત્ર બોલવાની પ્રથા છે. ગાંધીજીને એક વાર એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે, 'આ મંત્રનો ભોજન સાથે શો સંબંધ છે? એને બદલે ભોજન સમયે બોલવા લાયક કોઈ બીજો મંત્ર શું શોધી જ ન શકાય?' એમણે એ પ્રશ્ન મારી પાસે મોકલી દીધો હતો. મેં એક પત્રમાં એનો વિસ્તારથી ઉત્તર આપ્યો છે. એ જ ઉત્તર અહીં ટૂંકાણમાં હું કહેવાનો છું.

**સમાજના બે વિભાગોનું સહજીવન**

આ મંત્રમાં સમાજને બે ભાગોમાં વહેંચવામાં આવ્યો છે, અને પરમાત્મા બન્નેનું સાથે રક્ષણ કરે એવી પ્રાર્થના કરવામાં આવી છે. ભોજન સમયે આ મંત્ર અવશ્ય બોલાવો

જોઈએ એ કારણકે આપણું ભોજન કેવળ પેટ ભરવાને માટે નથી, જ્ઞાન અને સામર્થ્યની પ્રાપ્તિને માટે છે. એટલું જ નહિ, એમાં એ માગણી પણ કરવામાં આવી છે કે આપણું એ જ્ઞાન, એ સામર્થ્ય અને એ ભોજન ભગવાન 'સાથે' કરાવે. આમાં કેવળ પાલનની પ્રાર્થના નથી. 'સાથે' પાલનની પ્રાર્થના છે. શાળામાં જેમ ગુરુશિષ્ય હોય છે તેમ બધે દ્વૈત હોય છે. કુટુંબમાં જૂની અને નવી પેઢી, સમાજમાં સ્ત્રી-પુરુષ, વૃદ્ધ-તરુણ, શિક્ષિત-અશિક્ષિત આદિ ભેદ છે. એમાં પાછો ગરીબ-તવંગરનો ભેદ પણ છે. આમ બધે ભેદદૃષ્ટિ આવે છે. આપણા હિન્દુસ્તાનમાં તો અસંખ્ય ભેદ છે. અહીં પ્રાંતભેદ છે. અહીંનો સ્ત્રીવર્ગ તદ્દન અપંગ હોય છે. તેથી અહીં સ્ત્રી-પુરુષ વચ્ચે પણ બહુ મોટો ભેદ છે. હિન્દુ અને મુસલમાનો વચ્ચેનો ભેદ તો પ્રસિદ્ધ જ છે; પરંતુ હિન્દુ હિન્દુમાં પણ હરિજનો અને બીજા વચ્ચે ભેદ છે. હિન્દુસ્તાનની પેઠે આ ભેદો દુનિયામાં પણ છે. એટલે આ મંત્રમાં એવી પ્રાર્થના કરવામાં આવી છે કે અમને 'સાથે તાર, સાથે માર.' મારવાની પ્રાર્થના ઘણુંખરું કોઈ નથી કરતું. એટલે અહીં સાથે તારવાની પ્રાર્થના છે. પરંતુ 'જો તારે મારવા જ હોય તો, કાંઈ નહિ તો, સાથે માર' એવી પ્રાર્થના છે. મતલબ કે, 'અમને દૂધ આપવું હોય તો સાથે આપ, સૂકો રોટલો આપવો હોય તોપણ સાથે આપ, જે કરવું હોય તે સાથે કર,' એવી પ્રાર્થના આ મંત્રમાં છે.

### આ ભેદ કેમ દૂર થાય?

ગામડાના લોકો એટલે ખેડૂત અને શહેરી, રંક અને શ્રીમંત, એમની વચ્ચેનું અંતર જેટલું ઓછું થશે તેટલો જ

દેશ આગળ વધશે. આ અંતર બે રીતે ભાગી શકાય. ઉપર-વાળાઓના નીચે ઊતરવાથી અને નીચેવાળાઓના ઉપર ચડવાથી. પરંતુ બંને તરફથી એ નથી થતું. આપણે સેવકો કહેવાઈએ છીએ, પરંતુ ખેડૂત અને મજૂરોની તુલનામાં તો આપણે ઊંચે જ છીએ.

### ભોગ અને ઐશ્વર્ય શાને કહીએ ?

પણ પ્રશ્ન તો એ છે કે ભોગ અને ઐશ્વર્ય શાને કહીએ ? હું સારું સ્વાદિષ્ટ ભોજન કરું અને પડોશમાં જ બીજો ભૂખે મરે, તેને ? એની દૃષ્ટિ બરાબર મારા ભોજન પર પડતી રહે અને હું એની પરવા ન કરું ? એના આક્રમણથી મારી થાળીનું રક્ષણ કરવા એક ડંડો લઈને બેસું ? મારું સ્વાદિષ્ટ ભોજન અને ડંડો તથા એની ભૂખ એને ઐશ્વર્ય માનીએ ? એક સજ્જન આવીને મને કહેવા લાગ્યા કે, 'અમે બે જણ સાથે જમીએ છીએ; પરંતુ એ નબે એવું નથી. હવે જુદું ભોજન કરવાનો મે નિશ્ચય કર્યો છે.' મેં પૂછયું, 'એમ શા માટે ?' તેમણે જવાબ આપ્યો, 'હું નારંગી ખાઉં છું, તેઓ નથી ખાતા. તેઓ મજૂર છે એટલે તેઓ નારંગી ખરીદી શકતા નથી. એટલે એમની સાથે ખાવું મને અયોગ્ય લાગે છે.' મેં કહ્યું, 'શું જુદા ઘરમાં રહેવાથી એમના પેટમાં નારંગીઓ પહોંચી જશે ? તમારા બેમાં જે વહેવાર આજે ચાલે છે એ જ યોગ્ય છે. જ્યાં સુધી તમે એ સાથે જમો છો ત્યાં સુધી તમારે એકબીજાની નિકટ આવવાની સંભાવના છે. એકાદ વાર તમે એમને નારંગીઓ લેવાનો આગ્રહ પણ કરશો. પરંતુ જો તમારા બંને વચ્ચે સુરક્ષિતતાની દીવાલ ખડી કરવામાં આવશે તો ભેદ ચિરસ્થાયી થઈ જશે. દીવાલને

સુરક્ષિતતાનું સાધન માનવું એ કેવું ભયંકર છે! હિંદુસ્તાનમાં આપણે બધા કહીએ છીએ, આપણા સંતોએ પોકારી પોકારીને કહ્યું છે કે, ઈશ્વર સર્વસાક્ષી છે, સર્વત્ર છે. તો પછી દીવાલને ઓથે છુપાવાથી શો ફાયદો? એથી બંને વચ્ચેનું અંતર થોડું જ ઘટશે?'

## સેવકોની પણ એ જ સ્થિતિ

આપણ ખાદીધારીઓની પણ એ જ સ્થિતિ છે. જનતામાં હજી ખાદીનો પ્રવેશ પણ નથી થયો. એટલે જેટલા ખાદી-ધારીઓ છે તે બધા સેવકો જ છે. અમારે અને તમારે ગામડામાં જવું જોઈએ એમ કહેવામાં આવે છે. પરંતુ ગામડામાં જઈને પણ, ત્યાંના લોકોને જ્યાં સૂકો રોટલો નથી મળતો ત્યાં હું પૂરી ખાઉં છું. મારું ઘી ખાવું એ ભૂખ્યાને ખટકતું નથી. આજે પણ ખેડૂત કહે છે કે 'જો મને પેટ-પૂરતું મળે તો તારા ઘીની મને ઈર્ષ્યા નથી. મને તેલ મળતું રહે તોપણ સંતોષ છે.' આ ભેદ એને ભલે ન ખૂંચતો હોય, પણ આપણ સેવકોને બહુ ખૂંચે છે. પરંતુ આમ ક્યાં સુધી ચાલશે? ગઈ સાલ હું એક દૂબળો પાતળો જીવ હતો. આ વરસે જાડો થઈ ગયો છું. મને એ બહુ ખટકે છે. હું પણ એ લોકોના જેવો દૂબળો પાતળો છું એ સંતોષ હવે જતો રહ્યો.

## ગામડાની રહેણીમાં સુધારણા

આ લટકાવેલા પાટિયા પર લખ્યું છે કે, આવશ્યકતાઓ વધારતા જવું એ સભ્યતાનું લક્ષણ નથી; બલકે આવશ્યકતા-ઓનું સંસ્કરણ એ સભ્યતાનું લક્ષણ છે. તોપણ હું કહું છું કે, ગામડાના લોકોની આવશ્યકતાઓ વધારવી જોઈએ. તે આવશ્યકતાઓ સુધારવી પણ જોઈએ. પરંતુ આજે તો

એમની આવશ્યકતાઓ પૂરી પણ પડતી નથી. એમની રહેણીનું ધોરણ બહુ નીચે ઊતરી ગયું છે. એમના જીવનનું ધોરણ ઊંચું કરવું જોઈએ. જાડી ગણતરી પ્રમાણે તો એમ જ કહેવું પડશે કે, આજે આપણા ગરીબ ગામડાના લોકોની આવશ્યકતાઓ વધારવી જોઈએ.

## વૃત્તિ-પરિવર્તનની આવશ્યકતા

આપણે ગામડામાં જઈ બેઠા હોઈએ, તો ગામડાના લોકોના જીવનનું ધોરણ ઊંચું ચડે અને આપણું નીચું ઊતરે તેને માટે આપણે પ્રબળ પ્રયત્ન કરવો જોઈએ. પણ આપણે નાની નાની વસ્તુઓ પણ નથી કરતા. મહિનો દોઢ મહિનો થયાં મારા પગમાં વાગ્યું છે. કોઈએ કહ્યું કે, પગે મલમ લગાવો. મારે ત્યાં મલમ આવી પણ પહોંચ્યો. કોઈએ કહ્યું, મીણ લગાવો; એનાથી વધારે ફાયદો થશે. મેં નિશ્ચય કર્યો કે, મલમ અને મીણ બંને આખરે માટીના જ વર્ગનાં છે. એટલે માટી લગાવી. હજી પગ તદ્દન સારો થયો નથી. પણ હવે હું સારી રીતે ચાલી શકું છું. આપણને મલમ જલદી યાદ આવશે પણ માટી લગાડવાનું નહિ સૂઝે; કારણ એમાં આપણી શ્રદ્ધા નથી, વિશ્વાસ નથી.

આપણી સમક્ષ આટલો મોટો સૂર્ય છે, એને આપણું ઉઘાડું શરીર બનાવવાની આપણી બુદ્ધિ નથી ચાલતી. સૂર્ય સામે શરીર ઉઘાડું કરો, તમારા બધા રોગ ભાગી જશે. પણ આપણે આપણી ટેવો અને આપણા શિક્ષણથી લાચાર થયેલા છીએ. જ્યારે ડૉક્ટર કહેશે કે, 'તને ક્ષય થયો છે,' ત્યારે એ જ કરીશું.

આપણે આપણી જરૂરિયાતો કેવી રીતે ઓછી કરી શકીએ એની તપાસ કરવી જોઈએ. અહીં હું સંન્યાસીનાં ધર્મની વાત કરતો નથી; ખાસ્સો સદ્‌ગૃહસ્થનો ધર્મ જણાવું છું. ઠંડી આબોહવાવાળા દેશોના દાકતરો કહે છે કે બાળકોનાં હાડકાં વધારવા માટે તેમને 'કૉડ લિવર ઑઈલ' આપો. ત્યાં સૂર્યનો તડકો નથી ત્યાં એ સિવાય બીજો રસ્તો જ નથી. ત્યાં 'કૉડ લિવર ઑઈલ' સિવાય બાળકો પુષ્ટ નહિ થાય. અહીં સૂર્યદર્શનની ખોટ નથી. અહીં એ 'મહા કૉડ લિવર ઑઈલ' ભરપૂર છે. પરંતુ આપણે એનો ઉપયોગ નથી કરતા. એવી આપણી દશા છે! લંગોટીની આપણને શરમ આવે છે. નાનાં બાળકો પર પણ આપણે કપડાંનું પૂંઠું (Binding) ચડાવીએ છીએ. ખુલ્લા શરીરે રહેવું એ અસભ્યતાનું લક્ષણ મનાય છે. વેદોમાં પ્રાર્થના કરવામાં આવી છે કે,

'मा नः सूर्यस्य संदृशो युयोथाः।'

'હે ઈશ્વર, મને સૂર્યદર્શનથી દૂર ન રાખ.' વેદ અને વિજ્ઞાન બંને કહે છે કે ખુલ્લા શરીરે રહો. કપડાંના પડદામાં કલ્યાણ નથી. આપણા આચરણથી આ વિનાશક વસ્તુ આપણે ગામડામાં દાખલ ન કરવી જોઈએ. ગામડામાં જઈને પણ આપણે આપણાં બાળકોને ખમીસ કે આખું પાટલૂન પહેરાવીએ છીએ. તેમાં એ બાળકોનું કલ્યાણ તો છે જ નહિ, ઊલટું એનું એક અશુભ પરિણામ એ આવે છે કે બીજાં બાળકો અને તેઓમાં ભેદ પેદા થાય છે. અથવા બીજા લોકોને પોતાનાં બાળકોને શણગારવાનો શોખ પેદા થાય છે. એક નકામી જરૂરિયાત પેદા થાય છે. ગામડામાં જઈને આપણે આપણી જરૂરિયાતો ઘટાડવી જોઈએ. આ એક બાજુનો વિચાર થયો.

## હિન્દુસ્તાનનો મહારોગ

ગામડાંની આવક વધારવી એ આ વિચારની બીજી બાજુ છે. પરંતુ એ કેવી રીતે વધારી શકાય? આપણામાં આળસ બહુ છે. એ મહાન શત્રુ છે. એકનું વિશેષણ બીજાને લગાડી દેવું એને સાહિત્યમાં એક અલંકાર માનવામાં આવ્યો છે. 'કહે દીકરીને, લાગે વહુને' એ અર્થની જે કહેવત છે તેનો પણ એ જ અર્થ છે. વહુને કડવું માઠું સંભળાવવું હોય તો સાસુ દીકરીને સંભળાવે છે. એ જ રીતે આપણે કહીએ છીએ, 'ગામડાંના લોકો આળસુ થઈ ગયા.' ખરું જોતાં આળસુ તો આપણે છીએ. આ વિશેષણ પહેલું આપણને લાગુ પડે છે; આપણે એનુ ગામડાંના લોકો પર આરોપણ કરીએ છીએ. બેકારીને કારણે એમના શરીરમાં આળસ ભલે પેસી ગઈ હોય, પણ એમના મનમાં આળસ નથી. એમને બેકારીનો શોખ નથી. પરંતુ, સાચું કહીએ તો, આપણ કાર્યકર્તાઓના તો મનમાં પણ આળસ છે અને શરીરમાં પણ આળસ છે. આળસ હિન્દુસ્તાનનો મહારોગ છે. એ બીજ છે. બાહ્ય મહારોગ એનું ફળ છે. આપણે આ આળસ કાઢવી જોઈએ. સેવકે આખો દિવસ કાંઈ ને કાંઈ કરતા રહેવું જોઈએ. કાંઈ નહિ તો તે ગામની પ્રદક્ષિણા કરે; બીજું કંઈ ન મળે તો હાડકાં એકઠાં કરે. એ ભગવાન શંકરનો કાર્યક્રમ છે. હાડકાં એકઠાં કરીને ચર્માલયમાં મોકલી દે. એનાથી આશુતોષ ભગવાન શંકર પ્રસન્ન થશે. અથવા એક બાલદીમાં માટી લઈને રસ્તામાં જ્યાં જ્યાં ઉઘાડા મળ પડ્યા હોય તેના પર નાખતો ફરે. સરસ ખાતર બનશે. એને માટે કંઈ ખાસ કુશળતાની જરૂર નથી.

## કુશળ ઓજાર

આપણા સેનાપતિ બાપટે એક કવિતામાં કહ્યું છે કે, 'સાવરણી, સૂપડી અને ખૂરપી એ ઓજારો ધન્ય છે.' એ કુશળ ઓજારો છે. જે ઓજારનો ઉપયોગ અકુશળ માણસ પણ કરી શકે એને બનાવનાર વધારેમાં વધારે કુશળ હોય છે. જે ઓજાર વાપરવામાં ઓછામાં ઓછી કુશળતાની જરૂર હોય તે વધારેમાં વધારે કુશળ ઓજાર છે. સૂપડી અને ઝાડુ એવાં જ ઓજાર છે. ઝાડુ ફેરવવાની જ વાર, ધરતીમાતા સ્વચ્છ થઈ જાય છે. જરાયે આનાકાની કર્યા વગર મળ સૂપડીમાં આવી જાય છે. યંત્રશાસ્ત્રના પ્રયોગ આ દૃષ્ટિએ થવા જોઈએ. સૂપડી, ખૂરપી અને ઝાડુ માટે પૈસા આપવા પડતા નથી; તેથી એ સીધાં સાદાં ઓજારો ધન્ય છે'

## કેવળ હવા ખાવાની મનાઈ છે

રામદાસે પોતાના 'દાસબોધ'માં સવારથી સાંજ સુધીની દિનચર્યા બતાવતાં કહ્યું છે કે, સવારે શૌચક્રિયા માટે બહુ દૂર જાઓ અને ત્યાંથી પાછા આવતાં કંઈ ને કંઈ લેતા આવો. તેઓ કહે છે: ખાલી હાથે પાછા આવવું એ ખોટું કામ છે. કેવળ હાથ હલાવતા ન આવવું જોઈએ. કેટલાક કહે છે કે, અમે તો હવા ખાવા ગયા હતા. પરંતુ હવા ખાવાનો કામ સાથે વિરોધ શા માટે હોય? કોદાળીથી ખોદતી વખતે નાક બંધ કરી દેવાય છે? હવા ખાવાનું તો હમેશાં ચાલુ જ રહે છે. પરંતુ શ્રીમંત લોકો હમેશાં હવા વગરની જગ્યામાં બેસી રહે છે, તેથી હવા ખાવી એ પણ તેમને માટે એક કામ બની જાય છે. પરંતુ કાર્યકર્તાને હમેશાં ખુલ્લી હવામાં કામ કરવાની ટેવ હોવી જોઈએ. પાછા આવતી વખતે તે પોતાની સાથે

કાંઈ ને કાંઈ જરૂર લાવે. ગામડામાં તે દાતણ લાવી શકે, લીંપવાને માટે છાણ લાવી શકે, અને કંઈ ન મળે તો, ઓછામાં ઓછું, કોઈક ખેતરના કપાસના છોડ ગણીને આવી શકે; એટલે કે મોસમનું જ્ઞાન પોતાની સાથે લાવી શકે. મતલબ કે, એણે નકામા ફેરા નહિ ખાવા જોઈએ. ગામડામાં કામ કરનાર ગ્રામસેવકે સવારથી માંડીને સાંજ સુધી કંઈ ને કંઈ કરતા જ રહેવું જોઈએ.

## એક મોં પાછળ બે હાથ

લોકોની શક્તિ કેમ વધે એ વિષે હવે હું કંઈક કહીશ. ગામડાંમાં બેકારી અને આળસ બહુ છે. ગામડાંના લોકો મારી પાસે આવીને કહે છે, 'મહારાજ, અમારા લોકોની બૂરી દશા છે. ઘરમાં ચાર મોઢાં ખાનારાં છે.' તેઓ મને મહારાજ શા માટે કહે છે કોણ જાણે. મારી પાસે કયુ ગજ છે? હું એમને પૂછું છું, 'અરે ભાઈ, ઘરમાં ખાનારાં મોઢાં ન હોય તો શું ન ખાનારાં હોય? ન ખાનારાં મોઢાં તો મુડદાંનાં હોય છે. એમને તો તરત ઘર બહાર કાઢવાનાં હોય છે. તમારા ઘરમાં ચાર ખાનારાં મોઢાં છે એ તો તમારો વૈભવ છે. એમનાં મોઢાં તમને ભારે કેમ પડે છે? ભગવાને માણસને એક મોઢું આપ્યું છે તો તેની સાથે સાથે બે હાથ પણ આપ્યા છે. જો તે એક આખું મોઢું અને અરધો જ હાથ આપત તો અલબત્ત મુશ્કેલી થઈ પડત. તમારે ત્યાં ચાર મોઢાં છે તો આઠ હાથ પણ છે; છતાં ફરિયાદ શા માટે? પરંતુ આપણે એ હાથનો ઉપયોગ કરીએ ત્યારે ને? આપણને તો હાથ પર હાથ મૂકીને બેસી રહેવાની આદત પડી ગઈ છે, હાથ જોડવાની આદત પડી ગઈ છે. હાથ હાલના બંધ

થાય છે ત્યારે ગોદું હાલવા માંડે છે. પછી ખાનારાં મોઢાં માણસને જ ખાઈ જાય છે.

### સવ્યસાચી બનો

આપણે આપણા બંને હાથે સરખું કામ કરવું જોઈએ. પૌનારમાં કેટલાક છોકરા કાંતવા આવે છે. મેં એમને કહ્યું, 'ડાબે હાથે કાંતવાનું શરૂ કરો.' તેમણે તરત જ કહેવાનું શરૂ કર્યું કે, 'અમારી મજૂરી ઓછી થઈ જશે. ડાબો હાથ જમણા હાથની બરાબરી નહિ કરી શકે.' મેં કહ્યું, 'એમ શા માટે? જમણે હાથે જે પાંચ આંગળીઓ છે તો ડાબે હાથે પણ છે; તો પછી બરાબરી કેમ ન કરી શકે?' અંતે મેં તેઓમાંથી એક છોકરો પસંદ કર્યો, અને એને કહ્યું કે, 'ડાબે હાથે કાંત.' તેને જેટલી ઓછી મજૂરી મળે તે ભરી આપવાની જવાબદારી મેં લીધી. તે છોકરો ચૌદ દિવસમાં સાડાચાર રૂપિયા કમાતો હતો. ડાબે હાથે કાંતતાં પહેલા જ પખવાડિયામાં તેને લગભગ ત્રણ રૂપિયા મળ્યા. બીજા પખવાડિયામાં ડાબો હાથ જમણા હાથની સાથે થઈ ગયો. એક રૂપિયો મેં મારી પાસેથી આપ્યો; પરંતુ તેથી બધાની આંખો ઊઘડી ગઈ. એ કેટલો મોટો લાભ થયો? મેં છોકરાઓને પૂછ્યું, 'કેમ છોકરાઓ, આમાં ફાયદો છે કે નહિ?' તેઓ કહેવા લાગ્યા, 'હા, કેમ નહિ? જમણો હાથ પણ આઠ કલાક સતત કામ કરવામાં ધીરે ધીરે થાકવા માંડે છે. જો બંને હાથ તૈયાર થયેલા હોય તો અદલબદલ કરી શકાય, અને થાક બિલકુલ ન લાગે.' અઠ્ઠાવીસે અઠ્ઠાવીસ છોકરાઓ ડાબા હાથે કાંતવાનો પ્રયોગ કરવાને તૈયાર થઈ ગયા.

શરૂઆતમાં હાથમાં થોડું દર્દ થવા માંડે છે. પરંતુ એ સાત્ત્વિક દર્દ છે. સાત્ત્વિક સુખ એવું જ હોય છે. અમૃત પણ શરૂઆતમાં જરા કડવું જ લાગે છે. પુરાણોનું પેલું કેવળ મીઠું અમૃત વાસ્તવિક નથી. ગીતામાં કહ્યું છે તેમ, અમૃત જો સાત્ત્વિક જ હોય તો તે મીઠું જ કેમ હોઈ શકે? ગીતામાં કહેલું સાત્ત્વિક સુખ તો પ્રારંભમાં કડવું જ હોય છે. મારી વાત માનીને છોકરાઓએ ત્રણ મહિના સુધી કેવળ ડાબે હાથે કાંતવાનો પ્રયોગ કરવાનો નિશ્ચય કર્યો. ત્રણ મહિના સુધી જમણો હાથ જાણે ભૂલી જ ગયા. આ કંઈ ઓછી તપસ્યા ન થઈ.

## અનિંદાનું વ્રત

ગામડાંમાં નિંદાનો દુર્ગુણ બહુ દેખાય છે. શહેરના લોકો એથી મુક્ત છે એમ નથી, પણ અહીં હું ગામડાંને વિષે જ કહું છું. નિંદા કેવળ પીઠ પાછળ થાય છે. એનાથી કોઈને પણ ફાયદો નથી થતો. જે નિંદા કરે છે તેનું મોઢું બગડે છે, અને જેની નિંદા કરવામાં આવે છે તેની કંઈ ઉન્નતિ નથી થતી. ગામડાંના લોકોમાં નિંદા કરવાની આદત હોય છે, એ હું જાણતો તો હતો. પરંતુ એ રોગ આટલા ઉગ્ર રૂપમાં વ્યાપી ગયો હશે તેની મને ખબર નહોતી. હમણાં થોડા દિવસથી 'સત્ય અને અહિંસા' ને બદલે હું 'સત્ય અને અનિંદા' કહેવા લાગ્યો છું. આપણા સંતોની બુદ્ધિ બહુ સૂક્ષ્મ હતી. તેમની વાણીનું રહસ્ય હવે મારા સમજવામાં આવ્યું. તેઓ ગામડાંના લોકોને સારી રીતે ઓળખતા હતા. તેથી તેમણે ઠેકઠેકાણે કહ્યું છે કે, 'નિંદા ન કરો, ચાડી ન ખાઓ.' બાળપણથી જ મારા મનમાં સંતો માટે ભક્તિ છે. ભક્તિ

અને જ્ઞાનનાં એમણે કરેલાં વર્ણનો મને બહુ મધુર લાગે છે. પરંતુ મને થતું કે, 'નિંદા ન કર' કહેવામાં ખાસ વિશેષતા શી છે? નીતિ વિષેની એમની કવિતાઓ હું વાંચતો ખરો, પણ મને એ ગમતી નહોતી. પરસ્ત્રીને માતા સમાન જાણો, પારકા માલને ન અડકો, અને નિંદા ન કરો—આટલામાં એમના નીતિશિક્ષણની પૂંજી ખતમ થઈ જતી. ભક્તિ અને જ્ઞાનની સાથેસાથે એ જ વર્ગમાં તેઓ આ વસ્તુઓને પણ મૂકતા તે હું સમજી શકતો નહિ. પણ હવે બહુ સારી રીતે સમજી ગયો છું. નિંદાનો દુર્ગુણ તેમણે નસેનસમાં ઊતરી ગયેલો જોયો, તેથી 'અનિંદા પર તેમણે વારંવાર આટલો ભાર મૂક્યો અને તેને એક મોટો સદ્‌ગુણ કહ્યો. કાર્યકર્તાઓએ સોગન લઈ લેવા જોઈએ કે, ન તો તેઓ નિંદા કરશે, ન તો સાંભળશે. નિંદામાં ઘણુંખરું ભૂલ કે અત્યુક્તિ હોય છે. સાહિત્યમાં અત્યુક્તિ પણ એક અલંકાર માનવામાં આવ્યો છે. આ સાહિત્યવાળાઓએ દુનિયાને પાયમાલ કરી નાખી છે. વસ્તુસ્થિતિને ત્રણગણી, દસગણી, વીસગણી વધારીને બતાવવી એ એમના મતે અલંકાર છે. તો વસ્તુ જેવી હોય તેવી જ જણાવવી એ શું પોતાનું નાક કાપવા બરાબર છે? કથાકાર અને પ્રવચનકારની અત્યુક્તિનો કંઈ ધડો જ નથી. એકનું સોગણું વધારવું એનું નામ અતિશયોક્તિ, એવું કંઈ માપ હોત તો અતિશયોક્તિ પરથી વસ્તુસ્થિતિની કલ્પના કરી શકાત. પરંતુ અહીં તો કંઈ હિસાબ જ નથી. તેઓ એકનું સોગણું નથી કરતા પણ શૂન્યને સોગણું વધારે છે. સો અનંતનો ગુણાકાર કરવાથી કંઈક અંક આવે છે એમ સાંભળ્યું છે, પણ એ તો ગણિત-શાસ્ત્રીઓ જાણે.

## સચ્ચાઈનો સૂક્ષ્મ અભ્યાસ

બીજી બાબત જે હું તમને કહેવા માગું છું તે છે સચ્ચાઈ. આપણા કાર્યકર્તાઓમાં સ્થૂળ અર્થમાં સચ્ચાઈ છે, સૂક્ષ્મ અર્થમાં નહિ. કોઈને હું કહું કે, હું તમારે ત્યાં સાત વાગ્યે આવીશ તો એ પાંચ વાગતાં જ મને લેવા માટે મારે ઘેર આવીને બેસે છે, કારણકે એ જાણે છે કે હિન્દુસ્તાનમાં જે કોઈ અમુક ચોક્કસ વખતે આવવાનો વાયદો કરે છે તે તે વખતે આવશે જ એવો કંઈ નિયમ નથી. તેથી તે પહેલેથી જ આવીને બેસે છે; તે વિચારે છે કે, બીજાને ભરોસે કામ નથી થતું. આથી આપણે હમેશાં બિલકુલ ચોક્કસ બોલવું જોઈએ. ગામડાના કોઈ માણસને તમે કંઈ કામ કરવા કહેશો તો તે કહેશે, 'જી હા.' પણ એ કામ કરવાનું એના દિલમાં હોતું નથી. આપણને ટાળવા માટે એ 'જી હા' કહી દે છે. એનો અર્થ એટલો જ હોય છે કે, 'હવે બહુ પજવશો નહિ.' 'જી હા'નો એનો અર્થ 'અહીંથી પધારો' એવો છે. એના 'હા જી'માં થોડો અહિંસાનો ભાવ હોય છે. 'આગળ જાઓ' કહીને તે તમારા હૃદયને આઘાત પહોંચાડવા નથી માગતો. તમને તે વધારે તકલીફ આપવા નથી માગતો: એટલે 'જી હા' કહીને છૂટી જાય છે.

એટલે કોઈ પણ ચીજ આપણે ગામડાના લોકો પાસે કરાવવા માગીએ તે તેમને બરાબર સમજાવી દેવી જોઈએ; તેમની પાસે સોગન કે વ્રત ન લેવડાવવાં જોઈએ. હું ગામડામાં ગયો ત્યારથી કોઈ પાસે કંઈ વસ્તુ વિષે વચન લેવાની મને ચીડ થઈ ગઈ છે. કોઈ મને કહે કે, 'હું આ વસ્તુ કરીશ;' તોપણ હું એને એમ જ કહીશ કે, 'એ તમને ગમે છે ને?

બસ, તો એટલું પૂરતું છે. વચન આપવાની જરૂર નથી. તમારાથી થઈ શકે તો કરો.' લોકોને કામની ઉપયોગિતા સમજાવીને સંતોષ માનવો જોઈએ; કારણકે કોઈની પાસે કંઈ કામ કરવાનું વચન લીધા પછી એ કામ કરાવવાની જવાબદારી આપણી પર આવી જાય છે. જો એ પોતાનું વચન ન પાળે તો જૂઠું બોલવામાં આપણે અપ્રત્યક્ષ રૂપે મદદ કરીએ છીએ. રાજકોટ પ્રકરણ બીજું શું છે? જો કોઈ આપણી સમક્ષ કોઈ બાબતનું વચન આપે અને પછી તે ન પાળે તો તેમાં આપણું પણ અધઃપતન થાય છે. આથી જ રાજકોટમાં ગાંધીજીને આટલો બધો પ્રયાસ કરવો પડ્યો. એટલે વચન, નિયમ કે મનમાં કોઈને બાંધવો ન જોઈએ; અને જો કોઈની પાસે વચન લેવું જ પડે તો તે વચન આપણું સમજીને તે પળાવવાની સાવધાની પહેલાં રાખવી જોઈએ. એ વચન પાળવામાં દરેક રીતે મદદ કરવી જોઈએ. સચ્ચાઈનો આ ગુણ આપણામાં હોવો જોઈએ.

### સૂક્ષ્મ અસત્ય

બાઈબલમાં કહ્યું છે, 'ઈશ્વરના સોગન ન ખાઓ.' તમારા મનમાં 'હા' હોય તો હા કહો અને 'ના' હોય તો ના કહો; પરંતુ આપણે ત્યાં તો રામદુવાઈ પણ પૂરતી નથી મનાતી. કોઈ પણ વાત ત્રણ વારના વચન સિવાય પાકી નથી મનાતી. કેવળ 'હા' કહેવાનો અર્થ એટલો જ છે કે, 'તમારી વાત સમજાઈ ગઈ. હવે જોઈશું, વિચાર કરીશું.' મજબૂત પથ્થર પર એકબે પ્રહાર કરો તો તેની તેને ખબર પણ નથી પડતી. પાંચ દસ પ્રહાર કરો ત્યારે તેને લાગે છે કે, કદાચ કોઈ વ્યાયામ કરી રહ્યું હશે. પચાસ ઘા મારો

ત્યારે તેને ખબર પડે છે કે, ‘અરે, આ તો વ્યાયામ નથી કરતો. એ તો મને ફોડવાનો પ્રયત્ન કરે છે.’ એક વાર હા કહેવાનો કંઈ અર્થ જ નથી. બે વાર કહ્યા પછી તે વિચારવા માંડે છે કે, ‘મેં હા પાડી દીધી છે.’ અને જ્યારે ત્રીજી વાર હા પાડે છે ત્યારે એના ધ્યાનમાં આવે છે કે, ‘મેં જાણી-બૂજીને હા પાડી છે.’ આ બધાનો અર્થ એટલો જ છે કે સૂક્ષ્મ જૂઠાણું આપણી નસેનસમાં ઊતરી ગયું છે. એટલે કાર્યકર્તાઓએ પોતાને માટે એવો નિયમ કરવો જોઈએ કે જે ચીજ કરવાનું તેઓ કબૂલ કરે તે કરીને જ જંપે; એમાં જરા પણ ચૂક ન કરે; બીજા પાસે કંઈ વચન ન લે; નકામા ઝઘડામાં ન પડે.

## જૂની અને નવી પેઢી

હવે કાર્યકર્તાઓને કાર્યકુશળતા વિષે એક બે વાતો કહેવા માગું છું. આપણે કાર્ય કરવા જઈએ છીએ ત્યારે ચાલુ પેઢી પાછળ બહુ પડીએ છીએ. ચાલુ પેઢીનું વિશેષણ જ ચાલુ છે. એ ચાલતી વસ્તુ છે. એની મૈત્રી કરો; પણ એની પાછળ ન પડો. એના શરીરની પેઠે એનું મન અને એના વિચાર પણ એક બીબામાં ઢળેલાં હોય છે. જે નવી વાત કહેવી હોય તે નવજુવાનોને કહેવી જોઈએ. તરુણોના વિચાર અને વિકાર બંને બળવાન હોય છે. તેથી કેટલાક લોકો તેમને ઉચ્છૃંખલ પણ કહે છે. એમાં સત્ય એટલું જ છે કે તેઓ બળવાન ને વેગવાન હોય છે. જો એમના વિચારો બળવાન હોઈ શકે તો તેમનો વૈરાગ્ય પણ બળવાન હોઈ શકે. જેમ જેમ ઉમર વધતી જાય છે તેમ તેમ વિકારો શમતા જાય છે. સ્થૂળ હિસાબે આ સાચું છે. પરંતુ એનો કંઈ વિશ્વાસ

નહિ. એ કોઈ શાસ્ત્ર નથી. વર્તમાન પેઢીને આપણી વાત ગમે તો સારું જ છે, અને ન ગમે તોપણ કંઈ નુકસાન નથી. ભાવી પેઢીને હાથમાં લેવી જોઈએ. નવાં નવાં કામોમાં યુવકો જ હાથ નાંખે છે, બુઢ્ઢા નહિ. વિકારો કેવી રીતે વધે છે કે ઘટે છે તે હું નથી જાણતો. પરંતુ એટલું તો માનવું જ પડશે કે, વૃદ્ધો કરતાં તરુણોમાં આશા અને હિમ્મત વધારે હોય છે.

### ફળાસક્તિની અધીરતા

બીજી વાત એ છે કે કાર્ય શરૂ કરતાં જ એના ફળની આશા ન રાખવી જોઈએ. પાંચ દસ વરસ કામ કર્યા પછી પણ ફળ આવતું ન દેખાય તો નિરાશ ન થવું જોઈએ. હિંદુસ્તાનના લોકો વીસ હજાર વરસના ઘરડા છે. કોઈ ગામમાં જ્યારે કોઈ નવો કાર્યકર્તા જાય છે ત્યારે તેઓ વિચાર કરે છે કે, આવા તો કેટલાય જોયા છે. સાધુસંતો પણ આવ્યા ને ચાલ્યા ગયા. નવો કાર્યકર્તા કેટલા દિવસ ટકશે એ વિષે એમને સંદેહ રહે છે. જો કાર્યકર્તા એક બે વરસ ટકી ગયો તો તેઓ વિચાર કરે છે કે, આ કદાચ ટકી પણ જાય. અનુભવી સમાજ છે. એ પ્રતીક્ષા કરતો રહે છે. જો તે પોતાના કે આપણા મૃત્યુ સુધી રાહ જોતો રહે તો કંઈ મોટી વાત નથી.

### સમરસતાનો અર્થ

ગામડાના લોકો સાથે સમરસ થવાનો અર્થ બરાબર સમજવો જોઈએ. એમનો રંગ આપણને પણ લાગે એનું નામ એમની સાથે મળવું એવુ નથી. આ રીતે મળવાથી તદ્રૂપતા આવવા માંડે છે. મારા મત પ્રમાણે સમાજ પ્રત્યે આદરનું જેટલું મહત્ત્વ છે એટલું પરિચયનું નથી. સમાજ

સાથે સમરસ થવાથી સમાજને લાભ જ થશે એમ આપણે માનીએ તો તેમાં અહંકાર છે. આપણે કોઈ પારસમણિ છીએ કે આપણા સ્પર્શમાત્રથી સમાજની ઉન્નતિ થઈ જશે ! સમાજ સાથે કેવળ સમરસ થવાથી કાર્ય થશે એવું માનવામાં જડતા છે. રામદાસ કહે છે, 'માણસે જ્ઞાની અને ઉદાસીન બનવું જોઈએ. તેણે સમુદાયમાં ભળવાની હોંશ રાખવી જોઈએ; પરંતુ અખંડ અને સ્થિર થઈને એકાન્તસેવન કરવું જોઈએ.' તેઓ કહે છે, 'કશી ઉતાવળ નથી. શાન્તિથી અખંડ એકાન્તસેવન કરો.' એકાન્તસેવનથી આત્મપરીક્ષણનો મોકો મળે છે. લોકો સાથે કેટલી હદ સુધી સંપર્ક વધારાય એ ધ્યાનમાં આવે છે, નહિ તો પોતાનો અસલ રંગ ન રહેતાં તેના પર બીજા રંગો ચડવા માંડે છે. પછી કાર્યકર્તા ગામડાંના લોકોના રંગનો જ બની જાય છે. એના ચિત્તમાં વ્યાકુળતા પેદા થાય છે, અને એ યોગ્ય પણ છે. પછી એને થાય છે કે કોઈ વાચનાલય કે પુસ્તકાલયનું શરણ લઉં. પછી કોઈ મોટા માણસ પાસે જઈને એ કહે છે કે, હું બેચાર મહિના આપનો સત્સંગ કરવા માગું છું. પછી પેલા મહાદેવજી અને આ નંદી, બંને એક જગ્યાએ રહેવા માંડે છે. પેલો કહે છે, 'હું મોટો થઈને ખરાબ થયો. હવે તું મારી પાસે રહ્યો છે. એમાં કંઈ લાભ નથી.' એટલે સેવા માટે જ સમાજમાં જવું જોઈએ. બાકીનો સમય સ્વાધ્યાય અને આત્મપરીક્ષણમાં ગાળવો જોઈએ. આત્મપરીક્ષણ સિવાય ઉન્નતિ નથી થઈ શકતી. આપણા સ્વતંત્ર સમયમાં આપણે આપણો એકાદ પ્રયોગ પણ કરીએ. કેટલાક કાર્યકર્તાઓ કહે છે કે, 'શું કરીએ ? ચિંતન માટે વખત જ નથી મળતો. જરા બેઠા કે કોઈ ને કોઈ આવ્યું જ છે.' જે

આવે તેની સાથે વાત કરવામાં સમય ગાળવો એ સેવા નથી. સ્વાધ્યાય અને ચિંતન માટે કાર્યકર્તાએ અલગ સમય રાખવો જોઈએ. એકાન્તસેવન કરવું જોઈએ. આ પણ ગ્રામસેવા જ છે.

## સ્ત્રીઓની સેવા કરો

એક વાત સ્ત્રીઓ વિષે. સ્ત્રીઓ માટે કંઈ કામ કરવામાં આપણે આપણી બેઅદબી સમજીએ છીએ. ધોનારનું જ ઉદાહરણ લો. વ્યાકરણ અનુસાર જેની ગણના પુલિંગમાં થઈ શકે છે એવો એક પણ માણસ પોતાનું ધોતિયું પોતે નથી ધોતો. બાપનાં કપડાં દીકરી ધુએ છે, છોકરાનાં કપડાં મા ધુએ છે, અને ભાઈનાં કપડાં બહેનને ધોવાં પડે છે. માની સાડી ધોતાં પણ આપણને શરમ આવે છે, તો પત્નીની સાડી ધોવાની તો વાત જ શી? વિકટ પ્રસંગ આવી જાય તો કોઈ સગી બાઈ ધોઈ આપે છે. અને એ પણ ન મળે તો પડોશણ એ કામ કરશે. એ પણ ન હોય અને પત્નીની સાડી ધોવાનો પ્રસંગ આવી જ પડે તો પછી એ કામ સાંજે, કોઈ જોઈ ન શકે એવી વેળાએથી, ચુપચાપ ચોરીથી કરી લેવામાં આવે છે. આવી સ્થિતિ છે! અને મારો પ્રસ્તાવ તો એથી બિલકુલ ઊલટો છે. પરંતુ જો તમે મારી વાતનો અમલ કરો તો આગળ જતાં એ સ્ત્રીઓ જ તમારાં કપડાં બનાવી આપશે, એમાં જરા પણ શંકા નથી. એક વાર હું એક ખાદીનું સ્વાવલંબન-કેન્દ્ર જોવા ગયો હતો. કાર્યાલયમાં સિત્તેર પંચોતેર સ્વાવલંબી ખાદીધારીની યાદી ટાંગેલી હતી. પરંતુ એમાં સ્ત્રીનું એક પણ નામ નહોતુ. ત્યાં જે સભા થઈ તેમાં મારા કહેવાથી ખાસ કરીને સ્ત્રીઓને પણ

બોલાવવામાં આવી. મેં પૂછ્યું, 'અહીં આટલા સ્વાવલંબી ખાદીધારી પુરુષો છે; ત્યારે શું સ્ત્રીઓ નહિ કાંતે?' સ્ત્રીઓએ જવાબ આપ્યો, 'અમે જ કાંતીએ છીએ.' ત્યારે મેં જાતે કાંતનારા પુરુષોને હાથ ઊંચો કરવા કહ્યું. ત્રણ ચાર હાથ ઊંચા થયા. બાકીના બધા સ્ત્રીઓએ કાંતેલા સૂતરના જોર પર સ્વાવલંબી હતા. તેથી કહું છું કે, હાલ તરત તમે એમને માટે બારીક સૂતર કાંતો. આગળ જતાં તેઓ જ તમારાં બધાં કપડાં તૈયાર કરી દેશે. કાંઈ નહિ તો, ખાદીયાત્રામાં પહેરવા માટે એક સાડી એમને બનાવી આપો તોપણ હું સંતોષ માનીશ. તેઓ ત્યાં આવશે તો, ઓછામાં ઓછું, આપણી વાતો તો એમને કાને પહોંચશે.

## ૨૩

# ચાર પુરુષાર્થ

માનવહૃદયની સૂક્ષ્મ ભાવનાઓ ધ્યાનમાં લઈ, સમાજ-રચનાનો ઊંડો અભ્યાસ કરીને આપણા ઋષિમુનિઓએ અનેક સુંદર શોધો કરેલી છે. 'अनन्तं वै मनः । अनन्ता विश्वे देवाः'— મનની વૃત્તિઓ અનંત હોવાથી વિશ્વમાં પણ અનન્ત શક્તિઓ પેદા થાય છે. એ અનન્ત માનસિક વૃત્તિઓનો તથા સામાજિક શક્તિઓનો પૂરો સાક્ષાત્કાર કરીને ઋષિઓએ ધર્મની રચના કરેલી છે. 'ऋषिः पश्यन् अबोधत्', એમ ઋષિઓ પોતે જ કહે છે. યોગશાસ્ત્રમાં યોગીની અર્ધોન્મીલિત દૃષ્ટિનું વર્ણન કરવામાં આવે છે. વિશ્વમાં વિલસતી વિવિધ શક્તિઓના નિરીક્ષણ માટે અર્ધી દૃષ્ટિ ખુલ્લી રાખેલી, અને હૃદયમાં ઊઠતી અનેક-વૃત્તિઓના પરીક્ષણ માટે અર્ધી દૃષ્ટિ અંદર વાળી લીધેલી — એવું એમાં રહસ્ય રહેલું છે. કાળના વિકરાળ જડબામાં ભચડાઈ રહેલાં અસહાય દીન પ્રાણીઓ માટેની કરુણાને લીધે અર્ધી દૃષ્ટિ ઉઘડેલી, અને અન્તર્યામી પ્રભુનો પ્રેમરસ પીને મસ્ત થવાથી અર્ધી દૃષ્ટિ મીંચાયેલી' યોગીઋષિઓની આ અર્ધોન્મીલિત દૃષ્ટિને સમસ્ત સૃષ્ટિનું અન્તર્બાહ્ય સમગ્ર દર્શન થયેલું હોવાથી, હિંદુધર્મ અનેક આશ્ચર્યકારક કલ્પનાઓનો ભંડાર થઈ બેઠો છે. જેમ અર્જુનના અક્ષય ભાથામાં બાણની ખોટ કદાપિ ન જ પડે, તેમ હિંદુધર્મના મહાસાગરમાં કેટકેટલાં રત્નો

પડેલાં છે તેનો તાગ કાઢવો અશક્ય છે. ઋષિઓની આ અનેક મનોહર કલ્પનામાંની ચતુર્વિધ પુરુષાર્થની કલ્પના પણ એક એવું જ રમણીય રત્ન છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચાર પુરુષાર્થો કહેલા છે. એમાંના મોક્ષ અને કામ એ બે એકબીજાના વિરોધી હોઈ ઉત્તર દક્ષિણ ધ્રુવની જેમ એકબીજાને સામે છેડે ઊભા છે. પ્રકૃતિ અને પુરુષ અથવા તો શરીર અને આત્મા, એની વચ્ચે અનાદિ કાળથી ઝઘડો ચાલતો આવ્યો છે. વેદોમાં વૃત્ર અને ઇન્દ્રના જે યુદ્ધનું વર્ણન કરેલું છે તે આ જ સનાતન યુદ્ધનું વર્ણન છે. વૃત્ર એટલે જ્ઞાનને ઢાંકી દેનારી શક્તિ. ઇન્દ્ર એ સંજ્ઞા પરોક્ષ સંકેતની દ્યોતક તરીકે હેતુપૂર્વક યોજેલી હોઈ, ઇદં-દ્ર અથવા વિશ્વદ્રષ્ટા એ ઇન્દ્ર શબ્દનો પ્રત્યક્ષ અર્થ છે, એમ તે શબ્દનું સ્પષ્ટીકરણ છે. એક જ્ઞાનને ઢાંકી દેવા માગતી અને બીજી જ્ઞાનનું દર્શન કરવા માગતી, એવી આ બે શક્તિઓ તે જ અનુક્રમે જડ, શરીરાત્મક, ભૌતિક શક્તિ, અને ચેતન, જ્ઞાનમય આત્મિક શક્તિ છે. આ બે શક્તિઓ વચ્ચે સનાતન ઝઘડો ચાલુ છે, અને માણસનું જીવન એ ઝઘડામાં સપડાયેલું છે. એકબીજાથી વિરુદ્ધ એવાં આ બંને તત્ત્વો (શક્તિઓ) એક જ વ્યક્તિમાં કામ કરતાં હોવાથી માણસનું હૃદય તેમના યુદ્ધનું ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર થઈ પડ્યું છે. આત્માને મોક્ષ-પુરુષાર્થ જોઈએ છે; શરીરને કામ-પુરુષાર્થ પ્રિય છે; એકબીજાનો નાશ કરવાના લાગ માટે બંને તાકી રહેલા હોય છે.

મોક્ષ કહે છે, કામ એ આત્માનો નાશ કરવા સદાય તત્પર એવો તેનો કટ્ટો દુશ્મન છે; તેથી તેને ઠાર કરો, નિષ્કામ

બનો. એ બહુ રૂપાળો અને વહાલસોયો દેખાય છે, પણ તેના માયાવી પ્રેમાળપણાથી રખે છેતરાતા. જેટલો એ કોમળ દેખાય છે તેટલો જ ક્રૂર છે. તેના બતાવવાના દાંત પ્રેમમય હોય તોય ખાવાના દાંત ક્રોધમય છે. ચૈતન્યરસથી ભરેલાં એવાં બાળકોને એ જન્મ આપનારો છે એવુ ભાસે છે ખરું, પણ તે સાચું નથી. એને તો 'ઘરડી મા હજી કેમ મરતી નથી?' એની ચિંતા હોય છે. બાળકને જન્મ આપવો એ પિતાના મૃત્યુની તૈયારી કરવા સમાન છે, એ ધ્યાનમાં લો. તમારા પિતા, તમારા દાદા, તમારા પહેલાંની બધી પેઢીઓ જીવતી રહે એવી તમારી ઇચ્છા હોત તો તમે પુત્રોને, પૌત્રોને કે પ્રપૌત્રોને જન્મ આપત ખરા? આટલા બધા માણસોના પ્રચંડ લોકસંઘનો — લોકોના ઢગલાનો — ભાર પૃથ્વી ખમી શકશે નહિ, એનું ભાન તમને નથી એમ કેમ કહી શકાય? 'મા તો મરવાની જ છે. એને અમે શું કરીએ?' એમ કહ્યે ન ચાલે. માતાનું મૃત્યુ થવાનું છે એમ માનીને જ બાળકને જન્મ આપવામાં આવે છે એ ભૂલવું ન જોઈએ; અને તેથી જ જન્મનું પણ 'સૂતક' પાળવામાં આવે છે. ચૈતન્યરસથી ભરેલાં બાળકો પેદા કરવાનું શ્રેય જો કામને આપવું હોય, તો તે જ રસથી છલોછલ ભરેલી માતાને મારી નાખવાનું પાતક પણ એને શિરે જ નાખવુ જોઈએ. ઉત્પત્તિ અને સંહાર, કામ અને ક્રોધ, એ એક જ લાકડીના બે છેડા છે. કામ કહેતાં એમાં ક્રોધ આવી જ ગયો. તેથી અહિંસક વૃત્તિવાળા સત્પુરુષો સંહારક્રિયાની જેમ જ ઉત્પત્તિની ક્રિયામાં પણ ભાગ લેતા નથી. ખરી વાત એમ છે કે, બાળકમાં જે ચૈતન્યરસ ભરેલો છે તે એણે પેદા કરેલો નથી, પણ જે ગંદા અંગરજથી

મલિન થવામાં માતપિતા પોતાની જાતને ધન્ય માને છે એ રજોરસ એણે પેદા કરેલો છે, કારણ એનો પોતાનો જન્મ જ રજોગુણની ધૂળમાં થયેલો છે. તમે એના કોડ પૂરા કરવા જશો તો એની કદાપિ તૃપ્તિ થવાની નથી, એટલો એ ખાઉધરો છે. એને તૃપ્ત કરવાનો પ્રયોગ જેમણે જેમણે કર્યો છે તેમનો તેમનો તે પ્રયોગ નિષ્ફળ ગયો છે; અને સૌ કોઈને એવો જ અનુભવ થયો છે કે કામોપભોગથી કામની તૃપ્તિ કરવા માગવું એ જાતે ક્ષત્રિય બની પૃથ્વી નિઃક્ષત્રિય કરવાના પ્રયત્નની જેમ વ્યાઘાતાત્મક કે વિસંગતિથી ભરેલું છે. એને ગમે તેટલા ભોગ આપો, દેવતામાં તેલ રેડવાથી જેમ બને છે તેમ એની ભૂખ વધ્યે જ જવાની. અન્નદાતા એ જ એનો પ્રિય ખોરાક હોઈ, તે ખાવામાં ભસ્માસુર કરતાંય એને વધારે સફળતા અચૂક મળે છે. તેથી આ કામાસુરને વર આપી છેતરાશો નહિ.

એથી ઊલટું કામ એમ કહે છે, અને તે પણ એટલી જ ગંભીરતાથી કહે છે: મોક્ષને ભેટવા જશો તો નકામું માથું અફળાશે. વેદાન્તે હિન્દુસ્તાનનું સત્યાનાશ વાળ્યું છે એ યાદ રાખજો. મોક્ષ તમને સ્વર્ગસુખની અને આત્મસાક્ષાત્કારની મીઠી મીઠી વાતો કહી લલચાવશે ને મુગ્ધ કરશે. પણ એ સાવ દગાબાજી છે એમ માનજો. એવા કાલ્પનિક સુખની પાછળ પડી ઐહિક સુખ જતું કરવામાં ડહાપણ તો નથી જ. તત્ત્વમસિ એ મહાવાક્યની ચર્ચા, ઘડીક વિનોદાર્થે, ભોજન થયા પછી ઊંઘ આવે ત્યાં સુધી, અથવા તો ઊંઘ આવે તેટલા માટે, કોઈ કરે તો તે પોસાય, પણ જો કોઈ ભૂખ્યે પેટે એ ચર્ચા કરવા બેસે તો તેણે ચોક્કસ ધ્યાનમાં રાખવું કે આખરે

તેને વ્યાવહારિક તત્ત્વમસિને જ શરણે જવું પડવાનું છે. ચાંદરણું દૂધ જેવું દેખાય તોપણ તે કંઈ પી શકાતું નથી. મોક્ષની ચિન્તાથી જીવનનો આનંદમાત્ર ગુમાવી બેસશો. વિશ્વના વિવિધ વિષયોનો આસ્વાદ લેવા માટે તમને ઇન્દ્રિયો મળેલી છે. પણ તમે જો જગત મિથ્યા છે એવા વહેમમાં પડી ઇન્દ્રિયોને મારવાનો ઉદ્યમ આદરશો તો તેમાં પોતાની જાતને જ છેતરશો, અને છેવટે તમારે પસ્તાવો કરવાનો વારો આવશે. આંખને સ્પષ્ટપણે દેખાતું જગત અસત્ય છે એમ પ્રથમ કહેવું, અને જેના અસ્તિત્વ વિષે મોટમોટા તત્ત્વજ્ઞો પણ સાશંક છે એવી આત્મા જેવી કોઈ વસ્તુ છે એમ પછી માનવુ એનો અર્થ શો? ' कामस्तदग्रे समवर्तत ' સૃષ્ટિની ઉત્પત્તિ કામમાંથી થઈ — એવું વેદમાં પણ વચન છે. અને એનો અનુભવ તો સૌ કોઈને છે. ધારો કે પરમેશ્વર જેવો કોઈ હોય, તોપણ કાલે જો બધા લોકો નિષ્કામ બની બ્રહ્મચર્યનું વ્રત પાળતા થઈ જાય તો, જે સૃષ્ટિ નાશ ન પામે તેટલા માટે એ જ પરમેશ્વર વખતોવખત અવતાર ધારણ કરે છે તેનો પૂરેપૂરો વિધ્વંસ થયા વિના રહેશે નહિ. આત્યન્તિક સુખ એ જ જો મોક્ષનો અર્થ થતો હોય તો સાદી ભાષામાં તેનો અર્થ ચિરંતન કામોપભોગ એટલો જ થાય, — એવી કામની દલીલ છે.

સંપૂર્ણ ત્યાગ અને સંપૂર્ણ ભોગ એ બે એકબીજાના વિરોધી એવા બે કુવો — છેડા છે. પહેલો કહે : શરીર મિથ્યા; બીજો કહે : આત્મા અસત્ય. બન્ને એકબીજાની દરકાર ન કરે એવા, કેવળ સ્વાર્થી છે. પણ આત્મા અને શરીર બન્નેનો માણસને ઠેકાણે ભેટો થવાથી, અર્જુનને જેમ બન્ને પક્ષમાં

પોતાનાં જ સગાંવહાલાં દેખાવાથી સ્વયંનિર્ણય કરવો અશક્ય થઈ પડ્યો, તેમ કર્મયોગના ધર્મક્ષેત્રમાં પોતાનો હિતસંબંધ બન્ને પક્ષો સાથે સંકળાયેલો જોઈને કોઈ પણ એક પક્ષની તરફેણમાં કાયમનો અને નિશ્ચિત નિર્ણય કરવો માણસને ભારે થઈ પડે છે. મન દુવિધામાં પડી જાય છે; અને એક મન શરીરનું ઉપરાણું લે છે તો બીજું મન આત્માનો પક્ષ લે છે. અશરીર આત્મા અને આત્મહીન શરીર એ બેની સંધિ ઉપર માણસનું જીવન રહેલું હોવાથી, શુદ્ધ આત્મવાદ અથવા મોક્ષ-પંથ તે જીરવી શકતો નથી, અને નથી જડવાદ અથવા કામોપાસના એને રુચતાં નથી. આ બન્ને મનનું અદ્વૈત સાધવાનું કામ બહુ ખૂબીનું છે, અને કર્મ કરવાની આ ખૂબી કે 'કૌશલ'માં જ જીવનનું રહસ્ય સમાયેલું છે. દેહાસક્ત એટલે કે નીચેના મનને 'મન', અને આત્મપ્રવણ અથવા ઉપરના મનને 'બુદ્ધિ'ના નામથી ઓળખાવીએ, તો મન અને બુદ્ધિની એકતા સાધી સમતાથી બધો વ્યવહાર કરવો પડે છે. પણ त्वयाऽर्धम् मयाऽर्धम् જેવી ગણિતની સમતા અહીં સાવ નકામી છે. ઘરમાં ચાર રોટલા છે અને બાળકો બે છે, તો દરેકને કેટલા રોટલા આપવા? આવી ત્રિરાશીની સમતા જો માતાઓ શીખે તો ભારે મુશ્કેલી ઊભી થાય. એક છોકરો બે વરસનો અને બીજો પચીસ વરસનો હોય, તો પહેલો અતિસારથી મરી જશે અને બીજો ભૂખે મરશે. આવો ગણિતની ન્યાય સ્વીકારીને શરીરનું અર્ધું સમાધાન અને આત્માનું અર્ધું સમાધાન કરવા માગવું — એ ઉકેલ ન કહેવાય. સમતાનો અર્થ યોગ્યના મુજબ કિંમત આંકવી એ છે. ગણિતશાસ્ત્રમાં ગમે તેટલી મોટી સાન્ત સંખ્યાની કિંમત અનન્તની સરખામણીમાં

શૂન્ય માનવામાં આવે છે. તેવી જ રીતે શરીરની યોગ્યતા ગમે તેટલી મોટી માનીએ તોય આત્માના અનન્ત મહિમાની આગળ તે નહિવત્ થઈ જાય છે. એટલા ખાતર નિષ્પક્ષ સમતાએ તો આત્માના પક્ષનો જ પુરસ્કાર કરવો રહ્યો. આ થયો એક પક્ષ. આ પક્ષને શુદ્ધ આત્મ-પક્ષ અથવા આત્મવાદ ઇષ્ટ છે, પણ દેહનું બંધન છે ત્યાં સુધી તેનો સંપૂર્ણ અમલ કરવો તેને શક્ય લાગતો નથી. એથી ઊલટું, 'प्रपंच सांडून परमार्थ केला । तरी अन्न मिळेना खायाला' (પોતાના સંસારની પરવા કર્યા વિના પરમાર્થ કર્યો, પણ પેટપૂરતું ખાવાય મળતું નથી) એ વચન કેટલાક લોકોનાં ભેજાંમાં — અથવા તો પેટમાં કહો તોય ચાલે — ઝટ ઊતરી જાય છે. पोटासाठीं सारें सोंग — પેટને ખાતર જ બધી રમત હોવાથી માત્ર ચપટી ખાંડના નૈવેદ્યથી દેવતાનું સમાધાન કરી શકાય તો તે ઘણાને ઇષ્ટ લાગે છે. નામદેવે ધરેલું નૈવેદ દેવ ખાતા ન હતા તેથી તે ધરણું લઈને બેઠો હતો. પણ આ લોકોએ ધરેલું ચપટી ખાંડનું નૈવેદ પણ દેવતા સાચેસાચ ખાવા માંડે તો તેઓ દેવતા અગિયારશ કરતા થાય તેટલા ખાતર સત્યાગ્રહ કર્યા વિના નહિ રહે! આ લોકોને નહિ જેવા ત્યાગથી આત્માનું સમાધાન કરવું છે. કારણ જો તેનુ જરાય સમાધાન કર્યા વિના કેવળ દેહપૂજાના ધર્મનો આશ્રય લેવામાં આવે, તો તે દેહપૂજાના બચાવ માટે નાસ્તિક તત્ત્વજ્ઞાનનાં સંખ્યાબંધ પારાયણો કરીને પણ અંતરમાં ખૂંચતું શલ્ય કાયમને માટે મટાડી શકાતું નથી. તેથી બન્ને પક્ષની દૃષ્ટિએ તડજોડ તો ઇષ્ટ છે જ. આ તડજોડ કરવાનુ કામ ધર્મ અને અર્થ એ બે જણે માથે લીધું છે.

બે જણ વચ્ચે મારામારી શરૂ થાય અને તેઓ એકબીજાનાં માથાં ભાંગવા માંડે તો તેમના ઝઘડાનો અંત આણવા માટે બંને પક્ષના માણસો જેમ વચ્ચે પડે છે, તે જ પ્રમાણે આત્મવાદી મોક્ષ અને દેહવાદી કામ વચ્ચેનો ઝઘડો પતાવવા માટે મોક્ષની બાજુથી ધર્મ અને કામની બાજુથી અર્થ એ બે પુરુષાર્થો વચ્ચે પડેલા છે. હવે ઉપલકિયા સંધિ કરાવવાના હેતુથી વચ્ચે પડેલા આ બે જણ નિષ્પક્ષ વૃત્તિનું અથવા તો ન્યાય્ય તટસ્થતાનું નાટક ભજવવા બંધાયેલા હોવાથી, તેમની ભાષા બંને પક્ષને એકસરખી ગમે એવી હોવી જરૂરનું હોય છે; અને હોય છે પણ ખરી. પણ આ માણસોને ઝઘડો પતાવવાની ભાષા બોલવી પડતી હોય તોપણ તેમના મનમાં બંને પક્ષની હાનિ ન થાય એવી તાલાવેલી હોય છે જ એમ નથી. માથું ભાંગે એ તેમનાથી જોવાતું નથી, પણ તે પોતાના પક્ષનું. સામા પક્ષનું જ કેવળ ભાંગતું હોય તો તેનો તેમને જરાય વાંધો નથી હોતો. પણ દુઃખની વાત છે કે સામા પક્ષના માથાની સાથે જ પોતાના પક્ષના માથા ઉપર પણ માર પડે છે; અને એટલા માટે જ ઝઘડો પતાવવાની આટલી આતુરતા છે. એટલે ધર્મ અને અર્થ મોક્ષકામ વચ્ચેનો ઝઘડો શમાવવા માટે શાંતિમંત્રનો જપ જપતાં વચ્ચે પડ્યા હોય તોય, ધર્મની આંતરિક ઇચ્છા તો એવી જ હોય છે કે કામનું માથું સારી પેઠે ટિપાય તો સારું; અને અર્થને પણ મોક્ષ મરી જાય તો તે જોઈએ જ છે. કોઈ પણ એક પક્ષનો અંત આવે તો તેની સાથે ઝઘડાનો પણ અંત આવે જ! ઘણી વાર ઝઘડાથી જે કામ પાર પડતું નથી તે સંધિથી પાર-પડે છે. લડવૈયાઓની તલવાર કરતાં મુત્સદ્દીઓની કલમને

ક્યારેક ક્યારેક વધારે સફળતા મળે છે. મોક્ષ અને કામને લડવૈયા ગણીએ તો ધર્મ અને અર્થ એ બેને મુત્સદ્દી કહેવા જોઈએ. બંનેને સમાધાન જોઈતું જ હોય છે. પણ સમાધાનની શરતો મોક્ષને અનુકૂળ હોય તે માટે ધર્મનો પ્રયત્ન. અને કામને અનુકૂળ હોય તે માટે અર્થનો પ્રયત્ન. સમાધાન તો થવું જોઈએ, પણ બની શકે ત્યાં સુધી પોતાના પક્ષના હિતને આંચ ન આવે એવી દરેક જણની ઇચ્છા. આવી તડજોડનો એક નમૂનો દાખલા તરીકે બતાવવો એટલું જ અહીં શક્ય છે.

ધારો કે, મોક્ષ બ્રહ્મચારી અને કામ વ્યભિચારી એવા આ પરસ્પરવિરોધી બે છેડા છે. ધર્મ કહેશે,— બ્રહ્મચર્ય જ ધ્યેય હોવું જોઈએ એમાં શંકા નથી. એ ધ્યેયનું પાલન કરવાનો તનતોડ પ્રયત્ન કરવો જોઈએ. જ્યારે કામ બહુ જ ભસવા માંડે ત્યારે ધાર્મિક વિધિ મુજબ ગૃહસ્થવૃત્તિનો સ્વીકાર કરી તેના મોઢા ઉપર રોટલાનો એક કકડો ફેંકી દેવો. પણ તેમાંય સંયમનું પાલન કરવાનો ઉદ્દેશ રાખવો; અને ફરી વાર મનની તૈયારી થતાં ઉપરના આશ્રમમાં (વાનપ્રસ્થાશ્રમ)માં પ્રવેશ કરી કામથી છૂટા થઈ જવું. બ્રહ્મચર્યને લીધે જગત નાશ પામશે એમ કહેવું એમાં કોઈ પણ પાપનો બચાવ કરવાનો પ્રયત્ન છે. જગત નાશ પામવાની ચિન્તા તમારે કરવાની જરૂર નથી. તે ચિન્તા કરવા માટે પરમેશ્વર સમર્થ છે. બ્રહ્મચર્યથી સૃષ્ટિ નષ્ટ થવાની નથી પણ મુક્ત થશે. તોપણ સંયમ પાળવાના ઇરાદાથી ગૃહસ્થવૃત્તિનો સ્વીકાર કરવાને કશો વાંધો નથી. એમ કરવામાં કામનું પણ થોડુંક કામ પાર પડશે. પણ એમાંથી હું ક્યારે છૂટીશ એનું સતત ચિન્તન કરવું જોઈએ;

એટલે મોક્ષની પૂર્વતૈયારી પણ આપોઆપ થઈ જશે.

અર્થ કહેશે,— વ્યભિચારને માન્યતા આપો તો જગતની આખી વ્યવસ્થા બગડી જશે. એટલે તેમ કરવું ઇષ્ટ તેમ જ શક્ય નથી. ઊલટું, બ્રહ્મચર્યનો નિયમ તો સાવ નિસર્ગવિરુદ્ધ હોવાથી અશક્ય છે એટલું જ નહિ પણ તે અનિષ્ટ પણ છે. એટલે વચલો ગૃહસ્થવૃત્તિનો માર્ગ એ જ એક રાજમાર્ગ કે ધોરી રસ્તો બાકી રહ્યો. આમાં સંયમની થોડીક અગવડ કે પીડા હોય તોય તે અનિવાર્ય છે. ઘડપણમાં ઇન્દ્રિયો જર્જરિત થતાં ત્યાગ સહજ બને છે. આપોઆપ જ ત્યાગ થાય છે એટલે ત્યાગની આ શરત અનિવાર્ય છે તેથી તેનો સ્વીકાર કરી લેવો, એટલે મોક્ષ પણ તેથી રાજી થશે. પણ લગ્નનું બંધન અભેદ્ય માનવાનું કારણ નથી. આપણા સુખ માટે લગ્ન હોય છે, લગ્ન માટે આપણી હસ્તી નથી. તેથી લગ્નનો ધર્મ આપણે સ્વીકારશું નહિ; પણ લગ્નની નીતિ આપણે સ્વીકારી શકીશું.

મોક્ષની દૃષ્ટિએ અહિંસા પરમ ધર્મ છે. 'જાતિ-દેશ-કાલ-સમય' ઇત્યાદિ બધાં બંધનો કે મર્યાદાની પેલી પારનું એ 'સાર્વભૌમ મહાવ્રત' છે એમ પતંજલિએ કહેલું છે. એથી ઊલટું, આખી સૃષ્ટિ મારા ભોગનો વિષય છે અને હું આ સૃષ્ટિનો ભોક્તા છું — ईश्वरोऽहं अहं भोगी — એ કામનો ધ્યાનમંત્ર છે તેથી હિંસા સિવાય તેને બીજો માર્ગ જ નથી. કારણ સામ્રાજ્યવાદની જકોદરવૃત્તિની ઇમારત હિંસાના પાયા ઉપર જ રચી શકાય. આવી સ્થિતિમાં ધર્મ કહેશે, — ઓછામાં ઓછું, મનથી તો હિંસા ન જ થવા દેવાય. શરીરધર્મને લીધે અમલમાં પણ થોડીક હિંસા થવાની જ. તે પણ ઓછી

કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. પ્રયત્ન કરવા છતાં દુર્બળતાને લીધે જેટલી હિંસા બાકી રહે તેટલી ચલાવી લેવાય; તે માફ છે એમ માનવું. પણ તેનો અર્થ એ નથી કે, એટલી હિંસા કરવાનો આપણને અધિકાર મળી ગયો છે. પણ એ હિંસા માટે પ્રભુની નમ્રપણે ક્ષમા માગવી, અને બુદ્ધિ શુદ્ધ નિર્લેપ રાખવી. વળી જો ક્ષમાવૃત્તિ રાખવી અશક્ય જ બને, તો 'સો અપરાધ માફ કરીશ'ના જેવું એકાદ વ્રત લઈને હિંસાનો પ્રસંગ આગળ ઠેલવો. એટલું કર્યા છતાંય જો હિંસાની વૃત્તિ કાબૂમાં ન જ રાખી શકાય, અંતઃકરણમાં સૂઈ રહેલો પશુ જાગી જ જાય, તો આપણા કરતાં વધારે બળવાન હોય તેનો સામનો કરવો, ઓછા બળવાનને તો ક્ષમા જ કરવી. એ પણ અશક્ય બને તો બચાવ પૂરતી હિંસા કરવી, આક્રમણના ઉદ્દેશથી નહિ. તેમાં પણ હિંસાનાં સાધનો બને તેટલાં સાદાં અને બૂઠાં રાખવાં. કેવળ શરીરથી જ દ્વન્દ્વયુદ્ધ કરવું, શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવો નહિ. કહેવાની મતલબ એટલી કે, ધર્મમાં હિંસાને સ્થાન ન હોય તોપણ હિંસામાં ધર્મને અવશ્ય સ્થાન હોવું જોઈએ.

અર્થ કહેશે, — હિંસા વિના જગત ચાલવું શક્ય નથી. 'जीवो जीवस्य जीवनम्' એ સૃષ્ટિનો ન્યાય છે, તેને વશ થયે જ છૂટકો. પણ હિંસા કરવી એ પણ એક કળા છે. તે કળા હસ્તગત કર્યા વિના કોઈએ પણ હિંસા કરવી નહિ. મુસલમાનોના રાજ્યમાં જેટલી ગાયોનો સંહાર થતો તેના કરતાં કેટલાયગણી વધારે ગાયોનો સંહાર અંગ્રેજી રિયાસતમાં થાય છે; એ વાત સરકારી આંકડાની મદદથી પણ સ્પષ્ટ બનાવી શકાય તેમ છે. પણ મુસલમાનોને હિંસાની કળા

ન આવડવાથી તેમને વિષે મોટી હોહા થઈ. અંગ્રેજો વિષે કોઈને કશું ખાસ લાગતું નથી. એનું કારણ હિંસાની કળા. ઇન્ફ્લુએંઝા ત્રીસ કરોડમાંથી સાઠ લાખ માણસો જોતજોતામાં હોઇયાં કરી ગયો અને હિંસાની કળાની અણઆવડતને લીધે પોતાનું નામ તેણે બદનામ કરી લીધુ. વાસ્તવિક રીતે મલેરિયા તેનાથી વધારે માણસોનું કરાળ કરી નાખે છે. પણ ધીમે ધીમે ચાવીચાવીને ખાવું એ અન્નશાસ્ત્રનો નિયમ તે સારી રીતે જાણતો હોવાથી તે પ્રમાણમાં ઓછો ઉપદ્રવી ઠર્યો છે. શીતોપચાર અને ઉષ્ણોપચાર વારાફરતી કરતા રહેવું એવો નૂતન વૈદકનો એક નિયમ છે. એ જ નિયમ હિંસાને પણ લાગુ પડે છે. યુદ્ધ પછી શાંતિપરિષદ અને શાંતિપરિષદ પછી વળી યુદ્ધ, એવો ક્રમ બરાબર ગોઠવતાં આવડ્યા વિના હિંસા કરવી નહિ. ચૂના ઉપર ઈંટ, અને ઈંટ ઉપર ફરી ચૂનો, એમ કરીને ભીંત રચવામાં આવે છે અને ફરી તે ભીંત ઉપર જેમ ચૂનો ચોપડવામાં આવે છે, તેમ જ શાંતતા પછી યુદ્ધ અને યુદ્ધ પછી શાંતતા એ ક્રમે સામ્રાજ્ય રચીને છેવટે તે સામ્રાજ્યને શાંતતાના ચૂનાનો લેપ ફરી કરવાનો હોય છે. એને બદલે કેવળ ઈંટ ઉપર ઈંટનું ચણતર કરવાથી બધી જ ઈંટો ઢળી પડે છે. તેથી બે હિંસા વચ્ચે એક અહિંસાને જરૂર સ્થાન આપવું. એટલી નડજોડ કરવાને કશો વાંધો નથી.

'*अर्थमनर्थं भावय नित्यम्*' એ મોક્ષનો ધ્યાનમંત્ર છે. એથી ઊલટું, જ્યાં કામોપભોગ એ જ મહામંત્ર હોય ત્યાં અર્થસંચયનું અનુષ્ઠાન દેખીતી રીતે જ ઇષ્ટ હોવાનું. ધર્મનું એમ કહેવું છે કે, *न वित्तेन तर्पणीयो मनुष्यः* ( માણસને અર્થસંચયથી

કદાપિ તૃપ્તિ થવાનો સંભવ નથી ), તેથી અર્થસંગ્રહ કરવો હોય તોપણ તેને કંઈક મર્યાદા મૂકવી જરૂરની છે. સૃષ્ટિનું સ્વરૂપ 'અશ્વત્થ' છે. એટલે આવતી કાલ માટેનો સંગ્રહ સૃષ્ટિ પાસે આજે નથી. તેથી માણસનો સંગ્રહ પણ અશ્વત્થ હોવો જોઈએ. 'स एवाद्य स उ श्वः' તે આજે છે તેમ કાલે પણ તે જ છે — એ વર્ણન જ્ઞાનસંગ્રહને લાગુ પડે છે. તેથી એક માણસ ગમે તેટલું જ્ઞાન પ્રાપ્ત કરે તોય બીજાના જ્ઞાનમાં તેથી કંઈ ઘટાડો થતો નથી, પણ દ્રવ્યસંગ્રહનું તેમ નથી. હું જો પચીસ દિવસનો સંગ્રહ આજે ભેગો કરી રાખું તો ચોવીસ માણસનો આજનો સંગ્રહ ચોરી લીધા જેવું થાય અને એટલા માણસોને ઓછાવત્તા પ્રમાણમાં ભૂખે માર્યાનું પાપ મારે શિરે આવે. તેમ જ સૃષ્ટિમાં વધારાનો સંગ્રહ ન હોવાથી એટલો સંગ્રહ ભેગો કરવા માટે મારે કુટિલ નીતિનો આશરો લેવો પડે. એકદમ સંગ્રહ કરવામાં મારી શક્તિને તાણ પડતી હોવાથી મારી વીર્યહાનિ તો થયા જ કરે. વધારામાં, આટલો પરિગ્રહ સુરક્ષિત રાખવાની ચિંતા મને ઘેરી લે છે, અને મારું મન પ્રસન્ન રહી શકતું નથી. એટલે અર્થસંગ્રહનું એક કાર્ય કરવા જતાં સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચેય વ્રતોનો ભંગ થાય છે. તેથી બને તેટલો ઓછો — કેવળ શરીર નભાવવા પૂરતો — સંગ્રહ કરવો ઇષ્ટ છે. અને તે પણ શારીરિક શ્રમ કરી શરીરમાંથી પરસેવો કાઢીને કરવો જોઈએ. अंगाना मर्दनं कृत्वा श्रमसंजातवारिणा। કેવળ શારીરિક કર્મ દ્વારા શરીરયાત્રા ચલાવાય તો તેમાં પાપનો ડર રહેતો નથી — नाप्नोति किल्बिषम् — એવું ભગવાન શ્રીકૃષ્ણનું આશ્વાસન છે. તેમાં પણ કાલિદાસે રઘુવંશના રાજાઓના વર્ણનમાં કહ્યા પ્રમાણે ત્યાગની

વૃત્તિ રાખવી. કારણ તમારું ધન જ શું પણ તમારું શરીર પણ તમારી માલિકીનું નથી, પણ તે સાર્વજનિક અથવા ઈશ્વરની માલિકીનું છે. ટૂંકમાં, સંગ્રહનું પ્રમાણ અશ્વત્થ એટલે તાત્કાલિક, સાધન શારીરિક શ્રમ, હેતુ શરીરયાત્રા ચલાવવા પૂરતો, અને વૃત્તિ ત્યાગની હોય, તો તેટલો ભોગ ધર્મને મંજૂર છે. त्यक्तेन भुञ्जीथाः ।

અર્થનું કહેવું એમ છે કે, જગતમાં જીવનકલહ તો કાયમનો જ છે. જે લાયક હશે તે ટકશે. નાલાયક હશે તે નાશ પામશે. તેથી બધાની સગવડ સાચવવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. ઉપરાંત, વિશ્વનો વિસ્તાર અનંત હોઈ તેના એક નજીવા ભાગ ઉપર આપણે કાબૂ મેળવી શકયા છીએ. ભૌતિક શાસ્ત્રોની જેમ જેમ વધારે પ્રગતિ થશે તેમ તેમ આપણી માલિકી વધારે વિસ્તૃત થવાનો સંભવ છે. તેથી બધાની વ્યવસ્થા કરવાની અપ્રસ્તુત જવાબદારી વહોરી લઈએ તોય તે પાર પાડવા માટે પોતાનો સંગ્રહ ઘટાડવો એ જ કંઈ એક રસ્તો નથી, પણ બધાના સામુદાયિક સંગ્રહમાં વધારો કરવો એ પણ એક બીજો રસ્તો ખુલ્લો છે જ. અને એ જ રસ્તો પુરુષાતનનો છે. સૃષ્ટિમાં તો અખૂટ સંગ્રહ ભરેલો છે. પણ તેનું પૂરતું જ્ઞાન આપણને નથી. તેથી ભૌતિક શોધોની દિશામાં પ્રયત્ન ચાલુ રાખીને, ભવિષ્યકાળ માટે સંગ્રહ કરવાને ફરી દરકાર નથી; બલકે, સંગ્રહ કરવો એ આપણી ફરજ છે. માણસની જરૂરિયાતો જેટલી વધશે તેટલું વેપારઉદ્યોગને ઉત્તેજન મળશે અને સંપત્તિમાં ઉમેરો થશે. તેથી સંગ્રહ તો જરૂર કરવો જોઈએ. પણ સાવ એકલવાયાપણાનો સ્વાર્થ કામનો નહિ. કારણ માણસ સમાજનો એક ઘટક હોવાથી બીજાઓના

સ્વાર્થનો પણ વિચાર કર્યા વિના નહિ ચાલે. સંસારનો રોટ મીઠો લાગે તે માટે સ્વાર્થના લોટમાં પરાર્થનું થોડુંક મ નાખવું જરૂરનું છે. પણ લોટમાં મીઠું નાખવાનું છે, નહિ મીઠામાં લોટ. સ્વાર્થના ગાલ ઉપર પરાર્થની ટીલી કરી હ તો સૌંદર્ય દીપી ઊઠે છે. પણ ટીલી કરવી એ જુદું અ આખે મોઢે મેશ ચોપડવી એ જુદું. પરાર્થના સિદ્ધાંત વધારેપડતું મહત્ત્વ આપવાથી પરાવલંબનને ઉત્તેજન મળે સ્વાર્થમાં સ્વાવલંબનનું તત્ત્વ છે. સ્વાર્થમય જીવનસંગ્રામ જેઓ દૂબળા હશે તેમણે મરવું જ જોઈએ. અને એવ મારવામાં આપણે સાધનભૂત થઈએ તો તેમાં દૂષણ નથી પ ભૂષણ જ છે. દાન કરવું એ એક રીતે પારકાનું અપમા કરવા જેવું છે. પાણીની પરબ માંડવામાં પુણ્ય મનાય છે. પ તે પરબ ઉપર પાણી પીનારો માત્ર પાપનો ભાગીદાર અને એમ ધર્મશાસ્ત્રકારોએ પોતે જ કહેલું છે. એનો અર્થ શો લોકો પાણી ન પીએ એટલા માટે પરબની યોજના હોય શું? બીજાઓને પાણી પાવાથી આપણા પાપનો અંશ એમ ભાગે જશે, અને આપણું પાપ એટલા પ્રમાણમાં ઓછું થશે એ વૃત્તિમાં કંઈ ઉદારતા છે ખરી? વધારામાં, મારે પારકાન ચિંતા કરવી, અને પારકાએ મારી ચિંતા કરવી. એવો દ્રાવિ પ્રાણાયામ કરવા કરતાં દરેક જણ પોતાની જ ચિંતા કરે તે તેમાં શું ખોટું? શહેરમાં આળસુ અને ફૂવડ માતાઓ છોકરાઓને રસ્તામાં ઘર સામે શૌચ માટે બેસાડે છે પણ તેમાં એવી ખૂબી કરે છે કે પોતાના ઘર આગળ ચોખ્ખું રહે એટલા માટે પોતાના છોકરાને પારકાના ઘર સામે બેસાડે છે! અને પ્રતિયોગી સહકારના સિદ્ધાન્ત મુજબ પેલ

લોકો એના ઘર આગળ પોતાના છોકરાઓને બેસાડે છે! એને બદલે સીધી રીતે પોતાનો છોકરો પોતાના જ ઘર આગળ બેસાડ્યો હોય તો શો વાંધો? એના જેવો જ આ પરાર્થનો સિદ્ધાન્ત છે. તેથી માણસનું અપમાન કરનારી આ પરાર્થની વૃત્તિ છોડી દઈને દરેક જણે સ્વાર્થસાધના કરતા રહેવું. પારકાની વિશેષ ચિંતામાં પડવું નહિ. સહાનુભૂતિના સુખ માટે અથવા તો દૂરદર્શી સ્વાર્થની દૃષ્ટિએ, તાત્કાલિક સ્વાર્થનો ત્યાગ ક્યારેક કરવો પડે છે; એટલી તડજોડ જરૂર કરી લેવી.

કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે: અને તેથી મોક્ષનો મુખ્ય હુમલો તેમના ઉપર હોય એ સ્વાભાવિક છે. તેથી આ ત્રણ વિષે, તડજોડની દૃષ્ટિથી, ધર્મ અને અર્થ કેવું વલણ ગ્રહે છે તે ઉદાહરણ દાખલ આપણે જોયું. 'કામ' પણ એક 'પુરુષાર્થ' હોવાથી કોઈને તેનું અહીં રજૂ કરેલું ચિત્ર અતિરંજિત લાગશે પણ તેમાં જરાય અતિશયોક્તિ નથી; તે વસ્તુસ્થિતિનું જ પૂરેપૂરું નિદર્શક છે. 'સ્વર્ગની ગુલામી કરતાં નરકમાં રાજ્ય કરવું બહેતર છે' એ મિલ્ટનના શેતાનનું વાક્ય આ જ અર્થ સૂચવે છે. પુરુષાર્થ એટલે પુરુષને પ્રવૃત્ત કરનારો હેતુ. એટલો જ એનો અર્થ છે. આ હેતુ સદ્હેતુ જ હોય એવું કંઈ નથી. હિન્દુધર્મે કામને 'પુરુષાર્થ' માન્યો છે એટલે એનો અર્થ એવો નથી થતો કે એણે એના ઉપર માન્યતાનો સિક્કો માર્યો છે. પણ માણસના મનમાં રહેલી તે એક પ્રેરક શક્તિ છે એટલું જ કહેવાનો તેનો ઉદ્દેશ છે. આત્મવાન માણસને એ પાળું કરીને માન્ય નહિ થાય. ઊલટું, મોક્ષને પણ પુરુષાર્થ તરીકે ઓળખાવવામાં આવે છે ત્યારે તેનો અર્થ પણ હિન્દુધર્મે એના ઉપર માન્યતાનો

સિક્કો માર્યો છે એવો નથી થતો. તે પણ માનવી મનની એક પ્રેરક શક્તિ છે એટલું જ તેનું કહેવું છે. દેહધારી માણસને તેની આજ્ઞા પાળવી કદાચ અશક્ય પણ હોય. માણસની અતિ ઉચ્ચ અને અતિ નીચ પ્રેરણાઓ શાસ્ત્રકારોએ અહીં બતાવી દીધી છે એટલું જ. મોક્ષ એ પરમ પુરુષાર્થ હોવાથી એ દિશામાં માણસ જાય, અને કામ એ અધમ પુરુષાર્થ હોવાથી બની શકે ત્યાં સુધી તેનું દર્શન પણ તે ટાળે, એ કહેવાનો ઇરાદો આમાં છે. પણ આ બેનો મેળ સાધવાની પ્રેરણા માણસને થાય એ સ્વાભાવિક હોવાથી ધર્મ અને અર્થ એ હમેશની બીજી બે પ્રેરણાઓ કહેલી છે. માણસનું સમાધાન કરવા માગતા આ બે મધ્યસ્થો છે. સંસ્કારભેદ પ્રમાણે કોઈને ધર્મ પ્રિય થશે, તો કોઈને અર્થ વહાલો લાગશે.

વલ્લભાચાર્યની વ્યવસ્થા પ્રમાણે સમાજના ત્રણ વિભાગ પડે છે — ૧. પુષ્ટિ, ૨. મર્યાદા, અને ૩. પ્રવાહ. આત્મ-સાક્ષાત્કારનું અમૃત પીને પુષ્ટ બનેલા મોક્ષશાસ્ત્રના ઉપાસકો પુષ્ટિ-ભૂમિકા ઉપર વિહાર કરતા હોય છે; જ્યારે માયાનદીના પ્રવાહમાં તણાઈ જતા કામશાસ્ત્રના પ્રવાહપતિત અનુયાયીઓ વાસનાના ગુલામ હોય છે. આ બંને પ્રકાર સમાજશાસ્ત્રની મર્યાદાની બહારના છે. કામકામી માણસ સમાજના સુખ તરફ જોઈ શકતો નથી, કારણ તેને પોતાનું સુખ જોવાનું હોય છે. મોક્ષાર્થી માણસ પણ સમાજના સુખ તરફ જોઈ શકતો નથી, કારણ તેને કોઈના જ સુખ તરફ જોવાનું હોતું નથી; તેને કોઈના જ સુખની પડી હોતી નથી. કામશાસ્ત્ર સ્વ-સુખાર્થી, અને મોક્ષશાસ્ત્ર સ્વ-હિતાર્થી; એટલે બંનેય સ્વ-અર્થી જ રહ્યા. 'प्रायेण देवमुनयः स्वविमुक्तिकामाः' દેવ અને ઋષિઓ પણ

મોટે ભાગે સ્વાર્થી જ હોય છે, એમ ભગવદ્ભક્ત પ્રહ્લાદની મીઠી ફરિયાદ છે. આ બે એકાન્તિક વર્ગ બાદ કરીએ તો, સામાજિક કાયદાનાં બંધન અને નિયમોની મર્યાદા સાચવીને જેઓ રહે છે તેમને માટે ધર્મશાસ્ત્રની તેમ જ અર્થશાસ્ત્રની પ્રવૃત્તિ હોય છે.

હવે મોક્ષશાસ્ત્રને ન્યાય આપવા ખાતર એટલું કબૂલ કરવું જરૂરનું છે કે કામશાસ્ત્રને જેમ સમાજની પરવા નથી, તેમ પણ તેથી ઊલટું સમાજને મોક્ષશાસ્ત્રની કદર નથી હોતી એટલે સમાજ અને કામશાસ્ત્ર વચ્ચેના અણબનાવની જવાબદારી જેમ કામશાસ્ત્રને માથે છે, તેમ સમાજ અને મોક્ષશાસ્ત્ર વચ્ચેના અણબનાવની જવાબદારી સમાજને શિરે જ છે. મોક્ષશાસ્ત્ર સ્વહિતપરાયણ હોય તોય, જેમ સ્વસુખને પરસુખની સાથે વિરોધ હોય છે તેમ સ્વહિતનો પરહિતની સાથે વિરોધ નથી હોતો. તેથી જે સ્વહિતે રત હોય છે તે આપોઆપ જ 'સર્વભૂતહિતે રત' થાય છે. પણ કોઈ વ્યક્તિ સર્વભૂતહિતે રત થાય તોપણ તે સમાજને પ્રિય નથી થતી, કારણ સમાજ સુખલોલુપ હોય છે, તેને સ્વહિતની વિશેષ પરવા નથી હોતી. સાત્વિકતાનો જુલમ સમાજથી ખમાસ સહન થતો નથી. 'जगाच्या कल्याणा संतांच्या विभूति' જગતના કલ્યાણ માટે સંતોની વિભૂતિઓ હોય છે એમ જે કહેવાય છે તેમાં કંઈ ખોટું નથી. પણ જગતના સુખ માટે જો સંતોની વિભૂતિઓ હોય તો તો તેઓ સમાજને પ્રિય થાય. ખ્રિસ્ત, સૉક્રેટીસ, તુકારામ જેવા માણસો સમાજને આજે પ્રિય છે, પણ તેમના વખતમાં તેઓ સમાજને કાંટાની જેમ ખૂંચતા હતા. આજે પ્રિય છે એનું કારણ એ નથી

કે સમાજ એટલો આગળ વધ્યો છે, પણ તેઓ આજે જીવતા નથી એ છે.

હવે કામશાસ્ત્ર તદ્દન તામસ અને સમાજની સાવ અવગણના કરનારું હોવાથી તે સમાજને દુઃખ દે છે તેથી, અને મોક્ષશાસ્ત્ર દિન દે છે તેથી, બન્ને સમાજબાહ્ય. કામશાસ્ત્રનો તામસ પ્રવાહ અને મોક્ષશાસ્ત્રની સાત્વિક પુષ્ટિ બન્ને સમાજને સરખાં જ વાયડાં. કોઈ રોગીની ક્યારેક એવી નાજુક અવસ્થા થાય છે કે તેને ખોરાક આપીએ તો તે પચતો નથી, અને ઉપવાસ તેનાથી સહન થતો નથી. સમાજ પણ એવો એક નાજુક રોગી છે. બિચારો વૈદ્યોના પ્રયોગોનું પાત્ર થઈ પડ્યો છે. તામસ પ્રવાહ અને સાત્વિક પુષ્ટિ બન્ને વર્જ્ય થયાથી રાજસ મર્યાદાના પ્રયોગો તેની ઉપર ચાલ્યા છે. ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર સમાજને મર્યાદા આંકી આપનારાં શાસ્ત્રો છે. બન્નેને રાજસ ગણીએ તોપણ ધર્મશાસ્ત્ર સત્ત્વપ્રધાન અને અર્થશાસ્ત્ર તમઃપ્રધાન છે એમ કહેવું પડે. આપણામાં ધર્મશાસ્ત્રનો વિશેષ વિકાસ થયો, પાશ્ચાત્યોમાં અર્થશાસ્ત્રનો થયો.

સમુદ્રનું જરા સરખું મંથન થતાં જ ઝેરની ઉત્પત્તિ થઈ; પણ અમૃત મેળવવા માટે ખૂબ મહેનત કરવી પડી. એ જ ન્યાયે સમાજશાસ્ત્રના ઉપલકિયા અભ્યાસમાંથી અર્થશાસ્ત્રનો જન્મ થાય છે; પણ ધર્મશાસ્ત્રનો ઉદય થાય તે માટે ઊંડા અધ્યયનની જરૂર હોય છે. આપણે ત્યાં પણ અર્થશાસ્ત્ર મુદ્દલ હતું જ નહિ એમ નથી, પણ તેનું ઝેરી સ્વરૂપ ઓળખીને સમાજશાસ્ત્રનું વધારે મંથન કરવામાં આવ્યું અને પરિણામે ધર્મશાસ્ત્રની ઉત્પત્તિ થઈ. આર્ય સંસ્કૃતિમાં અર્થશાસ્ત્રનો વિકાસ કેમ ન થયો તેનું આ કારણ છે. અથવા

વિકાસ થયા નહિ એમ કહેવું પણ બરાબર નથી. તેનો સંપૂર્ણ વિકાસ થયા તેના પછી જ ધર્મશાસ્ત્રનો ઉદય થયો. પાશ્ચાત્ય અર્થશાસ્ત્રનો ઇતિહાસ જોતાં પણ આ વસ્તુનો પ્રત્યય થાય છે. 'शास्त्राद्धि बलवद् धर्मशास्त्रमिति स्थितिः' — અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર અધિક પ્રમાણ છે. એ સિદ્ધાન્તને જન્મ આપ્યા વિના અર્થશાસ્ત્રનો છૂટકો જ થાય નહિ.

આ જન્મના વેણ પાશ્ચાત્ય સંસ્કૃતિને ગયા સૈકાના ઉત્તરાર્ધથી થવા માંડ્યા છે. અર્થશાસ્ત્રના શ્રમવિભાગના સિદ્ધાન્તનો તો અત્યારે જ ઢંઢેરો આવવા માંડ્યો છે. ગરીબ લોકો આમરણ 'अहमन्नम्, अहमन्नम्, अहमन्नम्' (હું ખાદ્ય છું, હું ખાદ્ય છું, હું ખાદ્ય છું) એવો જાપ જપીને ઉપાસના કર્યા કરે, અને ધનવાન લોકો 'अहमन्नादः अहमन्नादः अहमन्नादः' (હું ખાનારો છું, હું ખાનારો છું, હું ખાનારો છું) એ મંત્રનું રટન કર્યા કરે, એવા હલકટ પાઠ શ્રમવિભાગના સિદ્ધાન્તની હવે આખી દુનિયાને ચીડ આવી છે. રસ્કિન જેવા તત્ત્વવેત્તાઓએ અર્થશાસ્ત્ર વિરુદ્ધ જે ઝુંબેશ ઉઠાવી હતી તે આગળ ચલાવનારા લોકોની પરંપરા અવિચ્છિન્ન ચાલુ છે અને વિજયમાં જ એ ઝુંબેશ પરિણમશે એવાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં છે. અર્થશાસ્ત્રને અનર્થશાસ્ત્ર નામ શ્રી. શંકરાચાર્યે ક્યારનું આપી દીધું છે. એ જ નામ (dismal science)નો જીર્ણોદ્ધાર પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો કરવા લાગ્યા છે. તેથી અર્થશાસ્ત્રની સુધારેલી નવી આવૃત્તિઓ નીકળવા લાગી છે. આ બધા દેખાવો ઉપરથી પાશ્ચાત્ય સંસ્કૃતિની કૂખે ધર્મનો અવતાર થશે એવી આશા રાખીએ તો તેમાં કશું ખોટું નથી. ગયા મહાયુદ્ધથી તો પ્રત્યક્ષ પ્રસવવેદના શરૂ થયેલી હોવાથી આ

અવતાર હવે તદ્દન નજીક આવ્યો છે એમ કેટલાકને લાગવા માંડ્યું છે.

ધર્મશાસ્ત્રનો અવતાર થવાને કેટલી વાર છે એ કહેવું મુશ્કેલ હોય તોપણ, એ અવતારની પૂર્વ તૈયારી કરનારું નીતિશાસ્ત્ર ક્યારનું જન્મ્યું છે અને મોટું પણ થતું જાય છે. ધર્મપ્રધાન પૂર્વની સંસ્કૃતિ અને અર્થપ્રધાન પશ્ચિમની સંસ્કૃતિનો સુમેળ સાધવાની પાત્રતા અને શક્યતા નીતિશાસ્ત્રમાં ઠીક ઠીક પ્રમાણમાં છે. પણ આકાશ ને પૃથ્વી એ બેને સ્પર્શતી ક્ષિતિજની રેખા જેમ કાલ્પનિક છે તેવી જ આ ઉભયાન્વયી શાસ્ત્રની સ્થિતિ છે. સારાનરસા બધા જ શબ્દોનો સંગ્રહ કરવો એટલું જ કોશનું કામ હોય છે, અને તેથી તેને પોતાનો ખાસ એવો કશો સંદેશો હોતો નથી. માત્ર, 'વ્યવહાર કરતી વખતે મારો ઉપયોગ તમે કરી શકશો' એથી આગળ એ કશું જ કહી શકતો નથી. તે જ પ્રમાણે નીતિશાસ્ત્રને પોતાનું ખાસ એવું કોઈ પ્રમેય નથી, અને 'મને વાપરો, મને વાપરો' એમ કહી પામર આશા સેવતા બેસી રહેવું એટલું જ આજે એને નસીબે છે. તેની પુરુષાર્થમાં ગણના કરવાનો કોઈને વિચાર આવતો નથી. કોઈ પણ સિદ્ધાન્તનો અતિરેકી આગ્રહ ન રાખવો એ જ નીતિશાસ્ત્રનો સિદ્ધાન્ત હોવાથી, આખા જગતને આ ભૂમિકા ઉપર એક કરવું શક્ય છે; પણ 'સમાધાનથી રહો,' 'ભલાઈથી રહો,' અથવા 'જેમ ફાવે તેમ રહો' એવી ગોળગોળ લીસી શિફારસ કરવાથી આગળ નીતિશાસ્ત્રની મજલ હજી સુધી તો ગઈ ન હોવાથી, તેના છત્ર નીચે આખું વિશ્વ એક થઈ શકે એમ હોય તોપણ એવા ભવ્ય દિગ્વસ્ત્ર કરતાં લંગોટીથી જ લોકોને વધારે સમાધાન થાય તેમ છે.

'મરીશ ત્યાં સુધી જીવીશ' એ આશયમાં સત્ય હોય તોપણ તેમાં સ્ફૂર્તિ નથી; તેથી 'સાત દિવસમાં મરી જઈશ' એ શાપથી પરીક્ષિત રાજાને જેટલું સમાધાન થયું હશે તેટલું પણ સમાધાન આપવાનું સામર્થ્ય આ સત્યમાં નથી. 'માણસે માણસાઈથી વર્તવું જોઈએ,' એ તો નીતિશાસ્ત્રનું રહસ્ય! અને માણસાઈ એટલે શું? માણસનો સ્વભાવ. નામ એટલે (દરેક પદાર્થ કે વસ્તુનું) નામ! આવા (અતિ) વ્યાપક શાસ્ત્રથી માણસને સમાધાન શી રીતે થવાનું હતું? સંસ્કૃત ન્યાયશાસ્ત્રમાં આવા જ પ્રચંડ સિદ્ધાન્તો કહેલા હોય છે. જેમાં ઘટત્વ હોય છે તે ઘટ, પટત્વ હોય છે તે પટ, અને પથ્થરપણું હોય છે તે પથ્થર. અને આ બધું જેમાં હોય છે તે ન્યાયશાસ્ત્ર!' આવી જ વલે નીતિશાસ્ત્રની થવાથી ધર્મમોક્ષની તો વાત જ રહેવા દઈએ. પણ અર્થકામના જેટલી પણ સ્ફૂર્તિ તેમાં નથી. પણ ધર્મ અને અર્થ સમાધાન કરાવવાનો ગમે તેટલો ડોળ કરે તોપણ તેઓ પક્ષપાતી છે, અને નીતિશાસ્ત્ર નિષ્પક્ષપાતી છે, એટલું કબૂલ કર્યે જ છૂટકો. તેની નિષ્પક્ષપાતી વૃત્તિને લીધે તેમાં આકર્ષક શક્તિ ઓછી હોય તોપણ તે ગુણ જ મનાવો જોઈએ. રોજનો ખોરાક આકર્ષક નથી હોતો. નીતિ રોજના ખોરાક જેવી છે તેથી તે આકર્ષક નથી લાગતી. પણ આખા સમાજને આપી શકાય તેવો આથી વધારે પૌષ્ટિક ખોરાક બીજો નથી. ધર્મ-મોક્ષ પૌષ્ટિક હોય તોપણ મોંઘા પડે છે. અર્થ-કામ મોંઘા હોય તોપણ તે કુપથ્યકારક. તેથી નીતિશાસ્ત્ર વિના આજે જગતને બીજો તરણોપાય નથી. આપણી સંસ્કૃતિ ધર્મપ્રધાન છે એમ આગળ કહ્યું છે તેનો એવો અર્થ નથી કે આપણે ધર્મપ્રધાન

છીએ. આપણે અર્થકામના જ ગુલામ છીએ. તેથી આપણી સંસ્કૃતિને નીતિની પરવા ન હોય તોય આપણે માટે નીતિની ઉપાસના કરવી અત્યન્ત આવશ્યક છે. એટલે કે આપણી શું કે બીજાઓની શું — આખી દુનિયાની જ કહોને — સામાન્ય ભાષા નીતિશાસ્ત્ર છે એમ કહેવાને કશો વાંધો નથી. બધા પુરુષાર્થની તાલીમ આ જ ભાષામાં અપાવી જોઈએ. નીતિ એ પુરુષાર્થ ન હોય તોય પુરુષાર્થની તાલીમનું તે એક દ્વાર કે વાહન છે. નીતિની ભાષામાં પુરુષાર્થનું ભાષાંતર કરવામાં આવે તો બધા જ પુરુષાર્થોનું સ્વરૂપ સૌમ્ય અને પરસ્પરાનુકૂલ જણાઈ આવશે. વસિષ્ઠ ઋષિના આશ્રમમાં ગાય અને વાઘ એક જ આરે પાણી પીતાં એવું વર્ણન છે. એનો અર્થ વાઘની ક્રૂરતા નષ્ટ થતી એમ એકપક્ષી નથી કરવાનો, પણ ગાયની ભીરુતા પણ નષ્ટ થતી હતી એવો બેવડો અર્થ કરવાનો છે. એટલે જ ગાય – ભીતિ = વાઘ – ક્રૌર્ય એમ મેળ બેસે છે. નહિ તો વાઘની ગાય બનાવવાનું સામર્થ્ય સર્કસમાં પણ છે; તે માટે ઋષિના આશ્રમની જરૂર નથી. નીતિના આશ્રમમાં બધા જ પુરુષાર્થોનું એકાંગી અને આગ્રહી સ્વરૂપ બદલાઈ જઈ તેમનો સમન્વય થઈ શકશે. નીતિના કાચમાંથી જોતાં ચારે પુરુષાર્થના રંગ સાવ બદલાયેલા દેખાશે. કામની સુન્દરતા, અર્થની ઉપયુક્તતા, ધર્મની પવિત્રતા, અને મોક્ષની સ્વતંત્રતા, એ બધાનું એકત્ર દર્શન થઈને સમગ્ર જીવનની યથાર્થ કલ્પના આવશે. સૌંદર્ય, ઉપયુક્તતા, પવિત્રતા, અને સ્વતંત્રતા એ ચારે દિશાઓને નીતિનું આકાશ સ્પર્શતું હોવાથી, ચારે પુરુષાર્થો આ નવા લેબાસ પહેરે તો તેમનામાં રહેલું દ્વૈત ઓછું થઈ માણસનું સમાધાન થવું શક્ય છે. પણ

'મરીશ ત્યાં સુધી જીવીશ' એ આદિમમાં સત્ય હોય તોપણ તેમાં સ્ફૂર્તિ નથી; તેથી 'સાત દિવસમાં મરી જઈશ' એ શાપથી પરીક્ષિત રાજાને જેટલું સમાધાન થયું હશે તેટલું પણ સમાધાન આપવાનું સામર્થ્ય આ સત્યમાં નથી. 'માણસે માણસાઈથી વર્તવું જોઈએ,' એ તો નીતિશાસ્ત્રનું રહસ્ય! અને માણસાઈ એટલે શું? માણસનો સ્વભાવ. નામ એટલે (દરેક પદાર્થ કે વસ્તુનું) નામ! આવા (અતિ) વ્યાપક શાસ્ત્રથી માણસને સમાધાન શી રીતે થવાનું હતું? સંસ્કૃત ન્યાયશાસ્ત્રમાં આવા જ પ્રચંડ સિદ્ધાન્તો કહેલા હોય છે. જેમ ઘટત્વ હોય છે તે ઘટ, પટત્વ હોય છે તે પટ, અને પથ્થરપણું હોય છે તે પથ્થર. અને આ બધું જેમાં હોય છે તે ન્યાયશાસ્ત્ર' આવી જ વલે નીતિશાસ્ત્રની થયાથી ધર્મમોક્ષની તો વાત જ મેલવા દઈએ. પણ અર્થકામના જેટલી પણ સ્ફૂર્તિ તેમાં નથી. પણ ધર્મ અને અર્થ સમાધાન કરાવવાનો ગમે તેટલો ડોળ કરે તોપણ તેઓ પક્ષપાતી છે, અને નીતિશાસ્ત્ર નિષ્પક્ષપાતી છે, એટલું કબૂલ કર્યે જ છૂટકો. તેની નિષ્પક્ષપાતી વૃત્તિને લીધે તેમાં આકર્ષક શક્તિ ઓછી હોય તોપણ તે ગુણ જ મનાવો જોઈએ. રોજનો ખોરાક આકર્ષક નથી હોતો. નીતિ રોજના ખોરાક જેવી છે તેથી તે આકર્ષક નથી લાગતી. પણ આખા સમાજને આપી શકાય તેવો આથી વધારે પૌષ્ટિક ખોરાક બીજો નથી. ધર્મ-મોક્ષ પૌષ્ટિક હોય તોપણ મોઘા પડે છે. અર્થ-કામ સોંઘા હોય તોપણ તે કુપથ્યકારક. તેથી નીતિશાસ્ત્ર વિના આજે જગતને બીજો તરણોપાય નથી. આપણી સંસ્કૃતિ ધર્મપ્રધાન છે એમ આગળ કહ્યું છે તેનો એવો અર્થ નથી કે આપણે ધર્મપ્રધાન

છીએ. આપણે અર્થકામના જ ગુલામ છીએ. તેથી આપણી સંસ્કૃતિને નીતિની પરવા ન હોય તોય આપણે માટે નીતિની ઉપાસના કરવી અત્યન્ત આવશ્યક છે. એટલે કે આપણી શું કે બીજાઓની શું — આખી દુનિયાની જ કહોને — સામાન્ય ભાષા નીતિશાસ્ત્ર છે એમ કહેવાને કશો વાંધો નથી. બધા પુરુષાર્થની તાલીમ આ જ ભાષામાં અપાવી જોઈએ. નીતિ એ પુરુષાર્થ ન હોય તોય પુરુષાર્થની તાલીમનું તે એક દ્વાર કે વાહન છે. નીતિની ભાષામાં પુરુષાર્થનું ભાષાંતર કરવામાં આવે તો બધા જ પુરુષાર્થોનું સ્વરૂપ સૌમ્ય અને પરસ્પરાનુકૂલ જણાઈ આવશે. વસિષ્ઠ ઋષિના આશ્રમમાં ગાય અને વાઘ એક જ આરે પાણી પીતાં એવું વર્ણન છે. એનો અર્થ વાઘની ક્રૂરતા નષ્ટ થતી એમ એકપક્ષી નથી કરવાનો. પણ ગાયની ભીરુતા પણ નષ્ટ થતી હતી એવો બેવડો અર્થ કરવાનો છે. એટલે જ ગાય – ભીતિ = વાઘ – ક્રૌર્ય એમ મેળ બેસે છે. નહિ તો વાઘની ગાય બનાવવાનું સામર્થ્ય સર્કસમાં પણ છે; તે માટે ઋષિના આશ્રમની જરૂર નથી. નીતિના આશ્રમમાં બધા જ પુરુષાર્થોનું એકાંગી અને આગ્રહી સ્વરૂપ બદલાઈ જઈ તેમનો સમન્વય થઈ શકશે. નીતિના કાચમાંથી જોતાં ચારે પુરુષાર્થના રંગ સાવ બદલાયેલા દેખાશે. કામની સુન્દરતા, અર્થની ઉપયુક્તતા, ધર્મની પવિત્રતા, અને મોક્ષની સ્વતંત્રતા, એ બધાનું એકત્ર દર્શન થઈને સમગ્ર જીવનની યથાર્થ કલ્પના આવશે. સૌંદર્ય, ઉપયુક્તતા, પવિત્રતા, અને સ્વતંત્રતા એ ચારે દિશાઓને નીતિનું આકાશ સ્પર્શતું હોવાથી, ચારે પુરુષાર્થો આ નવા લેબાસ પહેરે તો તેમનામાં કેટલું દ્વૈત ઓછું થઈ માણસનું સમાધાન થવું શક્ય છે. પણ

હાલના નીતિશાસ્ત્રને પોતાનો એવો કોઈ પણ સિદ્ધાન્ત ન હોવાથી તે સાવ સત્ત્વહીન પોકળ બનેલું છે; તેથી તેની પાસેથી નક્કર સમાધાન મળવાની આશા રાખવી વૃથા છે. એ જ વસ્તુ જરા જુદી ભાષામાં એમ મૂકી શકાય કે, નીતિશાસ્ત્રમાં આત્મા નથી તેથી તે મોટે ભાગે શાબ્દિક આડંબરવાળું બન્યું છે. ચાર પુરુષાર્થનો મેળ બેસાડવાની કલ્પના તેણે બનાવી ખરી; પણ સમાધાન કરાવવાનું કર્તૃત્વ કે સામર્થ્ય તેનામાં નથી. તેથી આ ઊણપ ભરી કાઢવા માટે ઋષિઓએ કર્તૃત્વવાળા યોગશાસ્ત્રની રચના કરેલી છે. સમાધાનની પૂર્વતૈયારી કરવા માટે નીતિશાસ્ત્રનો આધાર માની આગળના કામ માટે એ યોગશાસ્ત્રને શરણે જવું જોઈએ.

## જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથમાળાનાં પુસ્તકો

| | |
|---|---|
| ૧. જાતે મજૂરી કરનારાઓને | ૦—૩—૦ |
| ૨. ત્યારે કરીશું શું ? | ૧—૦—૦ |
| ૩. જીવનશોધન | ૧—૦—૦ |
| ૪. કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ૫. સત્યાગ્રહી ગૅરીસન | ૧—૦—૦ |
| ૬. સદાચવૃત્તિ | ૧—૪—૦ |
| ૭. જપજી | ૦—૬—૦ |
| ૮. આપણો આર્થિક પ્રશ્ન | ૧—૦—૦ |
| ૯. ચાનનો અવાજ | ૦—૮—૦ |
| ૧૦. ગાંધીજીની સાધના | ૧—૪—૦ |
| ૧૧. શ્રીમદ્ભાગવત | ૧—૮—૦ |
| ૧૨. ઊધઈનુ જીવન | ૦—૧૦—૦ |
| ૧૩. સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| ૧૪. મારી વ્યાપક કેળવણી | ૧—૪—૦ |
| ૧૫. સ્વદેશી સમાજ | ૦—૮—૦ |

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| આત્મકથા ભા. ૧–૨ (નાગરી લિપિ) | ૦–૧૪—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ધર્મમંથન | ૦–૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| ગીતાપદાર્થકોષ | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૩—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧ | ૦–૧૨—૦ |
| „ „ „ ભા. ૨ | ૧—૦—૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં, ખાદીનું પૂઠું) | ૧–૧૨—૦ |
| ( „ સાદું પૂઠું) | ૧—૪—૦ |
| (છાપેલું) | ૦—૪—૦ |
| ગાંધીજીનું નવજીવન (ચાર ભાગ) | ૧૧–૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૪—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦–૧૨—૦ |
| સર્વોદય | ૦—૧—૬ |
| એક સત્યવીરની કથા અથવા સૉક્રેટીસનો બચાવ | ૦—૧—૦ |
| ગામડાંની વહારે | ૦—૧—૦ |
| ગીતાબોધ | ૦—૧—૬ |
| ગોસેવા | ૦—૫—૦ |

## કાકા કાલેલકરનાં પુસ્તકો

| | |
|---|---|
| કાલેલકરના લેખો | ૩—૦—૦ |
| (અનેક વિષયો ચર્ચતા) | |
| જીવનનો આનંદ | ૧—૮—૦ |
| (કલા અને કુદરતવિષયક લેખો) | |
| જીવનભારતી | ૨—૮—૦ |
| (સાહિત્યવિષયક લેખો) | |
| જીવનસંસ્કૃતિ | ૨—૮—૦ |
| (સામાજિક અને સંસ્કૃતિવિષયક લેખો) | |
| હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથે) | ૧—૦—૦ |
| (આર્ય સંસ્કૃતિનું રહસ્ય ચર્ચતો) | |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦—૩—૦ |
| સ્મરણયાત્રા | ૧—૮—૦ |
| (કિશોર અવસ્થાના રમૂજી અનુભવો) | |
| જીવનો તહેવારો | ૦—૧૨—૦ |
| (ધાર્મિક જીવનનું કાવ્ય) | |
| લોકમાતા | ૦—૪—૦ |
| (ભારતની નદીઓનું રસિક વર્ણન) | |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| (ટિપ્પણ સાથેની બીજી આવૃત્તિ) | |
| सद्बोधशतकम् | છપાય છે |
| (वैरागी राजानो वारसो) | |
| જીવનવિકાસ | બીજી આવૃત્તિ છપાશે. |
| (કેળવણીના અંગોની ચર્ચા) | |